# ગોવિંદજી દામોદરની કું૦

**"રોયલ ટોનીક પીલ્સ"**—આ ગોળીઓ કેસર, કસ્તુરી, અંબર વિગેરે દેશી વનસ્પતીઓની બનાવેલી હોવાથી સ્વમામાં કે પીશાબમાં જતી ધાતુ બંધ કરી વીર્ય વીકારના ગુપ્ત દરદો મટાડી પુરૂષાતન આપે છે તથા હરેક પ્રકારની નબળાઇ દુર કરી ભુખ વધારી અવયવોને તાકાત બક્ષે છે. સ્ત્રીઓના અનિયમિત સ્રાવને અટકાવી ગર્ભસ્થાનને સુધારી ગર્ભ ધારણ થવા યોગ્ય બનાવે છે. અને જાહેરીએ પુગેલા બુજરગોની લથડતી દેહને સુધારી તંદુરસ્તી આપે છે. એટલુંજ નહીં પણ આ ગોળીઓ ફક્ત ત્રણ દિવસ વપરાસમાં આવવાથી પોતાની અદ્દભુત શક્તિ આબેહુબ બતાવે છે. **રજીસ્ટર નં૦ ૧૮૦** તપાસીને લેજો. કીંમત ગોળી ૩૦) ની બાટલીનો રૂ. ૧–૪–૦.

**"રોઝ ડ્રોપ્સ"** (આંખનાં દરદો માટે)—આંખનું આવવું અને તેનાથી ઉત્પન્ન થનારા ખીલ, દર વખતે ચીપડા આવવા, પાણીનું ગળવું, ઝાંખ તથા તરતની બંધાયલી છારી વીગેરે આંખનાં દરદો મટાડી તેજ વધારે છે. તે ઉપરાંત નીરોગી આંખોમાં મુકવાથી તેજ કાયમને માટે જળવાઇ રહે છે. કીંમત બાટલીનો રૂ. ૧.)

**"ટ્રીફ્સોલા"** (લોહી સુધારનારી દવા)—ગરમીથી અથવા પારાની મેળવણીવાળી દવા કે રસાયણ ખાવાથી લોહીનો બગાડો થઇ, શરીરે ફોલ્લાં, ચાંદાં કે વીસ્ફુટક નીકળી આખરે ચામડી કાળી પડી શરીરે ડાઘા પડી જાય છે તેને માટે આ "ટ્રીફ્સોલા" કંઇ પણ નુકશાન વગર ચમત્કારીક ગુણ કરે છે. તેમજ ચામડીનાં સર્વ દરદો ફોલ્લા અને પરૂથી બંધાયલા ગાંઠા, બદ, ખીલ, ખુજળી, રસોળી, ચાંદા વીગેરે મટાડી બગડેલું લોહી સુધારી વધારો કરવાનો બહુ અસરકારક નીવડેલી છે અને સંધીવા, સાંધા તથા કેમરનો દુખાવો, જઠરાગ્નિનું મંદ પડવું, કંઠમાળ, ગળાના દરદો વીગેરે દુર કરી નબળી પડેલી જીંદગીને સુધારી તંદુરસ્તી બક્ષે છે. કીંમત બાટલીના રૂ. ૨–૮–૦.

**"સેન્ટોલીયમ મીક્સ્ચર"**—ગરમી અથવા ખરાબ સંગતમાંથી થયલા પરમાનાં બીકટ દરદો ઉપર આ દવાનો પહેલોજ ભાગ અસરકારક ફાયદો કરી પીશાબમાં થતી બલતરા મટાડી, વેહેતી રસી અટકાવી, પીશાબ સાફ ખુલાસાથી લાવે છે. એટલુંજ નહીં પણ સ્ત્રી પુરૂષોનાં તરતનાં થયલાં અથવા ગમે તેવાં જુનાં કાતીલ દરદને ફક્ત ચોવીસ કલાકમાં જડમુળથી મટાડે છે, કીંમત બાટલીનો રૂ. ૧–૮–૦.

**જરથાબંધ તથા છુટક દવા વેચનાર,** કે૦ નં ૫૭ નવી હનુમાન ગલી, મુંબઇ.

## "હિંદુસ્તાન મધ્યે વિલાયતનો હુન્નર,"

અને

## છત્રીઓનું ગંજાવર કારખાનું.

---

જાણીને ખુશી થવું જોઇએ કે હિંદુસ્તાન ધીમે ધીમે નવા હુન્નરો હાથ કરવા લાગ્યું છે.

---

# મેશર્સ ઇબ્રાહીમ કરીમ એન્ડ સન્સ,

જથ્થાબંધ છત્રીના વેપારીઓ, છત્રીઓને લગતો દરેક જાતનો ઉંચી કિંમતનો સામાન ખુદ આરડરોથી વિલાયતથી મંગાવી, છેલ્લામાં છેલ્લી શોધના સાંચાઓ તથા એન્જીનથી ચાલતી પોતાની મુંબાઇ મધ્યેની ફેક્ટરીમાં, કેળવાયેલા હિન્દી કારીગરોના હાથથી દરેક જાતની છત્રીઓ, બનાવી દેશી કારીગરીને ઉત્તેજન આપે છે.

વિલાયતની બનાવટ મોંઘી છે. અને તે માલ જોઇએ તેટલો મજબુત આવતો ન હોવાથી, તેઓએ આ સાહસ ઉઠાવેલું છે તેઓની ખુદ દેખરેખ તળેના બનેલા માલની બનાવટ **વિલાયતની બનાવટને પણ હરીફાઇમાં હંફાવે છે.**

**લાંબા વખતની પ્રખ્યાતિને પામેલી લોક પ્રિય "હરણ છાપ"** ની વિલાયતી છત્રીઓ (કે જેના તેઓ એકલાજ માલેક છે) તેમજ તેમના નામવાળી બીજી જાતોની છત્રીઓ **હિંદુસ્તાન, બ્રહ્મદેશ, સીલોન, તથા આફ્રિકાખંડના કેટલાક બજારો મધ્યેથી** દરેક પરચુરણ છત્રીના વેપારી પાસેથી મળી શકે છે.

**વેપારીઓને સારૂં ડીસ્કાઉન્ટ આપવામાં આવે છે.**

☞ **ભાવોનું લીસ્ટ અરજ કરવાથી મુફત મોકલવામાં આવે છે.**

**બહારગામના ઓરડરોપર પુરતું ધ્યાન અપાય છે.**

હેડ ઓફીસ, અને ફેક્ટરી.
મારકીટ-જુમા મસીદ.
**મુંબઈ,**

શાખાઓ,
**મદરાસ,** અને **કલીકટ.**

# ઈન્દુકુમારી

અથવા

## બેંગાલમાં મરેઠાની દોડ.




અનુવાદક

છગનલાલ નારાયણભાઈ મેશ્રી.



પ્રકટ કર્ત્તા

મુંબઈઃ—ગુજરાતી પ્રિન્ટિંગ પ્રેસઃ ૧૯૦૪




ત રૂ. ૧॥

# ઉદ્દેશ.

દરેક સાહિત્યના ઇતિહાસ તરફ નજર કરતાં જણાય છે કે, પ્રાચીન કાળમાં જ્ઞાન આપવાનો પ્રયાસ ઘણો જ ટૂંકો થતો હતો. તે સમયના મનુષ્યો દીર્ઘ દૃષ્ટિના અને પોતાના વિદ્યાભ્યાસનો સમય ગુરુ સાંનિધ્ય જ વિદ્યાભ્યાસમાં ગાળતા હોવાથી, જ્ઞાનના વિષયો માટે નાનાં સૂત્રો જ યોજવામાં આવ્યાં હતાં. કાળે કરી શ્રદ્ધા અને સમજ શક્તિના થતા અભાવે, મનુષ્યોને વિષયો વધારે સ્ફુટ કરી સમજાવવાના ઉદ્દેશથી, તેમની સાથે દૃષ્ટાંતોની યોજના કરવામાં આવતી ગઇ. વળી સમય જતાં તે ઉપર દલીલો સાથના નિબંધો યોજવા પડયા. તેમાંથી પૌરાણિક કથાઓ અને પૌરાણિક કથાઓમાંથી, સમય જતાં નવલો અને નાટકો યોજવાની પ્રથા ચાલુ થઈ. કારણ કે, વર્ત્તમાનકાળનાં જીવનો જો કે વાર્ત્તારૂપે ઘણા ઉપદેશપ્રદ થઇ પડે, તોપણ તેમને પ્રસિદ્ધિમાં મૂકવાનું કાર્ય ઘણું દુષ્કર છે.

મોરબીના શીઘ્ર કવિવર શ્રીયુત શાસ્ત્રી શંકરલાલ માહેશ્વર પોતાના "વિદ્વત્કૃત્ય વિવેક" નામના ઉત્તમ ગ્રંથમાં કહે છે કે, નવલો અને નાટકો કોઇ ગુણિયલ કાંતાઓની પેઠે હિતકર બોધ કરે છે પણ કલ્પિત નવલો અને નાટકોથી, મનુષ્યોના મનપર જે શુભ અસર થાય છે, તે ક્ષણ-સ્થાયી અર્થાત્ લાંબો વખત નહીં નભે એવી નીવડવાનો ઘણો વખત સંભવ છે. તે જ કારણથી હમણાં વિદ્વાનો ઇતિહાસિક બનાવોપરથી, વાર્ત્તાઓ ઉપજાવી કહાડવાનું કાર્ય ઉત્તમ ગણે છે. તે નવલવધૂઓ શાસ્ત્રીજીના શબ્દમાં ઘણી જ ઉપદેશપ્રદ અને હિતકર છે.

ગુજરાતી સાહિત્ય હજુ પછાત છે. તેનું કારણ એ છે કે, ગુજરાતી પ્રજામાં બીજી પ્રજાઓ જેટલી વાંચન શોખની જાગ્રતી આવી નથી. તે જાગ્રતી આણ્યાથી સાક્ષર વર્ગને ઉત્તેજનનો અભાવ રહેશે નહીં અને તે પ્રયાસમાં જોડાવવું, એ તેમનો પરમ ધર્મ છે.

એ જાગ્રતી આણવામાં ઇતિહાસિક વાર્ત્તાઓ, એ ઘણું જ ઉત્તમ સાધન છે. ઇતિહાસિક વાર્ત્તાઓ દરેક પ્રજાને તેની પ્રાચીન સ્થિતિનું દિગ્દર્શન કરાવી, તેણે કરેલી ભૂલો અને અને સારાં પગલાં, ભવિષ્યમાં ધ્યાનમાં લઇ, સાવધ થઇ, ઉન્નતિ માર્ગ ખોળવામાં જોડતાં શીખવે છે. તે ઉપરાંત તેમાંના ઉચ્ચ અને નીચ પાત્રોનાં જીવનો, તેના જીવન ચારિત્ર્યનું ઉત્તમ બંધારણ કરવામાં એક ગુણિયલ કાંતા સમાન છે.

"ગુજરાતી" ના ગ્રાહકોને અદ્યાપિ પર્યન્ત ભેટ આપવામાં આવેલાં પુસ્તકો, હિંદુ પ્રજાના પ્રાચીન ઇતિહાસની એક અમૂલ્ય માળા છે. અને તે જ માળામાં ઉપલા ઉદ્દેશથી, તેવી રીતનો એક મણકો, ગુર્જર પ્રજાની સેવામાં નિવેદન કરી ઉમેરવો હું ઉચિત ધારું છું.

આ પુસ્તક મેહેરપુરના આસિસ્ટંટ મેજીસ્ટ્રેટ શ્રીયુત ક્ષેત્ર ગોપાળરાયના હાથે બંગાળી ભાષામાં રચાયેલી એક ઇતિહાસિક કથાનું અનુકરણ છે. વળી તે મૂળ પુસ્તક તૈયાર થયા પછી વડોદરાના ગાયકવાડ મહારાજના હાલના અમાત્ય, સ્વદેશી પ્રેમી વીર અને સાક્ષરરત્ન બાબુશ્રી રમેશચંદ્ર દત્તની પ્રશસ્ત લેખનીથી શુદ્ધ કરવામાં આવ્યું હતું, તેથી તે ઘણું ઉત્તમ થયું છે; એમ કહીએ તો તે ખોટું નથી.

ભરૂચ, વડા પોંડસ્ટ્રીટ.<br>તા.-૧૫-૧૨-૦૪

છગનલાલ નારાયણભાઇ મેશ્રી.

# અનુક્રમણિકા.





# ઇન્દુ કુમારી.





## પ્રકરણ ૧ લું.



### માર્ગમાં.

ઇ. સ. ૧૭૪૪ના જેઠ મહિનામાં એક ઘોડેસ્વાર કાટોયાથી નવદ્વીપ તરફ જાય છે. આ વખતે આકાશ વાદળાં વિનાનું હતું. તાપ પુષ્કળ પડતો હતો; તેથી પહાડ અને પર્વતના અતિ સંકીર્ણ રસ્તાથી આ ઘોડેસ્વાર મહા દુઃખે પોતાનો રસ્તો કાપતો હતો. મધ્યાહ્ને પોતાના ઘોડાને પૂર વેગે મૂકી, તે કાટૌયાથી કેટલેક દૂર આવેલા એક મોટા મેદાનમાં આવી પહોંચ્યો. આ ઘોડેસ્વારની વય એકવીશ વર્ષ કરતાં કંઇક વધારે હતી. તેનું મુખમંડળ અતિ સુંદર, મહત્વ ભર્યું અને ઉદારતા સૂચક જણાતું હતું. તેના વિશાળ શરીર ઉપર લોહબખ્તર હતું. માથા ઉપર એક મણિમય નહાની પાઘડી હતી. કમ્મરપટામાં કટાર, એક તરવાર, પીઠ પાછળ મોટી ઢાલ અને તેના જમણા હાથમાં એક ભાલો હતો. તેનો મનોહર વર્ણ, સુંદર વેશ અને અંગ પ્રત્યંગનું સૌષ્ઠવ જોતાં તે એક વીર પુરુષ જેવો દેખાતો હતો. ઘોડેસ્વારનો આ વેશ તે વખતે બંગાળ પ્રાંતના દરેક રહેવાશીઓના મનમાં ભય ઉત્પન્ન કરતો હતો. તેને જોવાથી કોઇ પણ માણસ કહી શકે કે, આ ઘોડેસ્વાર કોઇ મરાઠી સૈનિક છે. આ સ્વારનો ઘોડો પણ તેના જેવો જ અપૂર્વ સુંદરતાથી સજેલો હતો. ધીરે ધીરે વખત ચાલ્યો જાય છે. ભગવાન્ સૂર્યનારાયણ પણ પોતાની પ્રચંડ રશ્મિજાળ વિસ્તાર કરવા લાગ્યા, તેથી તે પાછો ઘોડાને પૂર વેગે મૂકી, પોતાને પંથે પડ્યો.

તે જે રસ્તે થઈને ચાલ્યો જાય છે, તેની દક્ષિણ બાજુએ એક વિસ્તીર્ણ મેદાન આવેલું છે. જેમાં સૂર્યકિરણ પ્રચંડ રૂપે પોતાનો પ્રકાશ પાડે છે. તેનાથી થોડે છેટે આજુબાજુના ગામોનાં પશુઓ ચરે છે. કોઈ કોઈ ઠેકાણે ખેડુતો જમીન ખેડે છે. એ સિવાય આ મેદાનમાં કંઇ પણ જીવજંતુ દષ્ટિગોચર થતું નથી. જીવજંતુ વિનાનાં આ વિસ્તીર્ણ મેદાને સૂર્ય તાપને લીધે અતિ ભયંકર રૂપ ધારણ કર્યું છે. આ મેદાનની ઉત્તરે પવિત્રસલિલા ભાગીરથી વહે છે; આ નિર્જન મેદાનમાં ભાગીરથીની પ્રશાન્ત મૂર્ત્તિ, જેમ ધનવાન્ દુરવસ્થામાં પડતાં, તેનો સુંદર મહેલ નિસ્ત્સાહ, જનશૂન્ય અને શ્રીહીન દેખાય છે, તેમ ભાગીરથીની દુર્દશા હાલ દૃષ્ટિગોચર થાય છે. તેનો અર્ધો ભાગ પાણી વિનાનો હતો, જેનો રેતીવાળો ભાગ, સૂર્યતાપે તપિત થઇને, જાણે અગ્નિની જ્વાળા વર્ષાવતો હતો. પરંતુ પાણીવાળા ભાગ ઉપર સૂર્ય કિરણો પડવાથી એક જાતની અપૂર્વ શોભા થઇ રહી હતી. નદીતીરે વન, ઉપવન, લતા અને વૃક્ષાદિની છાયા પાણીમાં પડીને પવનથી કમ્પાયમાન થતી હતી. આ અલૌકિક શોભા જોવાની ઇચ્છાથી, સ્વાર ધીરે ધીરે પોતાનો ઘોડો ચલાવી, ચારે તરફ દૃષ્ટિ કરતો, મનમાં નાનાપ્રકારની ચિંતાને સ્થાન આપતો ચાલ્યો જાય છે, તેની મુખમુદ્રા ઉપરથી જણાય છે કે, તે કોઈ ગંભીર ચિંતામાં નિમગ્ન છે. થોડીવાર પછી સૂર્ય તરફ જોઇને તેણે પાછો ઘોડાને પૂર વેગે મૂક્યો. ઘોડો પણ સ્વામીની ઇચ્છા પ્રમાણે પૂર વેગે દોડ્યો જાય છે. ઘણે દૂર નિકળી ગયા પછી, સૂર્યના તાપથી અને રસ્તાના શ્રમથી સ્વાર ઘણો કલાન્ત થઇ ગયો. તેથી આટલામાં જ ક્યાંઇ જગ્યા હોય તો બે ઘડી વિસામો લઇ પછી આગળ જાઉં, એવી ઇચ્છાથી તે, જગ્યાની શોધમાં પડ્યો. થોડુંક આગળ ચાલતાં એક વિશાળ વડનું ઝાડ તેના જોવામાં આવ્યું. ત્યાં જઇ તેણે ઘણા આનંદથી પોતાનો ઘોડો છોડ્યો અને તેને, તેની ઇચ્છા પ્રમાણે ચરવાને છૂટો મૂકી દીધો. ત્યારપછી, વડના ઝાડ નીચે જેવો બેસવા જાય છે, તેવો જ તે, વડની બીજી બાજુએ એક સફેદ વસ્ત્ર પવનથી ફરફરતું જોઇને ચમક્યો. તેની પાસે જઇને તપાસ કરતાં તેને જણાયું કે, એક માણસ નચિંત થઇ, પલાંઠી વાળીને બેઠો છે. વળી જરા આગળ વધીને જોયું તો તે યોગી જણાયો. તેનું વય પચ્ચાસ વર્ષથી કંઇ વધારે હતું. તેનું રૂપ અતિ અપૂર્વ હતું. મુખમંડળ પણ શાંત અને સુંદર હતું. આવી મોહક મૂર્ત્તિના શાન્ત યોગીને જોઇ આપણા સ્વારના મનમાં ભક્તિભાવનો ઉદય થયો; તેથી તેણે નમ્ર અને મધુર સ્વરે પૂછ્યું "તમે કોણ છો ?" તેણે ઉત્તર દીધો—"હું મુસાફર છું. તમે ?"

# ૩

સ્વાર બોલ્યો—"હું પણ એક મુસાફર છું."

યોગીએ પૂછ્યું—"તમે શું દક્ષિણ દેશમાંથી અહિં યુદ્ધ કરવાને માટે આવ્યા છો?"

સ્વાર:—"હા, અમે આ દેશમાં યવનનિપાત કરવા આવ્યા છીએ."

યોગી:—"મને લાગે છે કે, તમે મુસલમાનો ઉપર ઘણા ગુસ્સે છો. તમે શું એમ માનો છો કે, દરેક મુસલમાન નીચ અને દુર્બુદ્ધિ હોય છે?"

સ્વાર:—"હું એટલે સૂધી કહેવાની હિંમત કરતો નથી; પરંતુ મુસલમાનોના હાથમાં સહેજ પણ અધિકાર આવ્યાથી, તેઓ લોકોપર અણહદ જુલમ ગુજારે છે. તે વખતે તેમને ધર્મજ્ઞાન રહેતું નથી."

યોગી:—"તમને સભ્ય મુસલમાનો સાથે કદી પણ પરિચય થયો નથી, તેથી જ તમે આમ કહો છો; ચાલો એ વાત જવા દ્યો. તમે ક્યાં જાઓ છો? તે સાંભળવા મારી ઇચ્છા છે. જો કંઇ હરકત નહીં હોય તો મને કૃપા કરીને કહેશો."

સ્વાર:—નવદ્વીપમાં હરિદાસ મહન્તના ઘર તરફ જવાનો મારો વિચાર છે."

યોગી:—"બહુ સારું થયું. હું પણ ત્યાં જ જાઉં છું. ચાલો બન્ને સાથે જ જઇશું."

ઉપર પ્રમાણે વાતચિત થયા પછી સ્વારે યોગીની પાસે થોડીવાર વિશ્રાન્તિ લીધી. ત્યારપછી, તે ફરી યોગીની સાથે વાતે વળગ્યો. યોગીના સભ્ય વ્યવહારથી તથા તેની વાતચિત ઉપરથી સ્વારે જોયું કે, તે કોઇ સામાન્ય માણસ નથી. જેવી રીતે તેનું સ્વરૂપ સામા માણસને ભક્તિ ઉત્પન્ન કરે તેવું હતું; તેવી જ રીતે તે જ્ઞાની, પરિણામદર્શી અને બધા વિષયમાં તેનું જ્ઞાન વિલક્ષણ હતું. તેમ જ તે બંગાલી, હિંદી, ઉર્દુ વિગેરે ભાષામાં સારી રીતે વાતચિત કરી શકતો હતો. યોગીએ સમય જોઇ પોતાની ભગવી ઝોળીમાંથી કેટલાંક સુમિષ્ટ પકવ ફળ બહાર કહાડી, સ્વારને કહ્યું—"તમે ભૂખથી વ્યાકુલ થયા હશો. આમાંથી કંઇક આહાર કરો." વળી એક બીજું પાત્ર બતાવી તેણે કહ્યું—"અને આ શીતળ પાણી પીને શાંત થાઓ. આવી જગ્યાએ તમને કોઇ પણ જાતની હરકત, આ ફળ ખાધાથી હશે નહીં એમ હું ધારું છું." તેના ઉત્તરમાં સ્વારે કહ્યું—"તમારા સભ્ય વ્યવહારથી હું ઘણો ખુશી થયો છું. આ ફળ ખાવામાં મને કંઇ હરકત નથી. પરંતુ ક્ષમા કરો એમ કહી, તેણે પોતાના ભાથામાંથી કેટલીક આહારની ચીજો તથા પાણીનું વાસણ બહાર કહાડયું. પછી તેણે પોતાના ઇષ્ટ દેવતાનું સ્મરણ કરી આહાર કર્યો. યોગીએ પણ મુંગે મહોડે ખવાય તેટલાં ફળ ખાઇને

પાણી પી લીધું. ત્યારપછી બન્ને જણાએ થોડીવાર વિશ્રામ લઇ, યોગી પોતાના ઘોડાને, જેને છૂટો ચરવા મૂક્યો હતો, તેને લઇ આવ્યો અને પોતપોતાના ઘોડાપર બેસી તેઓએ નવદ્વીપ તરફનો રસ્તો લીધો. તે જ દિવસે તેઓ ત્રીજા પહોરે નિર્વિઘ્ને નવદ્વીપમાં પહોંચ્યા.

અમે જે વખતની વાત કરીએ છીએ, તે વખતે નવદ્વીપમાં હરિદાસ મહન્ત નામનો એક પ્રસિદ્ધ માણસ ત્યાં રહેતો હતો. નવદ્વીપની ઉત્તર બાજુએ, ભાગીરથીના કાંઠા ઉપર તેનો એક મોટો મહેલ હતો. મહન્તનો મહેલ જોવામાં ઘણો સુંદર હતો; અને તેની આજુબાજુ ફરતો એક કોટ હતો. દરવાજામાં પેસતાં પહેલાં એક મોટું તોરણ આવતું. તેની બન્ને બાજુએ એક અને બે મજલાની નહાની નહાની ઘણી ઓરડીઓ હતી; તેમાં પૂરરક્ષીગણ, સેવકવર્ગ અને બીજા મુસાફરો રહેતા હતા. તોરણના દરવાજામાં પ્રવેશ કરી જોઇએ તો, ઉત્તર તરફ સર્વની વચ્ચે ચાર મોટાં મોટાં ધવલાકાર દેવ મંદિર હતાં. મંદિરની રચના ઉત્તમ હતી. તેનાં શિખરો અત્યુચ્ચ પર્વતશ્રેણિ પ્રમાણે જાણે ગગનમાર્ગને ભેદી ઉતરતાં હોય એમ જણાતું હતું. મંદિરની પશ્ચિમ દિશાએ મોટા મોટા સુંદર મહેલો હતા, મંદિરની પાછળ એક મોટું સરોવર હતું. જેનું જળ એવું સ્વચ્છ અને નિર્મળ હતું કે, એનું તળિયું સુદ્ધાં સ્પષ્ટ જણાતું હતું.

એ મહેલની ઉત્તરે, અનેક નહાની મોટી ઇમારતો અને તેની આજુબાજુ એક મોટો બાગ હતો; અને તેની વચ્ચે જવા આવવાને માટે એક પહોળો રસ્તો હતો. આ વખતે અનેક રાજા મહારાજાઓ તીર્થપર્યટન અને ગંગાસ્નાન કરવાને આવતા હતા; અને ત્યાં ત્રણથી પાંચ દિવસ સુધી રહેતા હતા. ત્યાં દરેક માણસને ઉપયોગી ઉતારાઓ નીમેલા હતા. એક સાધારણ સ્ત્રીથી રાજરાણી પર્યંત તેમને અનુકૂલ થઇ પડે એવાં સ્નાનાદિ કાર્યને માટે જૂદાં જૂદાં સ્થળો રાખેલાં હતાં. અહીં દરેક માણસ પોતાની ઇચ્છા પ્રમાણે સુખે રહી શકતો હતો. અહીંઆં જો એક જ વખતે હજારો મુસાફરો આવે તોપણ જગ્યાનો સંકોચ પડે તેમ ન હતો. બંગાળાનો નવાબ અલિવર્દીખાન કોઇ કોઇ વખતે અહીં બે ચાર દિવસ રહી, પોતાના દેશની અવસ્થા નજરે જોઇ જતો હતો. નવાબ જાતે અહીં આવે છે, એ મહન્ત ઠાકુર સિવાય બીજું કોઇ જાણતું ન હતું. આપણા મુસાફરો દિવસના ત્રીજા પહોરે અહીં આવ્યા. દરવાજામાં પેસતાં જ મહન્તના અનેક નોકર ચાકરોએ તેમનું યથાયોગ્ય સન્માન કરી, બે ઉતારા આપ્યા. ત્યાં ઉતર્યાં પછી સ્નાનાદિક ક્રિયા પૂરી કરી તેમણે આહાર કર્યો અને

તૈયાર કરેલાં સુંદર બિછાના ઉપર વિરામ લેવા જાય છે, એવામાં કોઇનાં પગલાંનો અવાજ આવવાથી આપણા સ્વારે પાછળ ફરીને જોયું તો, એક જટાજૂટધારી, તેજઃપુંજકલેવર, પરમહંસ યોગી પોતાનો જમણો હાથ ઉંચો કરી, તેને આશીર્વાદ દેતો બોલ્યો—"સમરસિંહ! અહીં ક્યારના આવ્યા છો?"

આશ્ચર્યથી ઉભા થઇ, સમરસિંહે પરમહંસને સાષ્ટાંગ પ્રણામ કરી કહ્યું—"આ દાસે, આ ઠેકાણે આવીને માત્ર ભોજન પછી કિંચિત્ વિશ્રામ લીધો છે. પ્રભુ! આપે મારું નામ કેવી રીતે જાણ્યું?"

પરમહંસ—"વત્સ! અમે યોગી લોકો, જ્યાં ત્યાં ભ્રમણ કરીએ છીએ, તેથી અમને સર્વ વાતની ખબર હોય છે. વારુ, મહન્ત ઠાકુરની સાથે તમારો મેળાપ થયો કે?"

સમર ઘણો વિસ્મય પામી બોલ્યો—"ના, રાત્રે મળવાની તેમની આજ્ઞા છે."

પરમહંસે કહ્યું—"વત્સ! આ દેવસ્થાન છે. માટે સાવધાનપણે રહેજો. રસ્તાના શ્રમથી તમે ક્લાન્ત છો માટે વિરામ લ્યો. અવસર મળે મને બીજી વખતે મળજો; હું હવે જાઉં છું." પરમહંસ ચાલ્યા ગયા. સમરસિંહ અનેક પ્રકારના વિચાર કરતો કરતો બિછાનામાં સૂતો, તે જ વખતે નિદ્રાવશ થયો.



## પ્રકરણ ૨ જું.

## મંદિરમાં ચમત્કાર.

દિવસ પૂરો થવા આવ્યો. સમરસિંહે નિદ્રામાંથી ઉઠીને જોયું તો, તેની આસપાસ કોઇ નહોતું. તે વખતે સમરસિંહ ઉતારામાંથી બહાર નીકળી, પાસેના સરોવરપર જઇ, ત્યાંની શોભા નિહાળવા લાગ્યો. સરોવરના મોટા ઘાટ ઉપર એક બાજુએ પરમહંસ ચક્ષુ મીંચી જપ કરતા બેઠા છે. તે વખતનો તેમનો દેખાવ ઘણો જ ચિત્તાકર્ષક હતો. તેની બીજી બાજુએ ઘણાં માણસો સરોવર તીરે બેશી, ત્યાંનો સ્નિગ્ધકર મધુર વાયુ સેવન કરી, પોતાનાં મનને પ્રફુલ્લિત કરતા હતા. સમર ઘણીવાર સુધી આ લીલા જોઇ રહ્યો. ત્યારપછી તે યોગીની તપાસ કરવા લાગ્યો. તેણે ત્યાંના સેવકોને મ્હોંડે સાંભળ્યું કે, ભોજન કર્યા પછી તે યોગી ક્યાં ગયા છે? તે કોઇ જાણતું નથી. હવે શું કરવું? એના વિચારમાં સમરસિંહ ઉભો છે; એટલામાં મહન્ત ઠાકુરનો એક કારભારી

તેને પ્રણામ કરી પૂછવા લાગ્યો, "આપને અહીં કોઇ વાતનો ક્લેશ તો થયો નથી?"

સમરે કહ્યું–" આપ કોણ છો?"

"હું મહન્ત ઠાકુરનો કારભારી છું, અને મારું નામ રામદાસ છે. આપને અહીં કોઇ વાતનું દુઃખ તો નથીને?" સમર બોલ્યો–" ના, મને અહીં કોઇ પ્રકારનું દુઃખ નથી. પરંતુ ઠાકુરની સાથે મારો મેળાપનો સઘળો બંદોબસ્ત આપે કર્યો છે કે?"

કારભારી–" હા, ઠાકુર પોતે આપને આવીને મળશે."

આ પ્રમાણે અહીં વાતચિત થાય છે, એટલામાં દિવસનો સંપૂર્ણ અવસાન થયો. ભગવાન્ મરીચિમાલિએ અસ્તાચળ તરફ અવલંબન કર્યું. જોત જોતામાં નિશા દેવીના આગમનથી, અવનીસુંદરીએ ગંભીર તિમિરાચ્છન્ન થઇ મ્લાન મૂર્તિ ધારણ કરી. પક્ષીગણો આખા દિવસના તાપે તપિત થઇને, ઝાડ અથવા ઘરોના ખૂણાખોચરામાં ભરાવા લાગ્યા. કોઇ કોઇ પક્ષીગણ કલરવ કરતાં હજુ પોતાના માળા તરફ જતો હતો. ધીરે ધીરે નિર્મળ નૈશ ગગનમાં અસંખ્ય નક્ષત્ર માળા વિભૂષિત થઇ ગઇ. દેવાલયના બાગની જાઇ, જુઇ, ગુલાબ આદિ પુષ્પોની કળીઓ, વિકસિત થઇ, ચારે તરફ પોતાની સુગન્ધ ફેલાવી લોકોનાં મનરંજન કરવા લાગી. નગરનાં દેવાલયોમાં દેવઆરતિનો આરંભ થયાથી ચારે તરફ સુમધુર સંકીર્તન ધ્વનિ સંભળાવા લાગ્યો. મહન્ત ઠાકુરના દેવ-મંદિરમાં પણ શ્યામસુંદરની આરતિનો આરંભ થયો; યોગી, જતિ અને સંન્યાસીઓ, મહા આનંદે હરિસંકીર્તન કરવા લાગ્યા; કારભારીઓ અને ત્યાંના સેવકો પણ મંદિર તરફ જવા લાગ્યા.

સમરસિંહ ઉતારેથી નિકળ્યા પછી સરોવરપર જઇ, ત્યાં હાથ, પગ, મુખ ધોઇ સંધ્યા સમાપ્ત કરી, પછી દેવદર્શનને માટે તેણે મંદિર તરફનો રસ્તો લીધો. ત્યાં જઇ જોયું તો મંદિર સ્ત્રીપુરુષોથી ચિકાર ભરાઇ ગયું છે. સઘળા ભક્તિભાવે દેવદર્શન કરે છે. એક તો ગ્રીષ્મ-કાળ; તેમાં ઘણાં માણસોનો સમાગમ એટલે મંદિરમાં એવી ઉષ્ણતા મારતી હતી કે, સમરસિંહથી ત્યાં વધારે વાર ઉભા રહી શકાયું નહીં. તેણે વિચાર કર્યો કે, જ્યાંસુધી આ માણસો વેરાઇ જાય નહીં, ત્યાં-સુધી આ પાસેની ઓરડીમાં બેસું અને પછી દર્શન કરું. તેણે તે જ પ્રમાણે કર્યું. પરંતુ એ ઓરડી અંધકારથી પરિપૂર્ણ હતી; તેની આગળની ઓરડીમાં એક ઝાંખો દીવો બળતો હતો. તેથી સમર તે ઓરડીમાં ગયો. ત્યાં કોઇ પણ માણસ ન હતું. પરંતુ ઓરડીની વચમાં એક સુંદર બિછાના ઉપર એક બે પુસ્તકો પડયાં હતાં. તેથી તેણે બિછાનાની એક

પાસે બેસીને પેલાં પુસ્તકો હાથમાં લીધાં. તેમાં એક પુસ્તકને ઉકલી જોતાં, તેના પ્રથમ પૃષ્ઠ ઉપર " શ્રીમતી ઈન્દુકુમારી " એવું નામ લખેલું હતું. પુસ્તક ઉપર ઇન્દુકુમારીનું નામ વાંચી, સમરસિંહનું સર્વ શરીર કમ્પાયમાન થયું. તે મનમાં ને મનમાં બોલ્યો–" શું આ પુસ્તક રાજકુમારી ઈન્દુનું છે? પણ તે અહીં કયાંથી આવ્યું? આહા! તે અતુલનીય રૂપરાશિને શું હું બીજી વખત જોવા પામીશ?" ફરીથી તે વિચારવા લાગ્યો–" જોયાથી શું થયું? ઈન્દુકુમારી રાજદુહિતા છે, અને હું એક સાધારણ સિપાઇ છું. મારા ભાગ્યમાં તે આવું દુર્લભ રમણીરત્ન કયાંથી હોય? રે, અબોધ મન! તારી એ કેવળ દુરાશા છે. તું રાજકુમારીની આશા પરિત્યાગ કર."

ત્યારપછી તે કોઇ વાતના સ્મરણથી, મનમાં ને મનમાં સહેજ હસ્યો અને અતિ આશ્ચર્યતાથી આ પુસ્તક અહીં કેવી રીતે આવ્યું? તેનો વિચાર કરવા લાગ્યો. એટલામાં અકસ્માત્ કોઇએ આવીને કહ્યું– " વત્સ સમરસિંહ! તું અહીં કયાંથી? જલદી બહાર જા." સમરે ચકિત થઇને પાછળ જોયું તો તે જ જટાજૂટધારી, શ્વેત સ્મશ્રૂ વિભૂષિત, પરમહંસ પાછળ ઉભા છે. તે જ વખતે સમરે પરમહંસને પ્રણામ કર્યા. પરમહંસે કહ્યું–" વત્સ! તમે અહીં કેવી રીતે આવ્યા? અહીં આવતાં તમને કોઇએ અટકાવ્યા નહીં?" સમરે વિસ્મય પામી પૂછ્યું–"મને અહીં આવતાં કોઇએ અટકાવ્યો નથી. શું અહીં આવવામાં કંઇ હરકત છે?" પરમહંસે કહ્યું–" પ્રહરીઓ આરતિમાં ગયા છે, તેથી તમને કોઇએ અટકાવ્યા નહીં હોય. પરંતુ આમદેહની રાણી અહીં રહે છે, તે શું તમે સાંભળ્યું નથી? સારું થયું કે તમને કોઇ જોઇ શકયું નથી, નહીં તો વત્સ! હમણાં જ તમને પ્રાણદંડ મળત. હવે આવું કરશો નહીં." આ વખતે સમરસિંહે સઘળું જાણ્યું.

પરમહંસે બીજીવાર પૂછ્યું–"તમે મહન્ત ઠાકુરની પાસે કયારે જવાના છો?" સમરે ઉત્તર દીધો–" એ વિષે હજુ મને કંઇ નક્કી ખબર મળી નથી." ત્યારપછી તે પરમહંસની સાથે બહાર આવ્યો. હવે લોકો, દર્શન કરીને મંદિરમાંથી પાછા વળતાં હતાં. કેવળ કોઇ કોઇ ઠેકાણે પરિજન વર્ગ ઉભેલો જણાતો હતો. તેથી સમરસિંહે મંદિરમાં જઇ દર્શન કર્યાં, પરંતુ મંદિરની દક્ષિણ બાજુએ આવેલી, એક ઓરડીના ઉમરા ઉપર એક યુવતીને ઉભેલી જોઈ, સમર ખંચાયો. તે, વારંવાર તેને જોવા લાગ્યો. તેણે મનમાં ને મનમાં વિચાર કીધો કે, આ યુવતીને મેં કોઇ જગ્યાએ જોઇ છે; પણ કયાં? તે નક્કી થઇ શકયું નહીં.

અંતરમાં રાણીની વાતનું સ્મરણ થયું, તેજ વખતે બધી વાતની સ્મૃતિ તેને યથારૂઢ થઇ. તેણે હવે સારી રીતે જાણી લીધું કે, આ યુવતી, ઇન્દુકુમારીની મોહિની નામની સખી છે. ત્યારે તો ઇન્દુકુમારી પણ અહીંજ હોવી જોઇએ. સમરસિંહ તેની તરફ જવા લાગ્યો એટલે મોહિનીએ તેના તરફ જોયું. તે હજુ પણ આગળ વધવાની ઇચ્છા કરે છે, એટલામાં એક પ્રહરીએ ગંભીર સ્વરે "અહીં ખડા રહો," એમ કહ્યું. એટલે તે આગળ જતાં અટકયો અને ત્યાંજ ઉભો રહ્યો. મોહિની અંદર ચાલી ગઇ. પણ સમરની નજર બારણામાંજ ચોંટી હતી. થોડી-વાર પછી એક સ્વરૂપા સુંદરી તે ઓરડીના બારણાંની એક બાજુએ આવીને ઉભી રહી. તેને જોતાંની સાથે સમરસિંહનું સર્વ શરીર રોમાં-ચિત થયું. આ કોણ? ઇન્દુકુમારી પોતે! સમરસિંહ બાહ્ય જ્ઞાન શૂન્ય થઇ અનિમિષ લોચને તે સુંદરીને જોઇ રહ્યો. થોડી વારે જ્યારે તેને ભાન આવ્યું; અને તેણે પાછળ ફરી જોયું તો રાજમહેલનો બ્રાહ્મણ કૃષ્ણદાસ તેની પાસે હસતો ઉભો હતો, તેને જોઇ સમરે આતુરતાથી પૂછ્યું "કોણ કૃષ્ણદાસ? તમે પણ અહીંઆં છો?"

કૃષ્ણદાસ હસતાં હસતાં બોલ્યો–"હા, તમે મને ઓળખો છો શું? આપણે ઉડીય્યામાં મળ્યા હતા. પણ તમે અહીં ચિત્તભ્રમની પેઠે શું જુવો છો?"

સમર વિચારમાં પડયો; શું ઉત્તર દેવો, એ તેનાથી સમજાયું નહીં. છેવટે તે બોલ્યો–" દેવમૂર્તિ." કૃષ્ણદાસે કહ્યું;–"દેવ કે દેવિની?" આટલું કહી કૃષ્ણદાસ સમરસિંહના હાથમાં એક પત્ર મૂકી ચાલ્યો ગયો. સમરે ઓરડીના બારણા તરફ જોયું, પણ ત્યાં હવે કોઇ ન હતું. પત્ર જોઇ તેણે વિચાર્યું કે, એ ઇન્દુકુમારીનો હશે. આ સાધારણ માણસનું તેને શું હજી સ્મરણ છે? ચાલ ત્યારે ઉતારે જઇ વાંચી જોઉં. આવા વિચારમાં ને વિચારમાં તેણે મંદિરની બહાર આવી જોયું તો, સામેના એક નિર્જન ઘરમાં દીવો બળતો હતો. પત્ર વાંચવાને માટે તેનું મન અતિશય અધીર થયલું હોવાથી, સમર ઉતારે નહીં જતાં, બારોબાર તે ઘરમાં પેઠો. દીવાની પાસે પત્ર ઉકેલી તેણે જોયું તો તેમાં કંઇ પણ લખેલું નહતું. આજ વખતે કૃષ્ણદાસ તેની પાછળ મોટે સાદે હસી પડયો. સમરસિંહે ગુસ્સે થઇને કહ્યું–" કૃષ્ણદાસ, આ શું? મારી પણ મશ્કરી?"

કૃષ્ણદાસ બોલ્યો–" આ શું તે તમારૂં કપાળ. તમે ગાંડાની પેઠે ત્યાં જોઇ રહ્યા હતા; તેથી મેં તમારી મજાક કરી. જાઓ, હવે સીધા સીધા ઉતારા તરફ ચાલ્યા જાઓ. સમર કંઇ પણ બોલ્યા વિના નિસ્ત-

બ્ધ ભાવે ઉતારા તરફ જવા લાગ્યો. ઉઠતાં જતાં અનેક પ્રકારના વિચારો તેના મનમાં ઉદય થયા. એકાગ્ર ચિત્તે, તે મનમોહિની મૂર્ત્તિનું ધ્યાન ધરતાં ધરતાં, **સમર** ઉતારામાં પેઠો. જોયું તો એક બ્રાહ્મણ કેટલીક આહારની સામગ્રી લઇ, તેની વાટ જોતો બેઠો છે અને પાસેની ઓરડીમાં એક ખાટલા ઉપર તેનો સોબતી યોગી સ્વસ્થપણે સૂતો છે.

**સમર** ભોજન કર્યા પછી યોગીની પાસે ગયો. પણ યોગીરાજ તો ગાઢ નિદ્રાવશ થયા હતા. બે ચાર બૂમો પાડી પણ તેની નિદ્રા ભંગ થઇ નહીં. તેથી તે પાછો પોતાની ઓરડીમાં આવ્યો અને તૈયાર કરેલાં બિછાનાં ઉપર સૂતો. અનેક પ્રકારની ચિંતા કરતાં કરતાં તે પણ નિદ્રાવશ થયો. પરંતુ એક માણસની બૂમથી તેની નિદ્રા ભંગ થઇ. **સમરે** આંખો ચોળી જોયું તો, પોતાની ઓરડીમાં ઝાંખો દીવો બળે છે, અને તેની સામું જ એક પુરુષ ઉભો છે. તે પુરુષ જોવામાં દીર્ઘ કાય હતો, તેનું શરીર સ્થૂલ, વર્ણ ઉજ્જવલ અને વય પચ્ચાસ કરતાં કંઇક વધારે હતી; તેના મસ્તકપરના શ્વેત કેશ, અપૂર્વ કાંતિવાળું મુખમંડળ, પરિધાને રેશમી વસ્ત્ર, હાથમાં લાકડી; કપાળે ત્રિપુંડ્ર, ગળામાં તુલસીની માળા અને સ્કંધે ઉતરીય જોઇ, સામાં માણસના મનમાં ભક્તિનો ઉદય થાય એમ હતું. **સમરસિંહે** તેને જોતાં જ, ઉભો થઇ પ્રણામ કર્યા. **સમરે**, તે પુરુષને ઓળખ્યો. તે પોતે જ હરિદાસ મહન્ત હતો. તેણે પોતાના નાકપર આંગળી મૂકી **સમરને** બોલતાં અટકાવ્યો અને ઇસારાથી પોતાની સાથે આવવા જણાવ્યું. **સમર** પણ ધીરે ધીરે તેની પાછળ જવા લાગ્યો.

## પ્રકરણ ૩ જું.

## અંધારી રાત્રે આ કોણ?

મધ્ય રાત્રિ થઇ છે. ચારે તરફ ઘોર અંધકાર પથરાઇ ગયો છે. નિર્મળાકાશે નક્ષત્રગણ ફૂટી નીકળ્યો છે. **મહન્ત** ઠાકુરના ધવલ મંદિર અને મહેલ આવાં અંધકારમાં પણ શોભા આપી રહ્યા છે. ચારે તરફ નિઃશબ્દ થઇ રહ્યું છે. મહેલના સઘળા માણસો નિદ્રિત છે. કેવળ કોઇ કોઇ વખતે કીટ પતંગાદિનો ઝીણો રવ અને કોઇ વખતે સૂતેલા માણસોનો શ્વાસ શબ્દ, સિવાય બીજું કંઇ કર્ણગોચર થતું નથી. આ વખતે દેવમંદિરની પાછલા ભાગની એક એકાંત ઓરડીમાં દીવો બળે છે; અને ત્યાં એક વૃદ્ધ અને એક યુવક કાષ્ઠના આસનપર બેઠા છે. બન્ને જણા શાન્ત છે, તેઓ એક બીજાના મોં સામું જુવે છે; વખતે

બળતા દીવા તરફ દૃષ્ટિ નાંખે છે; અન્તે વૃદ્ધ મહન્ત મૃદુ સ્વરે બોલ્યો, "તમે મહારાજા રામોજી પાસેથી આવો છો, એનું શું પ્રમાણ?

યુવક સમરસિંહે ઉત્તર દીધો–"પ્રમાણમાં આ ભાસ્કર પંડિતનો પત્ર વાંચો." એમ કહી તેણે પોતાની કમ્મરમાંથી એક પત્ર કહાડી મહન્તના હાથમાં મૂક્યો.

દીવા પાસે જઈ મહન્તે તે પત્ર વાંચવા માંડયો. પત્રના મથાળે જોયું તો મોટા અક્ષરે "પત્રનો વિષય દૂતને કહેવાની જરૂર નથી." એમ લખેલું હતું. મહન્ત તેનો મર્મ સમજ્યો. તેણે બીજી વાર પૂછયું, "તમારી સાથે તેમણે બીજું કાંઇ કહાવ્યું છે?

સમરસિંહે કહ્યું–"હા, સેનાપતિએ કહ્યું છે કે, તમે જે ખબર મોકલો તે વિશ્વાસુ માણસની સાથે મોકલજો." આવી વાતચિત થાય છે એવામાં બહાર મોટા કોલાહલ અને બંદુકોના અવાજ સંભળાયા. મહન્તે ચમકીને કહ્યું–"આ શું? આ ગડબડ શેની થાય છે? મને જણાય છે કે, દેવાલયમાં લૂટારાઓ પેઠા." કોલાહલ ધીરે ધીરે વધવા લાગ્યો. મહન્ત અને સમરસિંહ તે જ વખતે ઓરડીમાંથી બહાર નીકળી દેવાલય તરફ દોડયા. મહન્તે પહેલાં યોગીની તપાસ કરી, પણ તે તો હજુ સુધી પહેલાના જેવો જ નિદ્રાવશ હતો. આ ગડબડ વિષે તેને સહેજ પણ ખબર પડી ન હતી. મહન્તે સુસ્થિર થઇ સૂતેલા યોગીને જગાડયો; તે જ વખતે આંખો ચોળીને ઉભા થતાં તેણે પ્રશ્ન કર્યો,–"આ શેની ગડબડ છે?" આમ તે પૂછે છે; એટલામાં "અલ્લાહ અકબર"નો ધ્વનિ સાંભળવામાં આવ્યો. આથી સમરસિંહથી વધારે વાર ત્યાં થોભાયું નહીં. તે પોતાના ઉતારે જઇ રણવેશથી સજ્જ થયો. તે ઢાલ તરવાર લઇ બહાર નીકળે છે; એટલામાં પાછો "અલ્લાહ અકબર"નો ધ્વનિ સંભળાયો. તેથી સમરસિંહે ક્રોધે અધીર થઇ, વીરમદે મત્ત થયો. એક બે લૂટારા-ઓને જતા જોઇ તેણે ધાર્યું કે, તેઓ દેવાલયમાં પેસી ચૂકયા છે. તેની પાસે ઢાલ અને તરવાર વિના બીજું કંઇ હથિયાર ન હતું. પરંતુ તે શત્રુ સામે થવા જે તરફ કોલાહલ થતો હતો, ત્યાં વેગ ભેર દોડયો. જતાં જતાં રસ્તામાં જોયું તો એક માણસ, બીકથી ત્રાસભેર તેની આગળ દોડતો દોડતો જતો હતો. સમરે એક ફલંગ મારી, તે દોડતા માણ-સનો, હાથ પકડી ઉભો રાખ્યો. તેથી તે માણસ બીહીકથી બૂમ પાડી રડતાં રડતાં બોલ્યો–"તમને શેખજીની દોહાઇ છે. મને મારશો નહીં; હું રાજાનો નોકર નથી, પણ મુસાફર છું." રાજાનું નામ સાંભળતાં સમરે વિસ્મયતાથી પૂછયું–"તમે ગમે તે હોય, પણ બીશો નહીં. આ

જુવો હું હિંદુ છું. તમે કોણ છો? આ પ્રમાણે કેમ નહાસો છો? તે ખુલાસાથી કહો."

તે ગભરાયલો માણસ ઘડીવાર તેના સામું જોઇ રહ્યો. પછી તે ધ્રુજતાં ધ્રુજતાં બોલ્યો "તમે શું ખરેખર મને મારશો નહીં?"

સમરે કહ્યું–"ના, ના, નહીં મારું, પણ આ ગડબડ શેની છે? તે મને પહેલાં કહો."

તે માણસે કહ્યું–"મારું નામ દયારામ છે, અને હું આમદેહના રાજા રાઘવચંદ્રસિંહનો કારભારી છું. હું નાનપણથી તેમને ત્યાં ઉછર્યો છું અને હજુ પણ મારો પરિવાર રાજાના અંતઃપુરમાં જ રહે છે. આવા સંકટમાં હું મહારાજાનો બચાવ કરું, એવી મારામાં શક્તિ નથી, તેથી કોઇની મદદ લેવા હું આ તરફ દોડતો હતો. આજ બે મહિના થયા મહારાજ પરિવાર સાથે કાશી, ગયાજી વિગેરે તીર્થો ફરી, હરિદાસ મહન્ત મહારાજાના સ્નેહી હોવાથી, તેઓ આમદેહ જતાં જતાં તેમને અહીં મળવા આવ્યા છે. અમને અહીં આવ્યાને આજે ત્રણ દિવસ થયા, એટલામાં અમારા માથાપર આવું સંકટ આવીને પડયું છે. અમારા મહારાજની એક પરમ રૂપવાન્ કન્યા છે." સમરસિંહ રાજકન્યાની વાત સાંભળી ચમકયો. દયારામ આગળ બોલ્યો,–"તે રાજકુમારીના જેવી રૂપવતી લલના આ પૃથ્વીમાં કોઇ ભાગ્યે જ હશે. પરંતુ દુર્ભાગ્યે તે નાનપણથી મા વિનાની થઇ છે. તે માટે મહારાજ તેનાપર અધિક સ્નેહ રાખે છે. તેના અતુલનીય રૂપની વાત સાંભળી અલિવર્દિખાનના ભાઇનો છોકરો દુરાચારી જૈનુદ્દિન, તેની સાથે પરણવાની ઇચ્છાથી આજ કેટલો વખત થયાં મહારાજાની પાસે પોતાના માણસો મોકલે છે. એક વખતે મહારાજ રાઘવચંદ્રસિંહ, જૈનુદ્દિનના મોકલેલા દૂત ઉપર ક્રોધે ભરાઇ તેનો પ્રાણસંહાર કરવા તૈયાર થયા. તે જોઇ અમે બધાએ નમ્ર ભાવે તેમને કહ્યું, "મહારાજ! આ માણસ તો એક દૂત છે, એનો કંઇ અપરાધ નથી, માટે એને મારવાથી આપની નિંદા થશે. તેથી જૈનુદ્દિનને આનું પ્રતિફળ આપો." તે વખતે મહારાજ શાન્ત થઇ દૂતને કહેવા લાગ્યા. "દૂત! તું આજ વખતે અહીંથી ચાલ્યો જા; અને તારા જૈનુદ્દિનને કહે કે, તું શિયાળ થઇ, એક સિંહણની આશા કરે છે, એ તારી ઘણી સ્પર્ધા છે. તેનો સમુચિત દંડ હું તને આપીશ." દૂતના ગયા પછી મહારાજ વિચારમાં પડયા. તેમણે પોતાના સ્નેહી નાગપુરાધિપતિને આ ખબર કહાવી મોકલી અને છેલ્લે પોતે પણ તેમની પાસે ગયા. આણી તરફ જૈનુદ્દિન દૂતની વાત સાંભળી ક્રોધથી પ્રજળી ઉઠયો. દુરાચારી મુસલમાનોનો જુલમ આ બંગાળ દેશમાં અસહનીય

છે; તેથી કોઈ પણ માણસની ધન, સંપત્તિ અને પ્રતિષ્ઠા રહેવાની હવે સંભવતા નથી. કેટલાક દિવસ પછી અમારા સાંભળવામાં આવ્યું કે, રાજકન્યાનું હરણ કરવા માટે જૈનુદ્દિન લશ્કર એકઠું કરે છે. આ વખતે બંગાળ પ્રાંતની ચોતરફ મરાઠા સૈન્યે ઘેરો ઘાલ્યો હતો; તેથી મહારાજ, જૈનુદ્દિનથી બચવા પામ્યા. પરંતુ જુલમી મુસલમાનો એ વાતને ભૂલી ગયા નહીં. તેઓએ બીજી વાર તૈયારી કરી. મહારાજાની સાથે આજે ઘોર સંગ્રામ કર્યો. તેમાં મહારાજના સઘળા સૈનિકો અને પરિજન વર્ગની હત્યા થઈ છે. મહારાજની ધન, સંપત્તિ પણ તેઓએ લૂટી લીધી છે.”

સમરસિંહ હવે પોતાનો ક્રોધ દાબી શક્યો નહીં. તે ભીમ નાદે બોલ્યો–“દયારામ! મહારાજ ક્યાં છે? તે મને બતાવ; હું આજ વખતે શત્રુદલનો સંહાર કરી, મનનો ક્ષોભ મટાડીશ.” દયારામ બોલ્યો– “એને માટે હવે એટલી બધી ઉતાવળ કરો નહીં. કેમ કે મહારાજને બચાવવાનો ઉપાય હવે હાથમાં નથી. આપનાથી બને તો રાજકુલની રક્ષા કરો.”

સમરસિંહ સહેજ પણ ખોટી થયા વિના જ્યાં કોલાહલ થતો હતો, ત્યાં દોડયો. તેણે દેવમંદિર પાસે આવીને જોયું તો, તે જગ્યા નર-શોણિતથી પ્લાવિત થઇ ગઈ છે. મુસલમાનો મોટી ગર્જના કરી ઉત્સાહભેર લડે છે; આણી તરફ મહારાજનું સૈન્ય પણ પ્રાણાર્પણ સૂધી યુદ્ધ કરે છે, પણ અત્યાર સૂધી મુસલમાનોએ અંતઃપુરમાં પ્રવેશ કર્યો ન હતો. શત્રુઓને હાથે આમદેહપતિને રણમાં પડતા જોઈ, લશ્કરે અંતઃપુરની રક્ષાને માટે પ્રયત્ન કરવા માંડયો. આ વખતે યુદ્ધ કરવું વૃથા જાણી, સમરસિંહ પણ અંતઃપુરની સ્ત્રીઓના બચાવ માટે, તે તરફ ગયો. જોયું તો હજુ સૂધી મુસલમાનો ત્યાં આવ્યા ન હતા. પરંતુ અંતઃપુરના પ્રતિહારીઓ પણ મહારાજની રક્ષાને માટે ગયા હતા એટલે મુસલમાનો આવે તોપણ તેમને અહીં અટકાવ કરનારું કોઇ નહતું. આખા મહેલમાં ઘોર અંધકાર પથરાઇ ગયેલો છે; સમરસિંહ તે જ વખતે તે અંધકારમાં, મહેલમાં પેઠો. એક પછી એક બારણાં ઓળંગતો ઓળંગતો, છેવટે તે એક અંધારા ઓરડામાં આવ્યો. પણ પાછો તે વિચારમાં પડયો; કારણ કે, અહીં સ્ત્રી કે પુરુષનો સહેજ પણ શબ્દ સંભળાતો ન હતો પરંતુ બીજી વખતે એવા જ અંધકારમાં હાથ ફેરવતો ફેરવતો, તે ચારે તરફ તપાસ કરવા લાગ્યો; એટલામાં તેને એક બારણું મળ્યું. બારણું ઉઘાડી તે અંદર પેઠો; ત્યાં જઇ તેણે જોયું તો, તેની વચ્ચે મોટો ચોક હતો,

અને તે ચોકમાંથી ઉપર જવાનો રસ્તો હતો. **સમરસિંહે** ધાર્યું કે, અંતઃપુરવાસિનીઓ આ ઠેકાણે સ્નાનાદિકાર્ય કરતાં હશે. આથી કંઇક આશામાં તે આજુ બાજુ વધારે તપાસ કરવા લાગ્યો. એટલામાં મુસલમાનોનો જયધ્વનિ કર્ણગોચર થવાથી, તેણે મનમાં પ્રતિજ્ઞા કરી કે, "મરતાં સૂધી પણ અંતઃપુરવાસિનીઓની રક્ષા કરીશ; નહીં તો છેલ્લે પ્રાણ ત્યજીશ!!" ત્યાર પછી તે ઓરડો મૂકી, **સમરસિંહ** પૂર્વ બાજુએ એક બારણા પાસે આવ્યો. તે બારણું ખુલ્લું હતું; એટલે તેમાં થઇને, એ જ ઓરડાના એક સામેના ઓરડામાં તે ગયો. તેનું બારણું અડધું ઉઘાડું હતું. તેથી **સમરસિંહ** થોડીવાર વિચાર કરતો ત્યાં ઉભો રહ્યો. પરંતુ એટલામાં એક પરમ રૂપવાન્ રમણી તે ઓરડામાંથી બહાર નીકળી અને તે બારણાં બંધ કરી, **સમરસિંહની** સામે આવવા લાગી. તે વખતે **સમરસિંહ** ચમકીને મનમાં ને મનમાં બોલ્યો–"અંધારી રાત્રે આ કોણ?"

---

## પ્રકરણ ૪ થું.

### નવો પ્રપંચ.

**સમરસિંહ** મનમાં વિચારવા લાગ્યો કે, "દુસ્મનો તો માથાપર ઝૂમે છે; તેમાં વળી આવી અંધારી રાત્રે, આ સ્ત્રી અહીં એકલી કેમ આવી હશે?" ધીરે ધીરે તે રમણી પાસે આવી લાગી, **સમરસિંહે** પૂછ્યું;–"તમે કોણ છો? અને અહીં એકલાં શું કરો છો?" **સમરસિંહના** પ્રશ્નનો ઉત્તર દેવાને બદલે તે સ્ત્રીએ સામો પ્રશ્ન કર્યો; "આ અંતઃપુરમાં કેવળ પુરાંગનાઓ રહે છે, તેમાં તમે પુરુષ થઇને, આવી અંધારી રાત્રે કેમ આવ્યા?"

**સમરસિંહ** ગંભીર સ્વરે બોલ્યો;–"દુરાચારી મુસલમાનોએ દેવળ ઉપર હુમલો કર્યો છે અને મહારાજા **રાઘવચંદ્રસિંહનો** પ્રાણસંહાર કરી, તેઓ તેની બાલિકા દુહિતાનું હરણ કરવા અહીં આવે છે. હું રાજકુમારીને બચાવવાને માટે અહીં આવ્યો છું અને તેની જ તપાસ કરું છું!" તે રમણીએ સહર્ષે કહ્યું;–"શું તમે જ **સમરસિંહ** કે? હું તમને જ ખોળવા માટે આવતી હતી. મુસલમાનોના ભયથી અમે ન્હાસવાનો રસ્તો શોધીએ છીએ!"

**સમરસિંહે** આનંદિત થતાં કહ્યું;–"તમે મને બરાબર ઓળખ્યો છે; મારું જ નામ **સમરસિંહ**!" ત્યારે તે સ્ત્રી ફરીથી બોલી;–"મારું નામ

મણી છે અને હું મહારાણીની દાસી છું. ચાલો આવો મારી સાથે !" આવું કહી દાસી આગળ અને સમરસિંહ પાછળ પાછળ, તેની સાથે પાછો મહેલમાં ગયો. થોડેક દૂર ગયા પછી તે દાસીએ સમરસિંહને મૃદુ સ્વરે કહ્યું;–"તમે આ જગ્યાએ જરા ઉભા રહો. હું મહારાણી તથા રાજકુમારી વિગેરેને લઈ આવું છું. તમારા આવવાથી અંતઃપુરમાં ગડબડ થશે !" સમર તેથી સમ્મત થઇ કહેવા લાગ્યો;–"તેની કંઇ ચિંતા નહીં. પણ જો જો, મોહિનીને ભૂલતાં નહી, તેને સાથે જરૂર લેતા આવજો !"

આ સાંભળી દાસી બોલી–મોહિની વિના શું બીજા કોઇનો આપને વિચાર થતો નથી? તેને માટે હમણાં કંઇ બોલશો નહીં. તમે મહારાણી અને રાજકુમારીને બચાવી શકશો તો કાલે બધાંને આપણે મળીશું!" દાસી થોડી દૂર ગયા પછી પાછી સમરસિંહને આવી કહેવા લાગી–"મ્હેલની બહાર કેવી રીતે જવું, તે તમે નક્કી કર્યું છે કે?" સમર બોલ્યો–"તમે સઘળાં આવશો, એટલે તેને માટે વિચાર કરીશું !" દાસી અંદર ચાલી ગઇ.

સમરસિંહ એકલો તે અંધારા ઓરડામાં ઉભો રહ્યો. થોડી વાર પછી માણસનાં પગલાંઓનો અવાજ સંભળાવા લાગ્યો! એ અવાજ સ્ત્રીઓનાં પગલાંનો હતો, એમ સમરે ખાત્રી કરી લીધી. તેથી તે બોલ્યો–"કોણુ મણી આવે છે કે?" તે દાસીએ ઉત્તર દીધો–"હા; ચુપકીથી બહાર ચાલો!" તેથી સમરસિંહ બોલ્યા વિના તેમની સાથે જવા લાગ્યો. સમરે જોયું કે દાસીની સાથે બે પરમ સુંદરી લલનાઓ છે. તેથી આમાં એક રાજકુમારી અને બીજી તેની માતા હશે; એમ ધારી તે હર્ષોત્ફુલ્લ નયને, ગદ્ગદ સ્વરે બોલ્યો–"રાજમહિષિ! આજે આ દાસને, તેનાં ખરેખરાં સુભાગ્યથી જ આપણાં ચરણદર્શન થયાં છે! આ વખતે જો જગદીશ્વરની કૃપાથી, આપને નિર્ભયપદે, મહારાજા રાઘોજી પાસે લઇ જઇ શકીશું તો હું મારું જીવન સાર્થક થયેલું સમજીશ; નહીં તો આજે આપની સમક્ષે જ શત્રુદળમાં પડી, આ અકિંચિત્ જીવન વિસર્જન કરીશ!" આથી દાસી અધીરાઇથી બોલી–"સરદાર! સઘળી વાતોને બાજુપર મૂકી ચાલો, જલદી નાશી જઇએ!"

સમરસિંહ કેટલાંક કારણોથી તેમની પાછળ પાછળ ચાલવા લાગ્યો. પરંતુ દાસી અને તેની સાથે ચાલતી આ સ્ત્રીઓનો વ્યવહાર જોઇ, તેનાં મનમાં અનેક પ્રકારના સંદેહ ઉપજવા લાગ્યા. તેણે વિચાર્યું કે "રાજકુમારી આમ શાંત કેમ? મહારાજને માટે તે મને એકવાર પણ પૂછતી નથી? હું કોણ અને કયાં લઇ જાઉં છું; તેને માટે પણ તે મને કંઇ કહેતી નથી! શું આ સ્ત્રીઓના સંકોચને લીધે, તે બોલતી નહીં હોય?

કોણ જાણે તેણે દાસી મારફત પોતાના પિતાની ખબર સાંભળી હશે." પરંતુ **સમરસિંહના** મનમાં હવે વધારે સંદેહ આવવા લાગ્યો. તે રાજકુમારીને સઘળી વાત કહેવાની ઇચ્છા કરતો; પરંતુ દાસીની શરમને લીધે, તે કંઇ કહી શકતો નહીં. ધીરે ધીરે તેઓ અંધારા ઓરડાને મૂકી સરોવરપર આવી પહોંચ્યા. ત્યાં આવી **સમરસિંહે** વિસ્મય પામી જોયું તો, મુસલમાનો આવી લાગ્યા હતા! તે લોકોના હાથમાંની મોટી મોટી બળતી મસાલોથી ચારે તરફ અજવાળું થઇ રહ્યું છે; તેથી આઘેની તેમ જ નજીકની સઘળી વસ્તુઓ બરાબર જોઇ શકાય છે.

**સમરસિંહ** ત્યાં ઘડીભર ઉભો રહી, વિચાર કરવા લાગ્યો. એટલે પેલી દાસી, તેને આવી કહેવા લાગી–"શું વિચાર કરો છો? જલદી ચાલો!" **સમરસિંહ** બોલ્યો–"આ શત્રુદળમાંથી કેવી રીતે જઇએ?" દાસીએ કહ્યું–"ચાલો કંઇ ચિંતા નથી!"

દાસીની આ વાતચિત ઉપરથી **સમરસિંહ** વધારે વ્હેમાયો. કારણ કે સરોવરપર આવ્યા પછી મસાલોના અજવાળાથી તેણે જોયું કે, દાસી શિવાય બીજી બધી સ્ત્રીઓનાં મ્હોડાપર બુરખાં છે! તેથી આમાં રાજ્યમાતા કોણ અને ઇંદુકુમારી કોણ, તે શોધી કહાડવા **સમરસિંહ** ગુંચવાયો! અંતે તેણે એક બુરખાવાળી સ્ત્રીની પાસે જઇ કહ્યું–"રાજકુમારી! વિપદની વખતે આવી લજ્જા રાખવી ઉચિત નથી! હવે આપણે શું કરવું તે કહો; જ્યાંસૂધી તમે તમારું મુખ બતાવશો નહીં, ત્યાંસૂધી હું અહીંથી એક પગલું પણ આગળ મૂકનાર નથી!" આથી તે બુરખાવાળી સ્ત્રીએ જાણ્યું કે, હવે આપણો પ્રપંચ ચાલશે નહીં. તેથી તેણે મ્હોડા ઉપરનો બુરખો દૂર કર્યો! તે જ વખતે તેના મ્હોડાપર મસાલોનું અજવાળું પડયું. તેથી **સમરસિંહે** વિસ્મય પામી જોયું તો, તે રાજકુમારી નથી પણ અઢાર વર્ષની એક સુંદર રમણી છે! તેના મ્હોડાનો વર્ણ, શુદ્ધ તપાવેલાં કુંદનના રંગને પણ નીચું જોવડાવે એવો મનોહર હતો; નયનો પણ વિશાળ અને અણિયાળાં હતાં; તેના ભ્રમર સરખા કેશપાશ તો, છેક તેની કમ્મરસૂધી લટકતા હતા; તેનો અલૌકિક સુંદર દેહ, મણિમુક્તા અને હીરાજડિત અલંકારોથી શુશોભિત થયો હતો. તે રમણીના અંગપર, ઉચી કારીગીરીની કસબની ભરેલી કંચુકી હતી; અને તેના ઉપર મુક્તામાળા ઝૂલી રહી હતી. **સમરસિંહ** સ્થિર દૃષ્ટિએ તે રૂપરાશીને જોઇ; સંદેહની નજરે બોલ્યો–"તમે કોણ રાજ્ય માતા છો?" પ્રત્યુત્તર નહીં મળવાથી તે બીજી રમણી પાસે જઇ બોલ્યો–"તમે જ શું રાજકન્યા છો?" તે રમણી હાથ જોડી બોલી,–"ના હું રાજકન્યા નથી!" પરંતુ **સમરસિંહ** તો તેનું મ્હોડું જોતાં જ ચમકીને આઘો ખશી ગયો; કારણ કે

તે તો ચાલીશ પીસ્તાલીશ વર્ષની એક ડોશી હતી! આથી સમરસિંહ ક્રોધ કરી બોલ્યો—"દુરાચારિણીઓ! મારી સાથે પણ તમે પ્રપંચ ચલાવો છો! શું કરું કે, તમે નિરાધાર અબળાઓ છો, નહીં તો આ જ વખતે હું આ કૃત્યનું ફળ તમને આપતે!"

સમરસિંહ આવી રીતે અનેક તીરસ્કારનાં વચનો કહી, તેમને ધિક્કારવા લાગ્યો; છેવટે પેલી દાસી સમરસિંહના પગમાં પડી રડતાં રડતાં બોલી—"સમરસિંહ! અમે કોઇ પણ ખોટા વીચારથી આ કામ કર્યું નથી. આ યુવતી, એક મુખ્ય મુસલમાન સરદારની પુત્રી છે; અને તે અગાધ સંપત્તિની એકલી માલિક છે. એ તમારા પ્યારમાં પડી છે, તેથી પોતાનું જીવન ધન સર્વસ્વ તમને અર્પણ કરે છે; માટે એનો હાથ કબુલ કરી, તમે અમારી સાથે ચાલો!" દાસી ફરી વિનવવા લાગી—"રાજકુમારી કરતાં આ કોઇ પણ રીતે ઉતરે તેમ નથી. માટે ઇંદુકુમારીની આશા મૂકી, તમે અમારી સાથે ચાલો! નહીં તો મુસલમાનો હમણાં જ તમારો નાશ કરશે!" સમરસિંહ કોઇ પણ રીતે પોતાના ક્રોધને શાંત નહીં કરતાં, ઘણાજ ગંભીર સ્વરે બોલ્યો—"દુરાચારિણી! તું મને એક સામાન્ય અને નીચ માણસના જેવો ઇંદ્રિયપરાયણ જાણી, ધનની લાલચ દેખાડે છે? હું ધન, સંપત્તિ અને આખા જગતને તૃણવત્ ગણું છું! મારો પ્રેમ નિર્મળ, અકૃત્રિમ, અગાધ, પ્રશાંત, સ્થિર અને સ્વાર્થશૂન્ય છે! ધનસંપત્તિ કે માન પ્રતિષ્ઠાની હું આશા કરતો નથી. જ્યાંસુધી આ દેહમાં પ્રાણ છે, ત્યાં સુધી હું મુસલમાનોની સાથે લઢીશ, અને રાજકુમારીને બચાવીશ!"

સમરસિંહનો આવો અચળ પ્રેમ જોઇ, નિઃશ્વાસ મૂકતાં તે બુરખાવાળી તરણુ સ્ત્રીએ કહ્યું—"સમરસિંહ! જો જીવવાની આશા કરતા હોય તો અમારી સાથે ચાલો!" સમરસિંહ તેને પ્રત્યુત્તર આપવા જાય છે; એટલામાં મહન્ત, યોગી પરમહંસ ત્યાં આવી પહોંચ્યા! સમરસિંહને જોઈ પ્રથમ પરમહંસે કહ્યું—"વત્સ! તું અહીં શું કરે છે? અમે ક્યારના તારી શોધમાં ફરીએ છીએ!" સમરસિંહે આ ધુતારી સ્ત્રીઓની કપટજાળનું સવિસ્તર વર્ણન કરી કહ્યું—"પાદપદ્મના આર્શીવાદે, જો રાજકુમારીની રક્ષા નહીં કરીશ તો, હું તે જ વખતે આ શરીર ત્યજીશ! એમ કહી તે વેગથી મ્હેલ તરફ દોડ્યો! થોડે દૂર જઇ તે પરમહંસ, યોગી અને મહન્તને બોલાવીને કહેવા લાગ્યો—"મારા આવતાં સુધી તમે આ સ્ત્રીઓને જવા દેશો નહીં, હું હમણા આવું છું, આ સ્ત્રીઓમાં એક દાસી ઘણી ચતુર છે; તેને સંભાળજો. હું ધારું છું કે, મુસલમાનોએ આપણને ફસાવવાને માટે એમને મોકલી છે. માટે મારા આવતાં સુધી એમને જવા દેશો નહીં; નહીં તો મોટો અનર્થ થશે!"

## પ્રકરણ ૫ મું.

### આશાને ઉછાળે !

સમરસિંહ વ્યગ્રચિત્તે પાછો વેગભેર મહેલમાં દોડયો; પરંતુ ત્યાં તો મુસલમાનોનું લશ્કર "અલ્લાહો અકબર"ની બૂમો પાડતું કયારનુંએ મહેલમાં પેશી ચૂકયું હતું ! સમરસિંહ હિમ્મત ધરી, આડે માર્ગે તેમની આગળ નીકલી ગયો; પરંતુ તે થોડેક દૂર ગયો નહીં હોય, એટલામાં બે મુસલમાન સીપાઇઓ, તેની સામું આવી, તેના મસ્તકપર લક્ષ ધરી પોતાની અસિ ઉગામી ! રણદક્ષ સમરસિંહ પોતાની ઢાલથી શરીરરક્ષા કરી, તે જ વખતે, તે બેમાંના એક સિપાઇ ઉપર એવો તો એક ભયાનક શસ્ત્રપ્રહાર કર્યો કે, તે સીપાઇ છિન્ન તરુણી પેઠે, દ્વિખંડિત થઇ પૃથ્વીપર પડયો; તે જોઇ તેની સાથેનો બીજો સીપાઇ ન્હાસી ગયો ! આવી રીતે પથમુક્ત થતાં સમરસિંહ મહેલના નીચલા ભાગમાં વધારે તપાસ નહીં કરતાં ઉપર ગયો. ત્યાં પણ બે ચાર સિપાઇઓ, કેવળ લૂટફાટ કરવામાં રોકાયલા હતા. સમરે તે તરફ નજર નહીં કરતાં પોતાની પ્રિય વસ્તુની શોધમાં લાગ્યો ! એક પછી એક ઘણા ઓરડાઓ તેણે તપાસી નાંખ્યાં, પરંતુ કોઇપણ ઠેકાણે રાજકુમારી વિગેરેનો પત્તો લાગ્યો નહીં ! સમરે ચિંતાયુક્ત થઇ વિચાર્યું કે, "રાજકુમારી વિગેરેને મુસલમાનો લઇ ગયા હશે ! પણ, ના, ના, તેમ પણ થવું અસંભવિત છે ! કેમકે હજુ સૂધી અહીં મુસલમાનો આવ્યાં નથી. વળી તેમના લશ્કરના ઘણાંખરાં માણસો નાલાયક અને લડાઇના કામમાં તદ્દન અપટુ છે; એટલું જ નહીં પણ તેઓ અત્યંત ભીરુસ્વભાવના અને લાલચું છે. પૈસો લૂટી કેવળ પોતાનો સ્વાર્થ સાધવો, એ સિવાય રણમાં પડી પ્રાણ દેવાનું કામ તેઓ સમજ્યા નથી. તેથી રાજકુમારી અને રાણી વિગેરેનું હરણ તેમનાથી થઇ શકશે નહીં ! !" આવા વિચારથી સમરસિંહનું અંતઃકરણ આશાની સ્નિગ્ધ જ્યોતિથી આલોકિત થયું ! જગતમાં આશાને જ ધન્ય છે ! પરંતુ આશા, ધર્મ કર્મ કે પાપ પુણ્ય કંઇ સમજતી નથી. તે અતિશય મિથ્યા પ્રિય અને પ્રપંચમાં થયેલી છે; ઘણાં મનુષ્યો, તેને ભરોશે રહી, પોતાનું ઇચ્છિત ફળ પ્રાપ્ત કરતાં નથી. તોપણ આશ્ચર્ય જેવું છે કે, મનુષ્ય માત્ર એ નિષ્ઠુર આશાનો જ સર્વ કરતાં અધિક આદર કરે છે ! એ જ આશાની અવલીલા ક્રમે મનુષ્યો, દારુણ શોક સંતાપ અને મહત્ દુઃખ ભુલી જાય છે ! આશાનો મહિમા અપાર છે. સર્વ કોઇ આશામાં મુગ્ધ છે. તેથી સમરસિંહ પણ આશામાં મુગ્ધ થઇ, બીજી

ચાર આખો મહેલ ફર્યો! અંતે તે બેચાર ઓરડા ઓળંગી ફરી પાછો, દાદરવાળા ઓરડામાં આવ્યો. તે દાદરપર રહી ઉપર જવાતું હતું. સમરસિંહે ઉપલા માળમાં પ્રવેશ કરી, થોડેક દૂર ગયા પછી, એક ન્હાના પણ બંધ બારણાં આગળ આવ્યો. તે બારણાને હાથથી હડસેલ્યું, પણ અંદરથી બંધ હોવાથી ઉઘડ્યું નહીં. આથી સમરસિંહના મનમાં આશાની વૃદ્ધિ થઇ! તેણે તે બારણા ઉપર ઢાલ મુકી, જોરથી એક મુકી મારી, તેની સાથે જ મીજાગરા ભાંગી બારણાં ઉઘડી ગયાં! સમરસિંહ ઉત્સાહભેર અંદર પેઠો, પણ અંદર તો કોઇ ન હતું!! પરંતુ બીજું એક બંધ બારણું તેના જોવામાં આવ્યું. તે અંદરથી લોઢાની સાંકળે મજબૂત દીધેલું હતું. સમરસિંહે જોયું કે બારણું અંદરથી બધ છે, માટે નક્કી રાજકુમારી વિગેરે આમાં હોવાં જોઇએ! તે આશાથી બારણાં પાસે કાન માંડી ઉભો રહ્યો, કે અંદર થતી વાતચિત અથવા કોઇનો પણ શ્વાસ સંભળાય! અંદરથી થોડીવાર પછી, વિણાના જેવો સુમધુર રમણીકંઠ તેના સાંભળવામાં આવ્યો! તેથી સમરસિંહ અતિ આહ્લાદ ચિત્તે તે ધ્યાન દઇને સાંભળવા લાગ્યો! અંદર કોઇ મૃદુ અસ્ફુટ સ્વરે બોલતું સંભળાયું, "હે જગદીશ્વર! પિતાની- ..... રક્ષા- .... કરો! લજ્જાઃ .....! સમરસિંહ .... પ્રત્યાગમન .... ઘટેના!-ઇત્યાદિ" જો કે સમરસિંહ સઘળી વાત સાંભળી શકયો નહીં, તોપણ પોતાનું નામ સાંભળી તેણે અતિ આહ્લાદે બારણાંપર હાથ માર્યો. તેની સાથે પ્રતિધ્વનિ થયો પણ અંદરથી કંઇ જવાબ મળ્યો નહીં! તેણે બીજીવાર જોરથી બારણા ઉપર હાથ ઠોકયો; તેની સાથે અંદરથી કોઇ બોલ્યું—"કોણ છે?"

સમરસિંહ બોલ્યો-"હું સમરસિંહ, મહારાષ્ટ્રીય સૈનિક!"

પરંતુ અંદરની સ્ત્રીથી, સમરસિંહની બધી વાત સંભળાઇ નહીં, તેથી બીજીવાર સુમધુર સ્વરે પ્રશ્ન થયો, "તમે શું માંગો છો?" આ વખતે રાજકુમારીના મૃદુકંઠ સ્વરે, સમરસિંહના કર્ણમાં અમૃત રેડયું! તે હવે સમજ્યો કે, આટલી ઘણી મહેનતે પણ મારો શ્રમ સફળ થયો છે! તે બોલ્યો-"રાજકુમારી! બારણું ઉઘાડો. કંઇ ભય નથી!" પછી તેણે સ્પષ્ટાક્ષરે અને અધિક ઉચ્ચ સ્વરે કહ્યું-"હું સમરસિંહ છું!" તે જ વખતે ઓરડાનું બારણું ઉઘડી ગયું! સમરસિંહે અંદર પેશી જોયું તો, ત્યાં એક ઝાંખો દીવો બળે છે, અને તેની આજુબાજુ ચાર સ્ત્રીઓ ભયથી જડ થઇ આક્રંદ કરતી બેઠી છે! નયન જળથી તેમનો વસન ભીંજાઇ ગયાં છે; ભયથી તેમનાં વદનમંડળ રક્તશૂન્ય અને પાન્ડુવર્ણનાં થઇ ગયાં છે! તેઓ હતાશ્વાસે અને કંપિત સ્વરે વારંવાર ઇશ્વરનું નામ સ્મરણ કરે છે! આવો દયાજનક દેખાવ જોઇ, સમરસિંહના નેત્રમાં

પાણી આવ્યાં! તે નમ્ર અને મધુર વચને સર્વને આશ્વાસન આપવા લાગ્યો. તે સ્ત્રીઓમાં જે સર્વ કરતાં યુવતી અને અલૌકિક રૂપસંપન્ના હતી, તે જ રાજકુમારી હતી. ઇન્દુકુમારીને જોતાં જ તે તેને ઓળખી શક્યો. બીજી ત્રણ સ્ત્રીઓને તે ઓળખી શક્યો નહીં. થોડીવાર સઘળાં શાંત રહ્યાં. પછી એક રમણીયે ભયથી પૂછ્યું—"તમે મહારાજને જોયા છે?"

સમરસિંહ ખરી વાત છૂપાવી બોલ્યો—"હા; તેઓ વીરની પેઠે લડે છે!"

તે રમણીએ બીજી વાર પૂછ્યું—"તમે મોહિનીને જોઇ?"

સમરસિંહ બોલ્યો—"ના, મોહિની ક્યાં ગઇ છે?"

તેણે કહ્યું—"મુસલમાનોને મહેલમાં આવતા જોઈ અમે આ ઠેકાણે છૂપાઇ રહ્યાં. પણ જ્યારે ઘણીવારે મહારાજની ખબર મળી નહીં, ત્યારે અમે ઘણાં વ્યાકુળ બની ગયાં; તેથી મોહીની હિંમત ધરી, હાથમાં ઉઘાડી તરવાર લઇ, મહારાજની ખબર કહાડવા ગઇ છે. અમે તેને માટે ઘણાં ચિંતાતુર છીએ."

સમરસિંહ બોલ્યો—"આ ચિંતા કરવાનો સમય નથી. હવે જલદી અહીંથી બહાર નીકળી ચાલો; નહીં તો મુસલમાનો અહીં આવી પહોંચશે. મોહિનીની તપાસ બહાર નીકળ્યા પછી કરીશું!"

આથી રાજદુહિતા અથવા તેની ઓરમાન મા કંઈપણ બોલી શકી નહીં. તેઓ શાંતિથી સમરસિંહની પાછળ પાછળ જવા લાગ્યાં. આ વખતે તેમની પાસે કેટલાંક હીરાજડિત મૂલ્યવાન્ સ્વર્ણાલંકાર શિવાય બીજું કંઇ હતું નહીં. તે જોઇ સમરસિંહે કહ્યું—"આ વખતે કેવળ મૂલ્યવાન્ વસ્ત્રાલંકારો હાથમાં લઇ, અથવા મને સોંપી દઇ, તમે જલદીથી ચાલો. જો કોઇપણ રીતે આપણે જીવનરક્ષા કરીશું તો, આ દ્રવ્યનો અભાવ રહેવાનો નથી!" રાજકુમારી, તેની ઓરમાન મા અને બીજી બે સ્ત્રીઓ તે પ્રમાણે કરી, સમરસિંહની પાછળ પાછળ જવા લાગી.

## પ્રકરણ ૬ હું.

## પુરુષ વેશે.

સઘળાં ગભરાતાં અકળાતાં દોડતાં દોડતાં, અંધારી રાત્રે દાદર ઉતરી, મહેલને બીજે માળે આવીને ઉભાં રહ્યાં! સમરસિંહ આગળ અને રમણીવર્ગ તેની પાછળ પાછળ ચાલતો હતો. મહેલના નીચેના ખંડમાં

આવી સઘળાઓએ વિસ્મયતાથી જોયું તો તરંગમાળાની પેઠે, મુસલમાનોનું લશ્કર મહેલ તરફ ચાલ્યું આવે છે! જોતજોતામાં તેઓ નજીકમાં આવી પહોંચ્યા. મુસલમાનોનાં લશ્કરનો આવો પ્રબલ પ્રવાહ જોઇ, સમરસિંહનું મસ્તક ફરવા લાગ્યું;–તે મોટા સંકટમાં આવી પડયો; તો પણ તે અસીમ સાહસે નિર્ભય થઇ બોલ્યો–"રાજકુમારી! તમે કંઇ પણ ચિંતા કર્યા વિના મારી પાછળ સર્વે ચાલ્યા આવો; જ્યાં સુધી મારા દેહમાં પ્રાણ હશે, ત્યાં સુધી હું તમને ઉની આંચ પણ આવવા નહીં દઉં!"

ધીરે ધીરે મુસલમાનોનું લશ્કર મહેલના દરવાજા આગળ આવી પહોંચ્યું. એટલે એ લશ્કરના અશ્વારૂઢ સરદારે આગળ આવી સઘળાઓને કહ્યું–"તમે આ ઠેકાણે ઉભા રહી, ચારે તરફની તપાસ રાખજો; જો જો, આ મહેલમાંથી કોઇ પણ સ્ત્રી નહાસી જવા પામે નહીં!" તેનું આ વાકય સાંભળતાં જ રાજકુમારી અને તેની ઓરમાન મા કમ્પી ઉઠયાં!

તે સરદારે ફરી પોતાના માણસોને હુકમ કર્યો–" તમે વીશેક જણા મારી સાથે મહેલમાં ચાલો; આપણે રાણી અને રાજકુમારીને કેદ કરી લઇ આવીએ!" સમરસિંહે દૂરથી આ સરદારને જોઇ લીધો. તેનું વય પાંત્રીસ વર્ષનું હતું. તેના માથાં ઉપરના મંદિલમાં એક મૂલ્યવાન્ મણિ શોભતો હતો. અંગે અપૂર્વ ચારુ કાર્યખચિત જામો હતો. તેની કમ્મરમાં તરવાર અને હાથમાં મોટો ભાલો હતો. તેનું વદન મંડળ પરિષ્કાર, વર્ણ ગૌર, નેત્ર વિશાળ, રક્ત વર્ણ અને ગર્વસૂચક જણાતાં હતાં. તેના દીર્ઘ દેહે પોષાકનું આવું પારિપાટ્ય જોઇ, સમરસિંહે તરત જ જાણી લીધું કે, તે કોઇ ઉચ્ચ કુલનો મુસલમાન સરદાર છે.

જેવો સરદાર અશ્વપરથી ઉતરી મહેલમાં પેસે છે, તેવો જ સમરસિંહ તેની સામુનો રસ્તો મૂકી, બીજે આડે રસ્તે, સ્ત્રીવર્ગને લઇ ચાલવા લાગ્યો. સમરસિંહ જ્યારે પહેલવહેલો આ મહેલમાં આવ્યો હતો, તે વખતે સઘળે અંધારું હતું. પણ હવે મુસલમાનોની મસાલોના અજવાળાએ મહેલની બહાર નીકળવાના દરેક રસ્તા, સમરસિંહને દેખાવા લાગ્યા. તેથી તે એક જ રસ્તો પકડી ઉતાવળે ઉતાવળે ચાલવા લાગ્યો. એટલે તે મુસલમાન સરદાર સાથે, સદ્ભાગ્યે તેનો ભેટો થયો નહીં! બે ત્રણ ઓરડાઓ ઓળંગ્યા પછી, બીજી વાર મુસલમાનોની ગર્જના અને તેમના શસ્ત્રોના પણ ખણખણાટની સાથે, ત્યાં કોઇ સ્ત્રીઓ રડતી હોય એવો અવાજ સમરસિંહના સાંભળવામાં આવ્યો! સમરસિંહ સાહસથી સ્ત્રીવર્ગને લઇ દોડવા લાગ્યો. પરંતુ તેઓ થોડી દૂર ગયાં નહીં એટલામાં તો એક ઓરડાના બારણા આગળ ચાર સીપાઇઓ તેમની સામા આવ્યા! સમર-

સિંહને જોતાં જ તે દુરાચારીઓએ "અલ્લાહો અકબર"ની બૂમો પાડી, તેને મારવા ભાલા ઉગામ્યા! **સમરસિંહ** યુદ્ધમાં નિપુણ હતો, તેથી વીજળીની પેઠે હાથ ફેરવી, એક સીપાઇનો ભાલો ઝૂંટવી લઇ, તેના એક એક ઘાથી બે સીપાઇઓના પ્રાણ લઇ લીધા અને બીજી પળે પોતાની તરવાર કહાડી બાકી રહેલા બે સિપાઇઓને ભૂતલશાયી કર્યા. આવી રીતે નિષ્કંટક થવાથી **સમરસિંહ** સ્ત્રીવર્ગને લઇ મહેલના મોટા દરવાજા આગળ આવ્યો, જ્યાં ત્રણ સ્ત્રીઓ અને એક દશ વર્ષનો બાળક રડતાં બેઠાં હતાં. દુરાચારી મુસલમાનોએ તેમનું સર્વસ્વ લૂટી લઇ, તેમને દુઃખી કર્યાં હતાં. **સમરસિંહે** તેમની પાસે જઇ જોયું તો, તે સ્ત્રીઓનો પોષાક બંગાળ દેશની સ્ત્રીઓ જેવો નહીં, પણ દક્ષિણ દેશની સ્ત્રીઓ જેવો હતો. તેથી તેણે આશ્ચર્ય પામી પૂછ્યું-"તમે કોણ છો અને આ ઠેકાણે કેવી રીતે આવ્યાં?" તે ત્રણ સ્ત્રીઓમાંની એક ડોશીએ રડતાં રડતાં કહ્યું-"આ વખત ઓળખાણ આપવાનો નથી, તમે જો મુસલમાનોના હાથમાંથી અમને બચાવશો તો, વખત આવે અમે અમારી ઓળખાણ તમને આપીશું!" **સમરસિંહ** તેમના કરતાં પણ વધારે દુઃખમાં વીંટળાયલો હતો. પરંતુ તે ડોશીની દીન અવસ્થા, અને વિનયે તેનું દયાર્દ્ર ચિત્ત ગલિત થયું. તેણે આ નિરાધાર સ્ત્રીઓની રક્ષાનો ભાર માથે લીધો! તેથી **સમરસિંહને** અંતઃકરણપૂર્વક આશિર્વાદ દઇ, તેઓ સ્ત્રીવર્ગમાં ભળી તેમની પાછળ પાછળ ચાલવા લાગ્યાં.

તેઓ કેટલેક દૂર ગયા પછી, રસ્તામાં મુસલમાનોનું અગણિત લશ્કર "અલ્લાહો અકબર" કરી તેમનાપર તૂટી પડયું! **સમરસિંહે** વિચાર્યું કે, આ વખત જીવવાની આશા નથી. માટે વીરત્વ દેખાડી, શત્રુકુલનો ક્ષય કરી, પછી પ્રાણ મૂકવો. એ રીતે સ્થિર પ્રતિજ્ઞ થઇ, પોતાની તરવાર ફેરવતો ફેરવતો, એકી છલંગે મુસલમાનોના અગણિત દળમાં પડયો! મુસલમાનોમાં ઘણા ખરા લૂટારાઓ હતા, અને તેઓ અહીંની લક્ષ્મી લૂટવાને માટે જ આવ્યા હતા, પરંતુ **સમરસિંહ** તો અતિશય બળવાન, સંગ્રામદક્ષ અને યુદ્ધકુશલ નર હતો; તેથી મુસલમાનો કોઇ પણ રીતે તેની સામું થઇ શકયા નહિ. **સમરસિંહના** કઠોર આઘાતે અધીરા થઇ, કેટલાક મુસલમાનો બૂમો પાડી નહાઠા અને કેટલાક જખમી થઇ, ધીરે ધીરે પ્રાણ મુકવા લાગ્યા.

આ ભયંકર સંગ્રામ વખતે, રાજકુમારી, રાણી અને બીજી સ્ત્રીઓ, અત્યંત ભયથી, રસ્તા ઉપરના એક ખૂણામાં સંતાઇ રહ્યાં: જ્યારે સંગ્રામમાં મુસલમાનોનાં માથાં ધુળમાં રગદોળાવા લાગ્યાં, અને બાકીના

છત લઈને નહાશી ગયા, ત્યારે તેઓ **સમરસિંહની** પાસે આવ્યા. પરંતુ આ સંગ્રામમાં **સમરસિંહ** ઘણો જખમી થયો હતો!

આ વખતે **સમરસિંહે** પાછળ ફરી જોયું તો **પરમહંસ** ઉભેલા જણાયા. તેણે તરત જ **યોગીને સાષ્ટાંગ પ્રણામ** કર્યાં. એ જોઇ પરમહંસે કહ્યું–"વત્સ! હું તારાપર ઘણો પ્રસન્ન થયો છું! ધન્ય તારું સાહસ, ધન્ય તારું પરાક્રમ, ધન્ય તારી અસ્ત્રવિદ્યા અને ધન્ય તારી જનનિ, જેણે આવો વીર પુત્ર ગર્ભે ધારણ કર્યો! પરંતુ હવે આ ઠેકાણે જરા પણ વિલંબ કરવો ઉચિત નથી. માટે રાજકુમારી વિગેરેને લઈ અહીંથી નીકળી જાઓ, નહીં તો દુરાચારી મુસલમાનો બીજી વાર આવી અનર્થ કરશે!" તેઓ પરમહંસના કહેવા પ્રમાણે ત્યાંથી ચાલી નીકળી મહન્તના સરોવરપર આવી પહોંચ્યાં; જ્યાં પેલી ધુતારી સ્ત્રીઓની સાથે યોગી મહન્ત તેમની વાટ જોતાં ઉભા હતા. સમરસિંહના આવ્યા પછી, તે શઠ સ્ત્રીઓને જવાની રજા મળી. મહન્ત રાજપુત્રી અને રાણીનો બચાવ થયેલો જોઇ ઘણો આનંદ પામ્યો. તે બોલ્યો–"હવે એમને નગરમાં કોઇ પણ નિર્ભય સ્થાને પહોંચાડીએ તો ઠીક. પરંતુ બહાર પણ મુસલમાનોનું લશ્કર ઉભું છે!"

એ સાંભળી યોગીએ કહ્યું–"તમે આ ઠેકાણે જરા ઉભા રહો. હું જલદીથી પાછો આવું છું. મારા આવ્યા પછી આપણે બધા બહાર જઇશું."

યોગી થોડેક દૂર ગયા પછી, સમરસિંહ વિગેરે બીજા માણસોએ જોયું તો, એક મુસલમાન સેનાપતિએ ઘણાં વિનયથી યોગીને પ્રણામ કરી, તેની સાથે કંઇ વાતચિત કરી. પરંતુ તે બન્નેમાં શું વાતચિત થઇ તે સમરસિંહ અથવા બીજા કોઇએ, તેઓ દૂર હોવાથી સાંભળી શકયા નહીં. પરંતુ તેમણે ખાત્રી કરી કે આ યોગી કોઈ અસાધારણ માણસ છે; એમાં તો સંદેહ નહીં! થોડી વારે યોગીએ આવીને કહ્યું–"આવી સ્થિતિમાં આપણા બચાવનો એકે ઉપાય નથી. પણ મેં ઘણો વિચાર કરી, એક ઉપાય શોધી કહાડયો છે. તે એ છે કે, સઘળી સ્ત્રીઓએ પુરૂષનો પોષાક ધારણ કરવો અને મારી પાછળ પાછળ ચાલ્યા આવવું."

સૌ કોઇ તેના કહેવા પ્રમાણે કરવા તૈયાર થયા. રાજકુમારી, રાણી અને બીજી સ્ત્રીઓએ પોતાનાં વસ્ત્રો યોગ્ય રીતે બદલવા માંડ્યાં.

અહા! સમયની ગતિ કેવી વિચિત્ર! જે શારદીય શશાંક સદૃશા, અલૌકિક રૂપસંપન્ના, સકુમારીના કોમળ ચરણે, કદી પણ ભ્રમણ જનિત દુઃસહ કલેશ સહન કર્યો નથી, જેઓ કદી પણ અંતઃપુરમાંથી બહાર નીકળ્યાં નથી; જેઓને એક ડગલું ભરવાનું હોય, ત્યાં હજારો મ્યાના

અને સુખપાલોની સાથે, સત્તાધિક પતાદિક અનેક સ્વારોદ્વારા વિંટળાઇને બહાર નિકળતાં. તે જ આજ દુર્ભાગ્યવશ થઈ વિષવાદિત મને, મુસલમાનોના ભયથી, પુરુષવેષે જવાને તૈયાર થયાં છે.

સૌથી પહેલાં રાજકુમારીએ પોતાનો વેષ બદલી લીધો? પુરુષ પ્રમાણે વસ્ત્રો પહેરી, તેણે પોતાનું સર્વ શરીર ઓઢણાથી ઢાંકી દીધું. ચોટલો છોડી તેણે પોતાના ભ્રમર કેશ ઓઢણાં નીચે છુપાવ્યાં. ચોટલામાં જે અમુલ્ય મુક્તાહાર તેણે સંતાડી રાખ્યો હતો, તે કંઠમાં ધારણ કર્યો. મહન્ત પાસેથી એક પીછોડી લઇ, તેનો માથે ફેંટો બાંધ્યો. કંઠે, બાહુએ અને કર્ણમાં જે નાનાં મોટાં સ્વર્ણાલંકારો હતાં, તે કહાડી એક લુગડાંને છેડે બાંધી લીધાં. આવી રીતે તેણે સહજવારમાં પુરુષનો અપૂર્વ વેષ ધારણ કરી લીધો. રાજકુમારીએ પુરુષવેષ ધારણ કર્યા પછી, તે એક ચૌદ વરસનો પરમ રૂપવાન્ બાળક જણાવા લાગી. સમરસિંહ અનિમેષ લોચને ઇન્દુકુમારીની મોહક મૂર્તિ જોઇ, નયનને તૃપ્ત કરવા લાગ્યો. એવી જ રીતે, રાણીએ અને તેની સાથેની બીજી સ્ત્રીઓએ યોગ્યરૂપે પુરુષવેષ ધારણ કર્યો. યોગી સઘળાને જોઇ, ખુશી થયો. અંતે યોગીના કહેવા પ્રમાણે સમરસિંહે પોતાના પોશાકમાં યોગ્ય ફેરફાર કર્યો. પછી બધાં એકઠાં થઇ બહાર નીકળવાના મોટા દરવાજા આગળ આવીને ઉભાં રહ્યાં. યોગીના એક ઇસારાથી દરવાજા ઉઘાડી, એક હબસી, હાથમાં ભાલો લઇ, યોગીના સન્મુખ આવી પૂછવા લાગ્યો–"યહ કયા સબ આપકે આદમી હય?"

યોગીએ દૃઢ ઉત્તર દીધો–"હાં."

જવાની રજા મળતાં જ એક પછી એક સઘળાં દરવાજામાંથી બહાર નિકળી, ઉતાવળે નગરમાં પેઠાં! મધ્યરાત્રી થઇ ગઇ હતી, અને જ્યાં ત્યાં ઘોર અંધકાર પથરાઇ ગયો હતો. જોત જોતામાં આકાશમાં વાદળાં ચહડી આવ્યાં, અને થોડી વારમાં ગંભીર ગર્જનાની સાથે મુસળધાર વૃષ્ટિ પડવા લાગી.

## પ્રકરણ ૭ મું.

### પૂર્વ વૃત્તાંત.

આ નવલકથા આગળ ચલાવતાં પહેલાં, બંગાળ પ્રાંતના કેટલાક ઇતિહાસિક બનાવોથી અમારા વાંચકોને જાણીતા કરવાની જરૂર છે. તેથી આ સ્થળે અમે તેનું ટુંક વિવેચન કરીશું.

ઈ. સ. ૧૭૪૧ માં ઘેરીયાની લડાઇમાં પઠાણ કુલતિલક મહાવીર અલિવર્દ્દિખાંએ, પોતાના વિલાસાસક્ત રાજકુમાર સર ફરાજખાનને હરાવી, પોતે બંગાળની ગાદીપર બેઠો. દિલ્લીશ્વરની તે વખતની હીન અવસ્થાને લીધે, અલિવર્દ્દિખાં પોતાના બાહુ અને અસ્ત્રબળે અતુલ્ય ઐશ્વર્ય અને વિસ્તીર્ણ રાજ્યની સંપૂર્ણ રીતે રક્ષા કરવા લાગ્યો. અલિવર્દ્દિખાં અતિશય બુદ્ધિમાન્, વ્યવહાર કુશલ અને વિજ્ઞ પુરુષ હતો. ગાદીપર આવ્યા પછી તેણે પોતાના સદ્‌વ્યવહારે શત્રુઓને પણ વશ કરી લીધા. સરફરાજખાંની મા અને તેના પરિજનો પણ અલિવર્દ્દિખાંની ઉદારતાથી તેને સંપૂર્ણ રીતે બાધ્ય થઇ પડ્યા. બીજી બાજુએ પોતાના પ્રતિશત્રુને પણ નિયમિત કર આપી સંતુષ્ટ કર્યો, તેથી કોઇ પણ તરફનો તેને ભય રહ્યો નહીં. અલિવર્દ્દિખાં પોતે ધર્મદ્વેષી ન હતો; તે વૃદ્ધ વયે ગાદીપર બેઠો હતો. તોપણ તેની વય પ્રમાણે તેનામાં પ્રયુક્ત બુદ્ધિ અને પરિપક્વતા હતી; તેથી જ તે સાવધાનપણે લાંબો સમય રાજ્ય ચલાવવા પામ્યો. હિંદુઓ ઉપર તેની વિશેષ આસ્થા હતી. તે ગરીબ અને તવંગરની સાથે સમભાવે સદ્‌વ્યવહાર રાખતો. એટલું જ નહીં પણ તેઓની હરકતોપર ધ્યાન દઇ તત્કાળ નિવેડો કરતો. પરંતુ દુર્ભાગ્યે અલિવર્દ્દિખાંને પુત્ર ન હતો. તેને કેવળ ત્રણ પુત્રીઓ હતી; તે પોતાના ભાઇના ત્રણ પુત્રો સાથે તેણે પરણાવી હતી. તેમાં તેનો મોટો જમાઇ, જૈનુદ્દીનનો પુત્ર ઇતિહાસ પ્રસિદ્ધ સિરાજઉદ્દૌલા, અલિવર્દ્દિખાંનો ઘણો જ માનીતો હતો. અને તેને જ પોતાના દત્તકપુત્ર તરીકે, અલિવર્દ્દિખાંએ ગ્રહણ કર્યો હતો. પરંતુ તેના ત્રણ જમાઇઓમાંથી, મુખ્ય કરીને સિરાજઉદ્દૌલાના જુલમથી આખો બંગાળપ્રાંત ત્રાહે ત્રાહે પોકારતો હતો. તેના જુલમથી હિંદુઓની જાતિ, માન અને ધન સંપત્તિ નિર્વિઘ્ને રહેવાની સંભાવના ન હતી. તેના અણહદ જુલમની વાત પ્રજા વર્ગમાંથી કોઇ પણ માણસ અલિવર્દ્દિખાંને કાને નાંખવા બ્હીતું; તે છતાં કોઇ તેને એ બાબત કહે તોપણ તેનો ઉપયોગ થાય એમ ન હતો, કારણ કે તેના સ્નેહમાં અલિવર્દ્દિખાન પર વશ બની ગયો હતો. ક્વચિત્ કોઇ પોકાર કરતું તેની પાસે જાય તો, તે પોતાના વિનયથી તેને શાંત પાડતો. એવામાં જો તેના જમાઇએ અથવા સિરાજઉદ્દૌલાએ, એ વાત સાંભળી તો ફરિયાદ કરનારને તેઓ અતિશય દુઃખ દેતા. આ બ્હીકથી જ પ્રજા તેમનો અણહદ જુલમ સહન કરીને, પણ નવાબની પાસે ફરિયાદ કરવા જતી નહીં! પરંતુ અલિવર્દ્દિખાનમાં એક વિશેષ ગુણ એ હતો કે, તે વારંવાર વેશ બદલી પોતાના રાજ્યમાં ફરતો અને પોતાની સુકીર્ત્તિ ગવાય છે કે નિંદા થાય છે, તે જાતે તપાસતો. આમ હોવા છતાં પણ તેના જમાઇઓના અને

વિશેષ કરીને તેના પૌત્રના જુલમથી આખો બંગાળ પ્રાંત નવાબના રાજ્ય અમલને મનમાં ને મનમાં ધિઃક્કારતો હતો. અલિવર્દિખાન આવો નિપુણ અને વ્યવહાર દક્ષ હોવા છતાં પણ ઘણીવાર જમાઇઓથી સંકડામણમાં આવી જતો. આ વખતે બંગાળ પ્રાંતના નવદ્વીપ જીલ્લામાં અને હાલના મહેરપુર નગરની પાસે આમદેહ નામે એક નગર હતું. જે આજ કાલ એક સાધારણ ગામડાં જેવું થઇ ગયું છે; તે આમદેહ નગરમાં મોગલ બાદશાહ ઔરંગજેબના વખતમાં અંબાલાલસિંહ એક ધનવાન્ મરાઠા જાગીરદાર આવીને વસ્યો હતો. શહેનશાહ ઔરંગજેબની કૃપાથી અંબાલાલસિંહે ઘણી જાગીરો મેળવી; અને અંતે અતુલ ઐશ્વર્યશાળી થઇ તેમણે શહેનશાહ પાસેથી "મહારાજા" ની પદ્વી પ્રાપ્ત કરી. આગળ વર્ણવી ગયેલા મહારાજા રાઘવચંદ્રસિંહ એમનાં વંશજો હતા. આપણી વાર્તાનો આરંભ થતાં પહેલાં, કેટલાંક વર્ષ ઉપર, દિલ્લીશ્વરની અવસ્થા કેવળ હીન થઇ જવાથી, તેઓ રાઘવચંદ્રસિંહના પિતાને એક રીતે સ્વાધીન થઇ પડ્યા. મુર્શિદાબાદના સુબાની સાથે, તેઓને પ્રજા સંબંધ ન હતો, તોપણ વખતો વખત, સુબાને લશ્કર અને લક્ષ્મીની મદદ કરી, તેઓ તેને ખુશી રાખતા, કે જેથી કોઇ વખતે, તે, તેમનાથી આડો જાય નહીં. આ જાગીરદારો દક્ષિણ દેશના રજપૂતો હતા. તેની બંગાળ દેશના લોકોને શા કારણથી ખબર ન હતી? તે કંઇ સમજાતું નથી. પરંતુ બંગાળના લોકો, એમને "ગોવાળ" અથવા "ચૌધૂરી રાજા" કહેતા. એમ કહેવાનું વિશેષ કારણ એ છે કે, દક્ષિણ દેશની ઘણી ખરી જાતો, પહેલાં દરિદ્રાવસ્થામાં ગાય, ભેંસો ચારી પોતાનું પોષણ કરે છે. પરંતુ દૈવયોગે તેમાંથી જો કોઇ ધનવાન્ થયો કે, સઘળા અદેખાઇથી તેને "ગોવાળ"ની ઉપમા આપે છે. આમદેહના રાજાઓને આજ કારણોથી, બંગાળના લોકો "ગોવાળ-ચૌધૂરી રાજા" કહેતા હતા કે કેમ? તેની અમને ખબર નથી. પરંતુ રાઘવચંદ્રસિંહે, પોતાના વડીલોનું અતુલ ઐશ્વર્ય અને જાગીર મેળવી, તેણે પોતાના નગરમાં એક પ્રચંડ અને દુર્લેઘ કિલ્લો બંધાવ્યો છે; જેના ભાગ્યા તૂટયા ભાગની હજુ પણ ત્યાં નિશાનીઓ જોવામાં આવે છે.

આગળ કહેવામાં આવ્યું છે કે, રાઘવચંદ્રસિંહની પરમ રૂપવતી એક કન્યા હતી. તેની માતાના મરણ પછી પુત્રની આશાએ તેણે બીજા-ચાર લગ્ન કર્યાં; પરંતુ ભાગ્યના દોષે તેને એક પણ સંતાન થયું નહીં. આ વાર્તાની નાયિકા ઇન્દુકુમારી રાઘવચંદ્રસિંહની એકની એક પુત્રી હતી. ઇન્દુકુમારીનાં અલૌકિક રૂપની વાત સાંભળી, દુરાચારી જૈનુદિને, તેની સાથે લગ્ન કરવાની અથવા એવી જ બીજી નીચ ધારણાથી તેનું હરણ

કરવાનો વિચાર કર્યો. એ ઉપરાંત તેણે એક દૂતદ્વારા પોતાની ઇચ્છા રાઘવચંદ્રસિંહને કહાવી મોકલી. જો કે રાઘવચંદ્રસિંહ સાહસિક અને વીર પુરુષ હતો, તોપણ તેની પાસે, જોઇએ તેટલું કેળવાયેલું લશ્કર ન હતું. તેથી તે જૈનુદ્દિનની સામું લડવાને યોગ્ય ન હતો. એ જ કારણે તે પોતાનાં જાતિ કુલની રક્ષાને માટે, પરિવાર સાથે નાગપુરાધિપતિની પાસે ગુપ્તપણે ચાલ્યો ગયો. જતી વખતે તેણે કિલ્લાનો રક્ષણભાર એક વિશ્વાસુ કારભારીને સોંપ્યો હતો. અલિવર્દ્દિખાનને કાને એ વાત આવતાં, જૈનુદ્દિન એ કામથી અટકે એવા હેતુથી, તેને બંગાલાનો સુબો નીમી ત્યાં કહાડ્યો. એથી જૈનુદ્દિન આમદેહપર હુમલો કરતાં અટકી પડયો. આ બનાવની સાત વર્ષ પહેલાં, પશ્ચિમ અને મધ્ય હિંદુસ્થાનમાં હિંદુ—મુખોજ્જ્વલકારી, પ્રાતઃસ્મરણીય મહારાજા શિવાજીનો અભ્યુદય થયો; તેની સાથે દિવસે દિવસે મરાઠાઓ દેશમાં મહા બલવાન્ થઇ પડયા. થોડા વખતમાં તેઓ દિલ્લીશ્વરની સાથે પણ ઘોર સંગ્રામ કરી તેને પરાસ્ત કર્યો. અંતે મોગલો જ્યારે દુર્બલ થઇ પડયા, ત્યારે મરાઠાઓ હિંદુસ્થાનમાં ચક્રવર્તી પદે અભિષિક્ત થયા. દેશ, પ્રદેશ અને નાનાં મોટાં રાજ્યો તેમના હાથમાં આવ્યાં. ધીરે ધીરે તેઓ ત્રણ દલે વિભક્ત થઇ ગયા. તેમાં પુણાના પેશ્વા મુખ્ય અને તેમની નીચે નાગપુરના ભોંસલે હતા. મરાઠાઓ આજુ બાજુના રાજ્યોપર વિજય મેળવી, કેટલાક રાજાઓને પોતાના આશ્રિત કરતા અને કેટલાક રાજાઓ, તેમની સામું થતા તો તેમનો દેશ લૂટી, પોતાની ધનસંપત્તિમાં વધારો કરતા. તેઓને જે રાજ્યમાંથી ખંડણી મળતી, ત્યાં તેઓ જુલમ કરતા ન હતા, હજુ સુધી મરાઠાઓ બંગાળા તરફ આવ્યા ન હતા. કેવળ બાર વર્ષ પહેલાં, પુણાનો પેશ્વા વલ્લભજીરાવ થોડું ઘણું લશ્કર લઇ, બંગાલા તરફ આવતો હતો. એવામાં મુર્શિદાબાદ આગળ, કાર્તિક મહિનાના પ્રબળ તોફાને તેની નૌકા જળમગ્ન થઇ અને તેમાં તેની સ્ત્રી અને એક પુત્રી અકાલે કાળગ્રસ્ત થયાં. આવી અણધારી આફતથી તે, બંગાળા ઉપર ચડાઇ નહીં કરતાં પાછો ફર્યો. ત્યારપછી મરાઠાઓને બંગાલા ઉપર ચઢાઇ કરવાનો અવસર મળ્યો નહીં.

બંગાલપ્રાંત હિંદુસ્થાનનાં બીજા પ્રાંતો કરતાં ઘણો ધનવાન્ છે, એવું મરાઠાઓ સારી રીતે જાણતા હતા. અત્યાર સુધી તેઓ આજુ બાજુનાં બીજાં રાજ્યો લેવામાં રોકાયેલા હોવાથી, તેઓ બંગાળ તરફ આવી શક્યા ન હતા. પરંતુ બંગાળપ્રાંત કબજે લેવાનો લોભ તેમણે મૂક્યો ન હતો. નાગપુરના મહારાજા રઘોજી ભોસલે, બંગાલપર વિજય મેળવવાને માટે તે વખતે યુક્તિ કરવા લાગ્યો. રઘોજીરાવનું સાહસ

અસીમ હતું. તેનું શરીર પણ વિખ્યાત ભીમના જેવું બલિષ્ટ અને દૃઢ હતું; તેથી તે રાજ્યકાર્યને માટે ઘણો પરિશ્રમ કરી શકતો હતો. વળી તે અતિશય યુદ્ધપ્રિય હતો. ગાદીએ બેઠા પછી, તે પોતાની રાજધાનીમાં થોડાજ દિવસ રહ્યો હશે. કેવળ રણસંગ્રામમાંજ, તે પોતાનો ઘણો વખત ગાળતો, અને પાંચ સાત વર્ષે પોતાની રાજધાનીમાં એકવાર જઇ આવી, પાછો રણસંગ્રામમાં રોકાતો હતો.

તેની ગેરહાજરીમાં, તેના મુખ્ય મંત્રી અને સેનાપતિ, **ભાસ્કર પંડિતના** હાથમાં રાજ્યકારભાર રહેતો હતો. **રાઘોજીનો ભાસ્કર** ઉપર સહોદર કરતાં અધિક સ્નેહ અને વિશ્વાસ હતો. પરંતુ ખેદ થવા જેવું એ છે કે, તે સંતાન સંબંધે ભાગ્યશાળી ન હતો. અનેક રાણીઓમાંથી ઘણાં વર્ષ પહેલાં, કેવળ એક રાણીને પુત્ર થયો હતો. પરંતુ તે વખતે **રાઘોજી** દક્ષિણનાં રાજ્યો સર કરવાને રોકાયેલો હોવાથી, તે સાત વર્ષ સૂધી પોતાની રાજધાનીમાં પાછો ફર્યો નહીં. એ અરસામાં એક વખતે **ભાસ્કર પંડિતનો** એક પત્ર તેને મળ્યો. જેમાં એ પુત્રની માતા **રાણી પ્રભાબાઇ**, કોઇ નીચ હેતુએ વારંવાર અંતઃપુર છોડી બહાર જાય છે, એવો આરોપ **ભાસ્કરે**, **પ્રભાબાઇ** ઉપર મૂક્યો હતો. વળી રાણીએ કોઇ અજાણ્યા માણસને એક પત્ર લખેલો, તે પણ **ભાસ્કર** પંડિતે યુક્તિથી હાથ કરી, મહારાજ તરફ મોકલી દીધો. આ દુઃખદ સમાચાર સાંભળતાં જ, **રાઘોજી** ક્રોધે અધીર થઇને રાણી **પ્રભાબાઇને** અંતઃપુરમાંથી એકદમ બહાર કહાડવાની, **ભાસ્કર પંડિતને** પત્રદ્વારા આજ્ઞા કરી. આ બનાવને થોડો વખત વીત્યો નહીં એટલામાં **રાઘોજીએ** ખબર સાંભળી કે, તેનો એકનો એક પુત્ર મરણ પામ્યો છે. મહારાજનું હૃદય ઘણું કઠિન હોવાથી, પુત્રશોકને પણ ન ગણકારતાં, તે યુદ્ધથી વિમુખ થયો નહીં. તેણે એવો નિશ્ચય કર્યો હતો કે, આ સંગ્રામમાંથી પાછા ફરતી વખતે રાણીઓને સાથે લઇશ. પરંતુ તે નિશ્ચય મનમાં ને મનમાં જ રહ્યો. આપણી વાર્તા શરુ થાય છે, તેનાથી થોડાક વખત પહેલાં, **રાઘોજી** ઉડીસાની દક્ષિણે આવેલાં રાજ્યો સર કરતો હતો. તે વખતે તેણે ચિલકાહની પાસે પોતાની છાવણી નાંખી હતી! જ્યાં **રાજા રાઘવચંદ્રસિંહ** પોતાના પરિવારસહ તેને આવી મળ્યો હતો.

**રાઘવચંદ્રસિંહ**, **રાઘોજીનો** નિકટનો સંબંધી હતો; તેથી તેને ઘણું સન્માન મળ્યું. આ વખતે **રાઘોજી બંગાળ** પ્રાંત લેવાને માટે છળથી કામ કરતો હતો; તેનો વિચાર એવો હતો કે, પહેલાં મુસલમાનોને ઠંડા પાડી પછી ચડાઇ કરવી; કેટલાંક કારણોને લીધે, **રાઘવચંદ્રસિંહ** પોતાના પરિવાર સાથે ત્યાં ત્રણ મહિના રહ્યો. એ અરસામાં, તેની પુત્રી ઈન્દુ-

કુમારીની સાથે, સમરસિંહનો પ્રથમ મેળાપ થયો અને ત્યારથી જ એ બન્નેના હૃદયમાં, ગુપ્તપણે પ્રેમ બીજ રોપાયાં. સમરસિંહ એક સાધારણ માણસ હતો; પરંતુ સંસ્કૃત વિગેરે વિદ્યાથી પોતાનું માનસિક ઉત્કર્ષ સાધન કરી, માન, પ્રતિષ્ઠા અને ધન મેળવવાની આશાથી મહારાજા રાઘોબાના લશ્કરમાં આવી રહ્યો. થોડાજ વખતમાં તેણે, પોતાનાં સાહસ, સદ્વ્યવહાર, તીક્ષ્ણ બુદ્ધિ અને યુદ્ધનિપુણતા આદિ ગુણોથી, મહારાજા રાઘોબાનો પ્રેમ મેળવ્યો. ધીરે ધીરે તેની પદવી પણ વધવા લાગી. આથી સમરસિંહ તરફ સૌ કોઇ પ્રેમથી જોતા હતા; કેવળ ભાસ્કર પંડિત તેને અંદરખાનેથી ધિક્કારતો હતો. તે શા માટે ધિક્કારતો હતો? તેનું ગૂઢ કારણ વાંચક, આગળ જાણવા પામશે.

રાઘવચંદ્રસિંહ ગયા પછી, છેક ત્રીજે મહિને, મહારાજા રાઘોબાએ, પોતાના સેનાપતિ ભાસ્કર પંડિતને પચ્ચીશ હજાર ઘોડેસ્વાર અને તેટલું બીજું પાયદળ આપી, બંગાળ ઉપર ચડાઇ કરવા અને વખત આવે રાઘવચંદ્રસિંહને મદદ આપવા હુકમ કર્યો. ભાસ્કર પંડિત નામનો સેનાપતિ હતો, તે કવચિત્ રાઘોબાની સાથે યુદ્ધમાં જતો હતો. પહેલાંજ કહેવામાં આવ્યું છે કે, ભાસ્કર રાજકાર્યમાં અધિક નિપુણ હતો પરંતુ યુદ્ધવિષયમાં, તેનું જ્ઞાન જોઇએ તેવું ન હતું. પરંતુ મહારાજાની આજ્ઞાથી, તે લશ્કર લઇ બંગાળપર ચડાઈ કરવા નિકળ્યો. પ્રથમ તેણે મેદનીપુર અને કટકપર હુમલો કર્યો. આ વખતે અલિવર્દિખાન નિર્વિઘ્નપણે પોતાનું રાજ્ય ચલાવતો હતો. તેમાં મરાઠાઓનું લશ્કર જોઇ તે આશ્ચર્યચકિત થયો. તે તરત જ શત્રુ સામે લડવા તૈયાર થયો પરંતુ તેની પાસે સૈન્યનો અધિક સંગ્રહ ન હતો. તેથી અલિવર્દિખાન, જુજ માણસોથી હારી, પોતાની રાજધાની તરફ નાઠો. તેમાં મીરહબીબ નામના તેના એક સેનાપતિને ભાસ્કર પંડિતે કેદ કર્યો. તેથી અલિવર્દિખાન દિલગીર થવાને બદલે ઉલટો આનંદ પામ્યો. કારણ કે, તે યુદ્ધકાર્યમાં જેવો નિપુણ હતો, તેવો જ સુચતુર અને વિચક્ષણ હતો. હવે અલિવર્દિખાને સામું લડાઇ કરવાનું માંડી વાળી, પ્રપંચથી શત્રુનો સંહાર કરવા બાજી રચી. આણી તરફ ભાસ્કર એક નહાની લડાઇમાં વિજયી થવાથી, આનંદિત થઇ, તેણે આખો દેશ લૂટવા માંડયો. કેટલાક દિવસ સૂધી, તેનો અનિવાર્ય વેગ કોઇ રોકી શક્યું નહીં. તેથી અલિવર્દિખાને પ્રપંચથી સલાહનું કહેણ મોકલ્યું. તેથી ભાસ્કરે ફુલાઇને અલિવર્દિખાન પાસે બે લાખ સોના મહોર દંડ માંગી. અલિવર્દિખાન કોઇ પણ રીતે ભાસ્કરથી ઉતરે એમ ન હતો. તેથી થોડા જ દિવસમાં અલિવર્દિખાનની કપટજાળમાં ભાસ્કર ફસાયો અને તેની રણદક્ષતા આગળ ભાસ્કર પંડિત

સંપૂર્ણ રીતે પરાજિત થયો. પોતાના સેનાપતિનો પરાજય સાંભળી, રાઘોજી ક્રોધથી અધીર બની ગયો. તેણે ઠેકાણે ઠેકાણે સમરાગ્નિ સળગાવી મૂકી, મરાઠાઓએ નાનાં મોટાં શહેરો અને ગામડાંઓ લૂટવા માંડયાં. પરંતુ વર્ષા ઋતુનો આરંભ થવાથી, લશ્કરને જવા આવવાના રસ્તા, પાણી અને કીચડથી બંધ થઇ ગયા ત્યારે બન્ને પક્ષના માણસોએ થોડો વખત લડાઇ બંધ કરી. આ વખતે રાઘોજીએ કાટૌયાની પાસે પોતાની છાવણી નાંખી હતી, જ્યાંથી એક દિવસ સમરસિંહ નવદ્વીપ તરફ ગયો હતો. સમરસિંહ શા માટે નવદ્વીપ ગયો હતો? તેનો વિસ્તારિત વિષય આગળ વર્ણવવામાં આવશે.

## પ્રકરણ ૮ મું.

### મરાઠાઓની છાવણી.

કાટૌયા નગરની ઉત્તર બાજુએ નાગપુરાધિપતિની વિશાળ છાવણી હતી, અને તે ઠેકાણે મહારાજા રાઘોજીએ જે કાચો કોટ બાંધ્યો હતો, તેનાં ચિહ્નો અદ્યાપિ પર્યંત ત્યાં દ્રષ્ટિગોચર થાય છે. એ છાવણીમાં નાના મોટા અનેક પટગૃહો અને તંબુઓ ઠોકી તેમાં સૈન્યનાં માણસો રાખવામાં આવ્યાં હતાં. તેનાથી થોડે દૂર કેટલાંક ઝુંપડાઓ બાંધી, તેમાં કોઇ ઠેકાણે ઘોડા, ઉંટ તો કોઇ ઠેકાણે ગાય, ભેંસ ઇત્યાદિ પશુઓ બાંધતા; તો કોઇમાં આહારોપયોગી વસ્તુઓ રાખતા હતા. આવી રીતે મરાઠા સૈન્યે લગભગ બે ગાઉ સુધી પોતાના નિવાસસ્થાન માટે જગ્યા રોકી હતી. છાવણીની વચ્ચોવચ્ચ રાઘોજી અને અંતઃપુરની રમણીગણોનો, તેમ જ ભાસ્કર પંડિતનો તંબુ હતો. મહારાજાના તંબુથી થોડે છેટે, કેટલાક સરદારોના તંબુઓ હતા. એ છાવણીની પૂર્વ તરફ ભાગીરથી વહેતી હતી. દક્ષિણ તરફ કાટૌયા નગર આવેલું હતું અને ઉત્તરે એક ખુલ્લું મેદાન હતું. જેમાં લશ્કરને વખતો વખત કવાયત આપવામાં આવતી હતી. વર્ષા ઋતુના ચાર મહિના અહીં રહેવાનું હોવાથી, મરાઠાઓએ આ જગ્યા જોઇએ તેટલા પ્રમાણમાં રમણીય, સુખકર અને નિવાસોપયોગી કરી હતી.

એ છાવણી જોતાં એક નાનું નગર વસ્યું હોય એમ જણાતું હતું. છાવણીની ચારે તરફ કિલ્લા જેવું કરવામાં આવ્યું હતું અને તેમાં જવા આવવાના ફક્ત બે જ દરવાજા રાખવામાં આવ્યા હતા. પરંતુ છાવણીમાં

દરેક ઠેકાણે ફરવા હરવાને માટે મોટા રસ્તાઓ રાખવામાં આવ્યા હતા. એ છાવણી પાસે એક નાનું બજાર હતું, જેમાં આહારની તેમ જ બીજી આવશ્યકીય વસ્તુઓ વેચાતી મળતી હતી. રાત્રે છાવણીમાં અતિશય શોભા થતી. ચારે તરફ દિવાઓથી ત્યાં દીપમાળ જેવું થઇ રહેતું. જે તરફ જાય તે તરફ ગીત, વાદ્ય અને સંગીતના મધુર સ્વર સાંભળવામાં આવતા; પ્રહરીઓ પણ નાના પ્રકારનાં શસ્ત્રોથી સજ્જ થઇ, જ્યાં ત્યાં આનંદથી પહેરો ભરતા હતા.

સૂર્યોદય થતાં પહેલાં મહારાજા રાથોજી અશ્વપર બેસી આખી છાવણીમાં ફરતો અને આખાં સૈન્યનાં માણસોને તથા સામંતોને એકઠા કરી તેમને રણશિક્ષા આપતો હતો. સ્નાન અને ભોજનથી પરવાર્યા પછી, તેઓ પોતપોતાના તંબુઓમાં આખો દિવસ આનંદથી ગાળતા.

વાચક! ચાલો આપણે મહારાજાના પટગૃહમાં જઇએ. જે રાત્રે સમરસિંહે રાજકુમારી વિગેરેનો બચાવ કર્યો, તેને બીજે દિવસે બપોરે, એ પટગૃહ વચ્ચેના કનકખચિત સિંહાસન ઉપર રાજાધિરાજ નાગપુરાધિપતિ મહારાજ રાથોજી બેઠા હતા. તેમના શરીરપર કંઇ પણ વસ્ત્રાલંકાર ન હતા. કેવળ એક જ પટવસ્ત્રથી તેમણે પોતાનું શરીર ઢાંક્યું હતું. સિંહાસન પાસેના બીજા ખંડમાં ઉત્તમ ચારુ કાર્યખચિત શય્યા પાથરેલી હતી, પરંતુ આ વખતે મહારાજાની પાસે કોઇ પણ માણસ ન હતું. કેવળ એક અનુચર સિંહાસન પાસે ઉભો રહી ચમ્મર ઢાળતો હતો. ચારે તરફ શાંતિ છે; છાવણીમાંના સૈનિકો અને બીજા સામંતો અતિશય ચિંતાતુર છે. સાં હવે પહેલાંના જેવી ખુશાલી નથી. રંગરાગ નથી, ગીત વાદ્ય નથી; સઘળું શૂન્યતામય છે. કારણ, મહારાજા રાથોજી અતિશય પીડિત છે. તેમની ડાબા હાથની એક આંગળીપર મોટો ઘા પડ્યો છે. અનેક પ્રકારની ચિકિત્સા થઇ. ઘણીએ ઔષધિ ચોપડવામાં આવી; પરંતુ તેથી સહેજ પણ ઉપશમ થયો નહીં. મહારાજે પહેલાં તો દુઃખને ગણકાર્યું નહીં. પરંતુ અતિશય વેદનાને લીધે તેમનો બલિષ્ઠ દેહ પણ પીડા પામવા લાગ્યો. ધીરે ધીરે વેદનાની સાથે જ્વરનો આરંભ થયો. ત્રણ દિવસ સૂધી મહારાજા પથારી વશ રહી, આહારની રુચિ વિના સર્વદા વેદનાથી પીડિત થવા લાગ્યા. તે અતિશય યુદ્ધપ્રિય હતા, કોઇ પણ યુદ્ધપ્રસંગે, આળસમાં કાળ નહીં ગાળતા. તેઓ પોતાનાં શરીરને ઉચિત શ્રમ આપતા હતા; પરંતુ અતિશય વ્યાધિગ્રસ્ત થવાથી તેઓ ન છટ્ટે ચાર દિવસ સૂધી પથારીમાં રહ્યા. આ અવસ્થા તેમને વિષવત્ લાગી. તેઓ કોઇ કોઇ વખત બળપૂર્વક પથારીમાંથી ઉઠી બહાર જતા. વળી સેવકો અનેક યત્નથી શાંત કરી, તેમને પાછા પથારીમાં સુવડાવતા હતા.

આવી રીતે એ જ દિવસમાં મહારાજાની વિશાળ દેહ ક્ષીણ થઇ ગઇ; તેનો રમણીય વર્ણ અને મુખ કાંતિ પણ વિકૃત થઇ ગયાં; તેમની પીડા નિવારણાર્થે તંબુમાં ગુલાબજળ, અત્તર, કર્પૂરાદિ સુગંધી પદાર્થો પરિપૂર્ણ રાખવામાં આવતા હતા. તંબુના પ્રત્યેક દ્વારે, જાઇ, જુઇ અને ગુલાબ આદિ સુગંધી પુષ્પો, માળાના આકારે બાંધવામાં આવતાં હતાં, રાજવૈદ્ય અને નિપુણ હકીમો હમ્મેશાં પુસ્તકોના પાનાં ઉથલાવી, તેમાંથી રોગોપશમ થવાના ઉપાયો શોધતા હતા; પરંતુ કોઇની પણ ઔષધિથી ગુણ પડયો નહીં. હજુ સૂધી મહારાજની પીડા જેવી ને તેવી જ ચાલુ રહેલી હતી.

આખી રાત્ર નિદ્રા નહીં આવવાથી, મહારાજા પ્રાતઃકાળનો એક પ્રહર દિવસ ચડતાં સૂધી નિદ્રા વશ હતા. થોડીવાર પછી તેમની નિદ્રા ભંગ થઇ. મહારાજે એક સેવકને પાસે બોલાવ્યો. તેણે ઉત્તમ સુવર્ણ પાત્રમાં કર્પૂરવાસિત પાણી આગળ ધર્યું. મહારાજે હસ્ત મુખાદિ પ્રક્ષાલન કર્યાં પછી, તેઓ મૃદુ સ્વરે બોલ્યા—"સંતુજી! આજ પ્રાતઃકાળે સૈન્યને શિક્ષા આપવામાં આવી હતી કે?"

સંતુજી બોલ્યો—"મહારાજની પીડા વધવાથી; સઘળા ચિંતાતુર છે. સૈન્યને—" આ વાત સાંભળતાં જ રાઘોજી ક્રોધે અધિર થઇ બોલ્યા—"સઘળાઓએ શું એમ જ ધાર્યું છે કે, હું આરોગ્ય થઇશ નહીં? યવનોની સાથે હવે શું યુદ્ધ કરવું નથી? કદાપિ મારું મૃત્યું થયું તેથી શું મરાઠાઓનું નામ લોપ થઇ જશે? અનેક રાજા અને સામંતો, શું કોઇ એવો નથી કે, તે મારું કામ કરી નહીં શકે? સેનાપતિ ભાસ્કર કયાં છે? સમરસિંહ શું કરે છે? જયગઢનો મહારાજ જયસિંહ કયાં ભરાયો છે? એઓ શું સઘળા જ મારા જેવા પીડિત છે? નહીં તો તેઓ આમ નિસ્તેજ કેમ?"

સંતુજીએ કહ્યું—"સઘળા છાવણીમાં છે; ફક્ત સમરસિંહને આજ ત્રણ દિવસ થયાં, મહન્ત ઠાકુરની પાસે નવદ્વીપ મોકલ્યો છે. મારા સાંભળવામાં આવ્યું છે કે, નવાબ અલિવર્દ્દિખાનની સાથે હાલ સંધિની વાતચિત થાય છે."

સંતુજીની વાત સાંભળી રાઘોજી વિસ્મત અને સ્તંભિત થયો. થોડીવાર હથેલી ઉપર મસ્તક ટેકવી, તે વિચાર કરવા લાગ્યો. આથી તેના વિસ્તારિત નયનયુગલમાં એક બે અશ્રુબિંદુ જોવામાં આવ્યાં. ત્યારપછી રાઘોજી રોષે પરતંત્ર થઇ બોલ્યો—"સમરસિંહને સંધિની વાત કરવા કોણે મોકલ્યો છે? આપણે શત્રુના રાજ્યમાં વશીએ છીએ; એ વાત શું

કોઈના સ્મરણમાં નથી? સંધિને માટે આપણને આટલા બધા ઉત્સુક જોઇ, દુરાચારી યવનો શું આપણને ભીરુ ગણશે નહીં? સંતુજી હમણાં જ સેનાપતિને બોલાવ, મારે તેના મ્હોંડે સવિશેષ સાંભળવું છે."

મહારાજની આજ્ઞા થતાં જ **સંતુજી** **ભાસ્કર** પંડિતના તંબુમાં ગયો. આગળા પ્રકરણમાં જણાવવામાં આવ્યું છે કે, મહારાજ **ભાસ્કર** પંડિતપર અધિક સ્નેહ રાખતા હતા, તેથી પોતાના તંબુની પાસેજ તેમણે **ભાસ્કર**નો તંબુ રખાવ્યો હતો. **રાયોજી**, **ભાસ્કર**ને અધિક ચાહતો, તેથી **ભાસ્કર** મનમાં એમ ધારતો હતો કે, મહારાજને સંતાન નહીં હોવાથી, તેમના મૃત્યુ પછી હું જ **નાગપુર**નો રાજા થઇશ. આ વખતે **ભાસ્કર**ની સત્તાવીશ વર્ષની વય હતી; તે શ્યામરંગે, સ્થૂળ કાયનો હતો. માથાંપર સહેજસાજ વાળ હતા; તોપણ તેનું મુખ મંડળ સુદીર્ઘ અને તેજસ્વી હતું. કેવળ મહારાજના ભયે **ભાસ્કર** પંડિતને સઘળા મૌખિક સન્માન કરતા, પરંતુ તેનાપર કોઇનો આંતરિક ભક્તિભાવ નહતો. **ભાસ્કર** અતિશય ઇર્ષાપરતંત્ર અને હિંસક હતો તેમ તેને ધર્મ જ્ઞાન પણ ઘણું થોડું હતું. તેના મનમાં **નાગપુર**ના રાજ્યની આશા ઘણી બલવાન્ હતી. તેથી એ દુરાશા પૂર્ણ કરવાને માટે તે ગમે એવાં નિંદ્યકર્મો કરવાને પણ સંકોચ ખાતો નહતો. મહારાજની માંદગીથી સઘળા દુઃખી અને ચિંતાતુર હતા, પણ **ભાસ્કર** તો મનમાં ને મનમાં આનંદ પામતો હતો. જે વખતે **સંતુજી** તેના તંબુમાં આવ્યો, તે વખતે, **ભાસ્કર** એક માણસની સાથે છૂપી મસલત કરવા રોકાયેલો હતો, તંબુનાં બન્ને બારણે બે પ્રહરીઓને બેસાડી ખબર આપ્યા શિવાય કોઇ પણ માણસને અંદર આવવાનો તેનો હુકમ નહતો. **ભાસ્કર** એક પલંગપર બેઠો છે, અને તેની સામેના એક આસન ઉપર એક મુસલમાન સરદાર બેઠો બેઠો કંઇ વાતચિત કરતો હતો. આ સરદારની વય ચાલીશ કરતાં કંઇક વધારે હતી; તેના સર્વાંગે મૂલ્યવાન્ બનારસી જામો, માંથાપર કસબી મંદિલ અને તેમાં એક હીરો શોભતો હતો. સરદારે વાતચિતનો પ્રસંગ કહાડયા પછી, **ભાસ્કરે** ઘણીવારે આતુરતાથી પૂછ્યું—"મીર સાહેબ! પછી મારા કામનું શું થયું?"

"કંઇ થયું નથી. મારા ભાઇ તરફથી ફક્ત એટલીજ ખબર મળી છે કે, **આમદેહ**નો રાજા લડાઇમાં મરાયો છે, પરંતુ રાણી અને રાજકુમારી, આપણા હાથમાં આવનાં પહેલાં યુક્તિથી નાસી જવા પામ્યાં છે. **સમરસિંહ**ને માટે આપણે જે જાળ પાથરી હતી, તેમાંથી તે છટકી ગયો છે. મારા સાંભળવામાં એમ આવ્યું છે કે, રાણી અને રાજકુમારીને નસાડવામાં એનો જ હાથ હતો." તેણે ખરા સમાચાર સંભળાવી દીધા.

તેની આ વાત સાંભળી **ભાસ્કર** ભયભીતપણે બોલ્યો—"હાં, હાં, ધીરે ધીરે બોલો, કોઇ સાંભળશે. તમે તો સર્વ નાશનાં સમાચાર સંભળાવ્યા. હવે શું કરવું? પરંતુ આ બનાવ કોનાથી બનવા પામ્યો છે? એ કોઇના જાણવામાં આવ્યું છે કે?" તે બોલ્યો—"**મીર**હબીબ એવું કામ નહીં કરે, કે બીજા કોઇના જાણવામાં આવે. સઘળાં માણસો એમ ધારે છે કે, આ કામ **જૈનુદ્દિને** કર્યું છે. જો કે રાજકુમારી નાસી ગઇ છે, પણ તેની એક દાસીને મેં કેદ પકડી છે; તેથી મોડા વહેલો પણ તેનો પત્તો મળ્યા વિના રહેશે નહીં. પરંતુ આપણે પહેલાંથી જ ભુલ ખાધી હતી; જો **સમરસિંહ** જેવા વીર પુરુષને ત્યાં નહીં મોકલતાં, બીજા કોઇને આપણે મોકલ્યો હોત તો આમ થાત નહીં."

**ભાસ્કરઃ**—**સમરસિંહ**ને ત્યાં મોકલવાનાં અનેક છુપાં કારણો છે, હું **સમરસિંહ**ને ધિક્કારું છું. તેથી સન્ધિની વાતથી મહારાજ જ ગુસ્સે થાય તો, **સમરસિંહ** ઉપર જ વધારે દોષ મૂકાય અને તેમ થવાથી મહારાજ તરત જ એને દૂર કરે. વળી ઇન્દુકુમારી તેને ચહાય છે, એ વાત હું જાણું છું, તેથી ઇન્દુકુમારી સંકટમાં પડતાં, **સમરસિંહ** નિશ્ચય તેને બચાવશે, એ પણ હું ધારતો હતો. પરંતુ આવી ઝપાઝપીમાં તે કોઇ રીતે પતી જાય તો મારો રસ્તો મોકળો થાય. મારો મુખ્ય વિચાર તેને મરાવી નંખાવવાનો અથવા તેનાપર મહારાજનો ક્રોધ વધારવાનો છે. તેથી જ મેં **સમરસિંહ**ને મોકલ્યો હતો."

**મીર**હબીબ બોલ્યો—"ઇન્દુકુમારી, **સમરસિંહ**ને ચહાય છે, એ વાત શું મહારાજ જાણે છે? **સમરસિંહ**, જેવો શૂરવીર છે, તેવો જ સુંદર છે, પણ મહારાજ શું તેની સાથે ઇન્દુકુમારીનાં લગ્ન કરવા હા પાડશે?"

**ભાસ્કરઃ**—"**મીર** સાહેબ! તમે એ શું બોલ્યા? **સમરસિંહ**, ઇન્દુકુમારીને ચહાય છે, એ વાત જો મહારાજ જાણે તો મોટો અનર્થ થાય."

**મીર**હબીબ—"આપ કદાચ જાણતા નહીં હોય, પણ મહારાજ **સમરસિંહ** ઉપર ઘણો પ્યાર રાખે છે; એવું મેં ઘણાના મહોડે સાંભળ્યું છે."

**ભાસ્કરઃ**—મહારાજ મારા કરતાં વધારે **સમરસિંહ**ને ચહાય છે, એ વાત કદી ન બને. તેનો મંત્રીમાં ગણો તોયે હું અને પુત્રમાં ગણો તોયે હું જ છું. મારી મરજી વિરુદ્ધ તેઓ એક પણ કામ કરતા નથી, મારા કહેવા ઉપરથી જ તેમણે સ્ત્રીનો ત્યાગ કર્યો છે; તો **સમરસિંહ** શા હિશાબમાં છે? મહારાજના વિસ્તીર્ણ રાજ્યનો હું જ એક વારસ છું, તેઓ આ માંદગીમાંથી ઉઠે એવી મને આશા નથી, તેથી એમના મરણ પછી હું જ **નાગપુર**ની ગાદીપર બેસીશ. મારી વાત મહારાજ ન માને એમ તમારે ધારવું જ નહીં."

મીરહબીબ—"મહારાજને પુત્ર અથવા ભાણેજ, ભત્રીજા કે પાસેના કુટુંબમાં કોઇ સગું નથી?"

ભાસ્કર—"એ વાત તો મેં તમને પહેલાં જ કરી હતી કે, મહારાજને ફક્ત એક પુત્ર હતો, તે તેની માતા ગયા પછી થોડા જ દિવસમાં મરણ પામ્યો. જો રાજકુમાર જીવતો હોત તો આજે એકવીસ વર્ષનો હોત. મહારાજને એક ભાણેજ છે, પરંતુ આજ બાર વરસ થયાં, તે કયાં અને કેવી અવસ્થામાં છે? તે કોઇ જાણતું નથી."

મીરહબીબ—"આપનામાંથી ઘણાં માણસો એવું કહે છે કે, સમરસિંહના સઘળા અવયવો, મરનાર રાજકુમાર જેવા હોવાથી, મહારાજ તેનાપર ઘણો સ્નેહ રાખે છે, વળી આપે એક યુવકને મારા મહેલમાં કેદ કરાવ્યો છે; તે પણ કોઇ કોઇ વખતે કહે છે કે, હું રાઘોજીનો ભાણેજ, અને પુણાના પેશવા સરકારના સેનાપતિ વલ્લજીરાવનો ભત્રીજો થાઉં છું."

ભાસ્કર પંડિત હસતાં હસતાં બોલ્યો—"મરનાર રાજકુમાર કોઇ પણ રીતે સમરસિંહ જેવો ન હતો. જે વખતે રાજકુમાર મરણ પામ્યો તે વખતે તેની વય માત્ર પાંચ વર્ષની હતી, અને મારા ધારવા પ્રમાણે તેના અવયવોની વાત, મહારાજના જાણવામાં સહેજ પણ નથી, ત્યારે સમરસિંહ રાજકુમારીને કયાં લઇ ગયો છે? એ તમે કહી શકો છો? મારા મનમાં એમ છે કે, કોઇ પણ યુક્તિથી મહારાજને સ્વદેશ તરફ વિદાય કરી, પછી સમરસિંહનો નાશ કરવો. વળી અલિવર્દિખાનની સાથે સંધિ કરી, તેની મારફત જ ઇન્દુકુમારીને પરણવું, જેથી આમદેહના રાજાનો અતુલ ઐશ્વર્ય હાથ આવે, અને ત્યારપછી, નાગપુરની ગાદીને માટે નવી બાજી માંડવી. મારી આ આશા પૂરી થશે તો તેમાં તમારૂં પણ ભલું થશે."

મીરહબીબઃ—"હું ધારૂં છું કે, સમરસિંહ રાજકુમારીને લઇને મહારાજ પાસે આવશે અને તેમને ખુશી કરશે. મારી બહેન રજીયા બેગમના મોહોડે મેં સાંભળ્યું છે કે, તે એ રાત્રે નવદ્વીપમાં હતો. વારૂં આપ ઇન્દુકુમારી સાથે પરણવાની ઇચ્છા રાખો છો, તેમાં મહારાજ શું સમ્મત નહીં થાય? પરંતુ મહારાજને અહીંથી વિદાય કર્યા વિના આ કામ પાર પડે એવું મને લાગતું નથી. આપ અલિવર્દિખાનની સાથે સંધિ કરવાની વાત કહો છો; પણ હું તેને ધિક્કારૂં છું; તેની સાથે સંધિ કરવાને હું તદ્દન નાખુશ છું."

ભાસ્કર મીરહબીબને ઉત્તર દેવા જાય છે, એવામાં પ્રતિહારે આવીને કહ્યું—"ધર્માવતાર! બહાર સંતુજી ઉભો છે અને મહારાજ આપને બોલાવે છે."

મહારાજ બોલાવે છે, એવું પ્રતિહારના મુખે સાંભળી, **ભાસ્કર** ભયભીત થયો, પરંતુ કરવું શું? ગયા વિના છુટકો ન હતો, તેથી તે બોલ્યો–"**સંતુ**જીને મારી પાસે મોકલ," **સંતુ**જી ન આવવાથી **મીર**હબીબ, "અનુકૂળ વખતે પાછો મળી જઇશ" એમ કહી ચાલતો થયો. **ભાસ્કર** યોગ્ય વસ્ત્રો પહેરી મહારાજના તંબુમાં ગયો, ત્યાં જઇ યથોચિત અભિવંદન કરી, કરસંપુટે તે મહારાજની સન્મુખ ઉભો રહી બોલ્યો–"મહારાજની શી આજ્ઞા છે?" મહારાજે **ભાસ્કર**ને તીક્ષ્ણ નજરે જોઇ સહેજ વિરક્ત સ્વરે કહ્યું–"**ભાસ્કર**! હું જાણે પીડિત છું, તેમાં તમને શું થયું છે?"

**ભાસ્કરઃ**–"મહારાજની પ્રત્યેક આજ્ઞાનું હું પ્રતિપાલન કરૂં છું."

**રાઘોજીઃ**–"**પ્રાતઃ**કાળે સૈન્યને નિયમીત શિક્ષા આપવામાં આવી હતી?"

**ભાસ્કરઃ**–"ના."

**રાઘોજીઃ**–"તેનું કંઇ કારણ?"

**ભાસ્કર**–એક તો માથાંપર વર્ષાકાળ આવ્યો છે, તેમાં મહારાજ આવા ભયંકર રોગથી પીડાય છે; બીજી બાજુએ યવનો સંધિને માટે તૈયાર છે, તેથી અમે સઘળાઓએ વિચાર કરી, હવે યુદ્ધની તૈયારીઓ કરતા નથી.

**રાઘોજી**–"મારા છતાં, શા માટે આજ્ઞા વિના **સમરસિંહ**ને તેં સંધિને માટે મોકલ્યો? યવનો સંધિ કરવાને તૈયાર છે, તો તેનો દૂત મારી પાસે કેમ આવ્યો નહીં?"

**ભાસ્કર** ગભરાયો. પણ થોડીવારે બીજી નવી યુક્તિ રચી તે બોલ્યો–ધર્માવતાર! એમાં મારો અપરાધ નથી. **સમરસિંહ** યુક્તિ વાપરી મારી પાસેથી ગયો છે. તે ઘણા વખતથી **આમદેહ**ના મહારાજા **રાઘવચન્દ્રસિંહ**ની પુત્રી **ઇન્દુકુમારી**ને ચહાય છે. **આમદેહ**ના મહારાજ પોતાના પરિવાર સાથે, **મહન્ત ઠાકુર**ને ત્યાં રહ્યા છે, એવી વાત સાંભળી, **સમરસિંહ**, **ઇન્દુકુમારી**ને મળવાની આશાથી, અહીંથી સંધિનું બ્હાનું કહાડી જતો રહ્યો છે."

**રાઘોજી** અતિશય ક્રોધ કરી બોલ્યા–"શું મારો સેવક થઇ, **સમરસિંહ** આવું નિંદ્યકર્મ કરવા તૈયાર થયો છે? સામાન્ય માણસ થઇ, એક રાજકન્યાની અભિલાષા? જા, હમણાં ને હમણાં દશ સ્વારો મોકલી, **સમરસિંહ**ને મારી પાસે પકડી મંગાવ."

**ભાસ્કરે** જાણ્યું કે હવે આપણી ધારણા પાર પડી, તે બોલ્યો–"મહારાજ! સર્વ નાશ થયો છે. દુરાત્મા **જૈનુદ્દીને** **આમદેહ**ના મહારાજાનો પ્રાણ સંહાર કર્યો છે, અને આણી તરફ રાણી અને રાજકુમારીને લઇ, **સમરસિંહ** ક્યાંય નાસી ગયો છે."

રાયોળ ક્રોધે અધિર થઇ બોલ્યો—"હું યવને એવું સમુચિત પ્રતિફળ આપીશ. ભાસ્કર! તું હવે જા અને કેટલાક સ્વારોની સાથે એક સામંતને સમરસિંહની શોધમાં મોકલ. હવે એ કામમાં વિલંબ ન કર, નહીં તો દુરાત્મા કંઇ નાસી જશે."

ભાસ્કર પંડિત રાજાના પ્રતિપાલન કરવા ચાલ્યો ગયો.

## પ્રકરણ ૯ મું

### ઔષધિ–લેપન.

અંધારી રાત્રે, રાણી, રાજકુમારી તેની બે દાસીઓ, તથા પેલી ત્રણ અપરિચિત સ્ત્રીઓ, પુરુષ પોશાકમાં, સમરસિંહ, યોગી અને મહન્તની સાથે, નગરમાં આવી એક ગરીબ બ્રાહ્મણને ત્યાં આશ્રય લીધો. ઉપલી ત્રણ અપરિચિત સ્ત્રીઓની સાથે એક બાળક પણ હતો. જે બ્રાહ્મણના ઘરમાં તેઓએ આશ્રય લીધો હતો, તેને ત્રણ મોટા મોટા ઓરડાઓ હતા, બ્રાહ્મણના ઘરની ત્રણે દિશાઓમાં આવેલા ખુલ્લાં મેદાનમાં, આંબા, આંબલી અને વડ વિગેરે ઝાડોની ઘનઘોર ઘટા હતી. અને તેની દક્ષિણે સ્રોતસ્વતી ભાગિરથી નદી વહેતી હતી. બ્રાહ્મણના પરિવારમાં તે પોતે તેની સ્ત્રી અને બે કન્યાઓ હતી. તેના ઘરના ત્રણ ઓરડાઓમાં એકમાં રાંધવાનું, બીજામાં સુવાનું અને ત્રીજા મોટા ઓરડામાં અતિથિઓને તે આશ્રય આપતો હતો, બ્રાહ્મણ પોતે સુપંડિત હતો. જ્યોતિષ શાસ્ત્રમાં તેનું જ્ઞાન વિલક્ષણ હતું. તે અતિશય નિર્વિરોધી અને સુજ્ઞ હતો. પરંતુ ભાગ્યના દોષે તે દારિદ્રાવસ્થાનું દુઃખ ભોગવતો હતો. સમરસિંહ વિગેરે જ્યારે બ્રાહ્મણના ઘર આગળ આવ્યાં, ત્યારે તેઓ નિદ્રાવશ હતા. તેથી મહન્તે બુમો પાડીને તેને જગાડયો. અને ત્યાર પછી તેણે પોતાના મોટા ઓરડામાં સઘળાઓને ઉતરવાની જગા આપી. એ ઓરડામાં એક તરફ રાણી અને કુંવરી ઇંદુકુમારીની પથારી કરવામાં આવી; જ્યાં તેઓએ શયન કર્યું. તેની પાસે બીજી સ્ત્રીઓ સુતી. બીજી તરફ એક મોટી શેતરંજી પાથરી તેનાપર પુરુષો—કોઇ જાગતાં અથવા કોઇ સુતા, સુતા વિશ્રામ લેવા લાગ્યાં. પરંતુ મહન્તે એક સ્વતંત્ર ઠેકાણે શયન કર્યું. મુસલમાનો સાથેની લડાઇમાં, સમરસિંહ ઘણો જખમી થયો હતો. તેથી તેના શરીરમાં અતિશય વેદના થતી હતી. એવાં કઠિન પરિશ્રમ પછી વિશ્રામ ઘણો પ્રિયકર લાગે છે, તેવી રીતે દુઃખમાં રાત્રીનું જાગરણ અતિ

દુઃખદાયક થઇ પડે છે, પરંતુ સમરસિંહ એક રાત્રીનું જાગરણ તૃણવત્ તુચ્છ ગણતો હતો. પોતે રાજકુમારી વિગેરેનો નિર્વિઘ્ને બચાવ કર્યો, એ જ આનંદમાં તે સઘળું દુઃખ ભુલી ગયો. અને તેથી જ તે હાથમાં તરવાર લઇ, બધાની ચોકી કરતો, એક ખુણામાં જાગતો બેસી રહ્યો. બ્રાહ્મણ તેઓની જોઇતી વ્યવસ્થા કરી પોતાના ઓરડામાં સુવા ગયો. સઘળા પોતપોતાની જગ્યાપર સુતા. પરંતુ ઘણી વાર સૂધી કોઇ પણ વિશ્રામસુખ ભોગવવા પામ્યા નહીં.

થોડી વાર પછી નિશાદેવી અંતર્હિત થઇ. ધીરે ધીરે તીમીરનો નાશ કરી, ભગવાન્ દિવાકર પૂર્વ તરફ લોહિતવર્ણ રંચિત કરી ઉદય થયા. તેની અપૂર્વ રશ્મિથી, સંસાર જાણે હાસ્ય કરવા લાગ્યો. બ્રાહ્મણના ઘરની પાસે આવેલા મેદાનમાં, પક્ષીગણો વૃક્ષોપર બેસી કલરવ કરવા લાગ્યાં. તેથી તેઓ જાણે ઉષા દેવીની આગમનવાર્તા સૂચવતાં હોય, એમ જણાતું હતું. ચોતરફ માણસોનો સ્રોત વહેવા લાગ્યો. ધર્મનિષ્ઠ બ્રાહ્મણો, પરમાત્માનું ગુણકીર્તન કરતાં, ભાગિરથીના તટપર જવા લાગ્યા. ઘરમાં સઘળાં જાગ્યાં. રાત્રિનો બનાવ નગરમાં જ્યાં ત્યાં પ્રસરી ગયો અને આમદેહની રાણી શોકાકુલ થઇ, મુસલમાનોને લાખો અભિશાપ દેવા લાગી. સમરસિંહ મનમાં વિચાર કરતો કરતો ઘરના આંગણામાં ફરતો હતો, એટલામાં તેણે જોયું તો, કપાળે ત્રિપુંડ્ર અને સર્વાંગે હરિનામ અંકિત કરી, મહાત્મા પરમહંસ તેની તરફ આવે છે. સમરસિંહે પરમહંસને જોતાં જ આગળ જઇ પ્રણામ કર્યા અને તે કરસંપુટ કરીને બોલ્યો—“પ્રભો ! શરીરની દારુણ વેદનાને લીધે, હું આજે ભૂમિસ્થ પ્રણામ કરી શકતો નથી. માટે ક્ષમા કરજો.”

પરમહંસ બોલ્યા—“વત્સ ! ચિંતા નહીં. કાંઇ પણ સંકોચનું કારણ નથી. હું તારા આરોગ્યને માટે જ અહીં આવ્યો છું. મારી સાથે આવ. હું તને ઔષધ આપું.”

સમરસિંહની પરમહંસપર પહેલાંથી જ અત્યંત ભક્તિ હતી. ઔષધની વાત સાંભળી તે તરત જ તેની પાછળ ગયો. ઘરમાં ગયા પછી પોતાની ઝોળીમાંથી ઔષધ કહાડી પરમહંસ બોલ્યા—“વત્સ ! આ ઔષધિનો લેપ કોઇ સ્ત્રી પાસે કરાવીશ તો તત્કાળ સારું થઇ જશે.” આ વાત સાંભળતાં જ, રાજકુમારીની બે દાસીઓ તથા પેલી અપરિચિત સ્ત્રીઓ સમરસિંહના શરીરપર લેપ ચોપડવાને તૈયાર થઇ. પરંતુ પરમહંસે તેમાંથી પેલી ડોશીને લેપ ચોપડવાનું કહ્યું. ડોશી તે જ વખતે ઔષધિ વાટવા મંડી ગઇ. પરમહંસે સમરસિંહનાં લુગડાં કહાડી નાંખવા કહ્યું; અને ઘરની બહાર

જઇ, ધીરે ધીરે પહેલા પડેલા ઘા ઉપર ઔષધિનો લેપ ચોપડવાને માટે ડોશીને જણાવ્યું. તેથી પરમહંસ, સમરસિંહ અને ડોશી, એક ઝાડની છાયા તળે જઇને બેઠાં, ત્યારપછી પરમહંસે સમરસિંહના જમણા હાથની ટચલી આંગળીએ એક વીંટી પહેરાવી, ડોશીને કહ્યું કે હવે લેપ ચોપડો. ડોશી હાથમાં લેપ લઇ, સમરસિંહની પીઠપર જે ઘા પડેલો હતો, ત્યાં ચોપડવા લાગી. એટલામાં તે ઘાની પાસે એક જુના ઘાનું ચિહ્ન જોઈ, તે સવિસ્મયે અસ્ફુટ શબ્દે કંઇ બોલી ઉઠી. અચાનક રસ્તામાં મણીધરને પડેલો જોઈ, લોકો જેવી રીતે ચમકી ઉઠે છે; તેવી જ રીતે ડોશી ચમકી ઉઠી. તે ચિહ્ન જોયા પછી ડોશીના નેત્રમાંથી અશ્રુબિંદુ વહેવાં લાગ્યાં, અને તે વારંવાર સમરસિંહને વ્યાકુલ ભાવે જોવા લાગી. એ જોઈ પરમહંસ આશ્ચર્ય પામી બોલ્યા,–"તમે આમ કેમ કરો છો ? ઔષધ ચોપડોને." પરંતુ ડોશીનું ધ્યાન બીજી તરફ હોવાથી તેણે પરમહંસની વાત સાંભળી નહીં. એથી પરમહંસે બીજી વાર કહ્યું. ત્યારે ડોશીએ ટુંકામાં ઉત્તર દીધો–"ચોપડું છું." આ વખતે સમરસિંહ તરફ એકી નજરે જોઈ, ડોશી તેને કંઈ કહેવા જતી હતી, પરંતુ તેનાથી કંઇ બોલાયું નહીં. સર્પદંશથી મૃત્યુ થતાં પહેલાં, તેનાં વિષથી માણસને જેમ કંઠરોધ થઇ જાય છે, તેમ ડોશીનો કંઠ રુંધાઇ ગયો. થોડી વાર પછી, ડોશીના મ્હોડામાંથી "ધર્મોજય" એ શબ્દ નિકળ્યો. અને તેની સાથે જ તેની આંખો ક્રોધથી લાલચોળ બની ગઈ. તે ઉભી થઇ, ગર્વિત વચને બોલી–"હવે નહીં." પરંતુ તે જ વખતે ક્રોધ શાંતિ કરી, ડોશી મૃદુસ્વરે બોલી–"धर्मस्य सूक्ष्मा गतिः" ત્યારપછી તે અધિરાઇથી બોલી–"સમરસિંહ ! તેં મને પહેલાં ક્યાંઇ જોઇ છે ?"

સમરસિંહ ઘણી વાર ડોશીને જોઇ રહ્યો. અંતે તે વિચાર કરીને બોલ્યો–"ના, મેં તમને ક્યાંઇ જોયાં હોય, એવું મને લાગતું નથી."

ડોશીઃ–"તમે શું જયધરસિંહના પુત્ર છો ?"

સમરસિંહે સવિસ્મયે ઉત્તર દીધો–"હા; તમે કેવી રીતે જાણ્યું ?"

ડોશીઃ–"તમારા પિતા શું જીવતા છે ?"

સમરઃ–"ના, આજ બે વર્ષ થયાં, તેઓ મરણ પામ્યા છે."

ડોશીઃ–"તે મરી ગયા. અરેરે ! મને તો તેની કંઇ ખબર પણ મળી નહીં, ત્યારે તમારી મા જીવે છે કે ?"

સમરઃ–"હા, મા અને એક બહેન છે,"

ડોશીઃ–"મરતી વખતે તમારા પિતાએ તમને કંઇ કહ્યું નથી ? તે તમને કંઇ વસ્તુ આપી ગયા નથી ?"

સમરઃ—"જે દિવસે મારા પિતા મરી ગયા, તેની બે દિવસ આગમચ, તેઓએ મને બોલાવીને કહ્યું—"સમર! હું તારું ભલું કરતે, પણ તે મારાથી થયું નહીં. હવે તું નાગપુરના મહારાજા રાઘોજીના કારકારી લાલજીને, મારું નામ દઇ આ તરવાર દેખાડજે, તે તારું જરૂર ભલું કરશે. તેઓ કંઇ બીજું બોલવા જતા હતા, પરંતુ દુર્ભાગ્યે તેમને બોલવાનો અવસર મળ્યો નહીં."

ડોશીઃ—"તમે લાલજીની તપાસ કરી હતી?"

સમરઃ—"લાલજીની ઘણી તપાસ કર્યા પછી મારા સાંભળવામાં આવ્યું કે, તેઓ મરી ગયા છે; તેથી નિરુપાય થઇ હું મહારાજા રાઘોજીના સૈન્યમાં રહ્યો."

ડોશીઃ—"રાઘોજી તમને ચહાય છે?"

સમરઃ—"એક સેવકપર, જે પ્રમાણે સ્વામીનો સ્નેહ હોય છે, તે કરતાં કંઇક અધિક સ્નેહ તેઓ મારાપર રાખે છે."

ડોશીઃ—"ભાસ્કર પંડિત તમારાપર સ્નેહ રાખે છે?"

સમરઃ—"સેનાપતિની પણ મારાપર વિશેષ કૃપા છે, પરંતુ તમે આ પ્રમાણે સઘળી વાતો પૂછો છો, તેથી હું એમ ધારું છું કે, આ બાબતમાં મારા કરતાં તમે વિશેષ જાણો છો. માટે કૃપા કરીને તમારું ખરું ઓળખાણ મને આપો."

ડોશી નિઃશ્વાસ મૂકી રડતાં રડતાં બોલી—"સમર! હું જ હતભાગી લાલજીની સ્ત્રી છું. મેં પૂર્વે ઘણાં પાપ કર્યાં હશે, તેથી હું આવું દુઃખ પામું છું. મારી સાથે જે પ્રૌઢાને તું જુવે છે, તે મારી પુત્રી છે, અને એ યુવતી અને બાળક મારાં દૌહિત્રો છે. સ્વામીએ ઘણા દિવસ સુધી રાજ્યનો કારભાર કર્યો. પરંતુ તેઓ લક્ષ્મીનો સંચય કરી શકયા નહીં. રાજ્યના એક મુખ્ય કારભારીની સાથે મારી પુત્રીનું ગુપ્તપણે લગ્ન થયું હતું. એ કારભારીપર મારા પતિએ મોટો ઉપકાર કર્યો હતો પરંતુ પતિના મરણ પછી, એ કારભારીએ અમને નિરાધાર કરી, મહારાજા રાઘોજીની સાથે યુદ્ધમાં આવ્યો છે, તેને મળીશું તો તે આપણને આશ્રય આપશે, એવો અમને વિશ્વાસ હતો. પરંતુ તે વિશ્વાસઘાતી, અમે અન્ન વિના મરીએ છીએ, એવું જાણ્યા છતાં, અમારી ઉપર દયા કરતો નથી. અમે એને માટે જ પ્રાર્થના કરવા મહારાજની પાસે આવ્યાં છીએ. ગઈ કાલે અમે મહન્ત ઠાકુરને ત્યાં ઉતર્યાં હતાં અને ત્યારપછીનો બનાવ તમારી જાણમાં છે. પરંતુ મહારાજની પાસે એ સંબંધી પ્રાર્થના કર્યા પછી મારે ફરી સ્વદેશ જવું પડશે. સમર! જયધરસિંહ મારા સ્વામીના પરમ મિત્ર હતા. તારા હિતને માટે મારા સ્વામી ઘણા ઉત્સુક હતા. પરંતુ દુર્ભાગ્યે તેમનું મરણ

થયું! પરંતુ હું સ્વદેશથી પાછી ફરું ત્યાંસુધી. તું મારી પુત્રી અને તેના બાળકોનું રક્ષણ કરીશ તો હું પ્રતિજ્ઞા કરું છું કે, ચાર મહિનામાં હું તારું વિશેષ હિત કરીશ. સમર! આ જગતમાં સઘળું અનિત્ય અને અકિંચિત્કર છે. કાળબળે ધનસંપત્તિ, માનપ્રતિષ્ઠા અને રૂપયૌવન નાશ પામે છે. રાજા કે પ્રજા કોઇ પણ મૃત્યુના મુખમાંથી બચતા નથી પરંતુ અવનીમાં પરોપકાર જ એક માત્ર પરમ ધર્મ છે. સર્વ સ્થળે અને સર્વ સમયે ધર્મનો જ જય છે. કોઇએ ગમે એવી, ઊંચી પદવી પાપકર્મ કરી મેળવી હોય, પણ અંતે તો ધર્મનો જય થશે જ થશે." આ પ્રમાણે બોલી, ડોશી બીજીવાર નિઃશ્વાસ મૂકી ચૂપ રહી. અને તેના ચક્ષુમાં વેગભેર અશ્રુધારા વહેવા લાગી. એ જોઇ પરમહંસ બોલ્યા—"વત્સ સમર! એમની વાત તુચ્છ ગણીશ નહીં. માટે એમની વાત કબુલ કર. એથી તારું વિશેષ ઇષ્ટ સાધિત થશે."

સમરસિંહે અતિશય આનંદ મને ડોશીને કહ્યું—"હું પ્રાણ જતે પણ તમારી પુત્રી અને તેનાં બાળકોનું રક્ષણ કરીશ. એ બન્નેને હું રાણી અને રાજકુમારી પાસે તેમની સહચરી તરીકે રખાવીશ અને તમારા દૌહિત્ર અધરજીને હું મારી પાસે રાખી લઇશ. એને માટે તમે કંઇ પણ ચિંતા કરશો નહીં. તમારા આવતાં સૂધી જો હું જીવતો રહીશ, અને દેશમાં હોઇશ તો હું તમને મરાઠાઓની છાવણીમાં મળીશ."

સમરસિંહનાં વાક્યે ડોશી અત્યંત આનંદિત થઇ, વારંવાર કહેવા લાગી—"ધર્મનો જય! ધર્મનો જય!"



## પ્રકરણ ૧૦ મું

### વિપદ વાદળ.

જે દિવસે ડોશી સ્વદેશ તરફ વિદાય થઇ, તે દિવસે બપોરનાં છ બ્યાના, એક સ્વાર અને બાર હથીયારબંધ સિપાઇઓનો એક નાનો કાફલો, ભાગીરથીના તીર ઉપરથી મરાઠાઓની છાવણીમાં જતો હતો. જતાં જતાં રસ્તામાં સાયંકાળ થઇ જવાથી ચોતરફ સઘળું નિઃશબ્દ થઇ ગયું છે. સુર્યરશ્મિ અવની મંડળમાંથી તિરોહિત થઇ. હવે તે કેવલ ઉચ્ચ મહીરુહ શિખરપર વિચરણ કરે છે. દિનમણિએ પશ્ચિમ તરફ અવતીર્ણ થઇ હીનપ્રભા ધારણ કરી છે. ગંગાસલીલસ્પર્શી સુશીતળ વાયુ ચારે તરફ પ્રસરી મનને પ્રફુલ્લ કરે છે. ધીરે ધીરે જ્યાં ત્યાં અંધારું છવાઇ ગયાથી, આવેની વસ્તુઓ સ્પષ્ટ રીતે જણાતી બંધ થઇ અને તેની સાથે ગગન મંડળમાં

અગણિત નક્ષત્રમાળા પ્રફુલ્લિત થઇ રહી. મ્યાના ઉંચકનારાઓ હવે મસાલો સળગાવી પોતાનો રસ્તો કાપવા લાગ્યા. આ વખતે સાથેના સ્વારે ગંભીર સ્વરે મ્યાનાવાળાઓને તથા બીજા સાથીઓને ઉતાવળે ચાલવા કહ્યું. એ સ્વાર અને મ્યાનામાંની સ્ત્રીઓને વાચકોએ ઓળખી હશે. સ્વાર પોતે **સમરસિંહ**; અને મ્યાનામાં રાજકુમારી, રાણી અને તેની સહચરીઓ હતી. **સમરસિંહ** પ્રાતઃકાળે શરીરપરના જખ્મોથી અને તેની દારુણ વેદનાથી અતિશય દુઃખિત હતો. પરંતુ **પરમહંસ**ની અલૌકિક ઔષધિના ગુણે, તેને આ વખતે સંપૂર્ણ, આરોગ્ય કર્યો હતો. **રાજનંદિની** અને બીજી મહિલાઓને મહારાજા **રાઘોજી** પાસે મોકલવાનો યોગ્ય બંદોબસ્ત કરી, **મહન્ત** અને યોગી, પોતપોતાને સ્થાને ગયા. પરંતુ **પરમહંસ** ક્યાં અને કેવી અવસ્થામાં છે? તેની કોઇને ખબર પડી નહીં. રાણી અને રાજકુમારીને **સમરસિંહ**ની સાથે વિદાય કરતી વખતે, **મહન્તે** **સમરસિંહ**ના હાથમાં એક પત્ર મૂકી કહ્યું—"વત્સ! કારણ વિના આ પત્રને વાંચીશ નહીં. **રાઘોજી**ની પાસે કોઇ દિવસ તું વિપદ્ગ્રસ્ત થાય ત્યારે, મહારાજને મારૂં નામ દઇને આ પત્ર આપજે."

આ બનાવની પહેલાં ડોશી સ્વદેશ તરફ ગઇ હતી. તેથી **સમરસિંહે** તેની દૌહિત્રીને ઇન્દુકુમારીની સહચરી તરીકે, અને તેની પુત્રીને રાણીની સહચરી તરીકે સોંપી. **મોહિની**ના વિયોગે રાજકુમારી અતિ વ્યાકુલ હતી. તેની સાથે પોતાના પિતાના કાંઇ પણ સમાચાર હજુ સુધી નહીં મળવાથી તે વધારે દુઃખી થતી હતી. પોતાનાં સુખદુઃખની વાતો કરવા જેવું તેની પાસે કોઇ માણસ નહીં હોવાથી, રાજકુમારી આ નવિન સહચરીને, **મોહિની**નું વિરહ દુઃખ અને પોતાના મનની વાત કહેતી હતી. એનું નામ **હિરણ્યમયી** હતું. તેની વય માત્ર સત્તર વર્ષની હતી. તેનો કોમલલતા સરખો દેહ તેની સાથે પદ્મના જેવું સદા હાસ્ય, વિકસિત વદન મંડળ, દીર્ઘ આકાર પૂરિત ચક્ષુ, સુપંક્તિવાળી કૃષ્ણ વર્ણની ભ્રુકુટિ, સુંદર અલકાવલિ અને તેના ભ્રમર કેશપાસ જોઇ, તેને કોણ સામાન્ય રૂપવતી કહે? આ યુવતી જેવી રૂપવાન્ હતી, તેવી જ ગુણવાન હતી. તેના નિર્મળ અને પવિત્ર સ્વભાવથી, તેમ જ તેના મધુર અમૃતમય વચનોથી, મોહિત થઇ ઇન્દુકુમારી થોડા જ વખતમાં તેની પક્ષપાતી બની ગઇ. જ્યાંસુધી રાજનંદિની બ્રાહ્મણને ત્યાં હતી, ત્યાંસુધી તેણે **હિરણ્યમયી**ના સહવાસમાં ઘણા આનંદે પોતાનો કાળ કહાડયો. **હિરણ્યમયી**ની મા પણ રાણીની વિશેષ સેવાચાકરી કરતી હોવાથી, રાણી તેનાપર ઘણી પ્રસન્ન હતી. અધરજીને **સમરસિંહે** પોતાની પાસે રાખી તે વૃદ્ધા સન્મુખ કરેલી પ્રતિજ્ઞા તેણે પૂરી કરી.

રાજકુમારી વિગેરેને વિદાય કરતી વખતે, મહન્ત ઠાકુરે, તેઓની રક્ષાને માટે બાર હથીયારબંધ સિપાઇઓ આપ્યા હતા. તેની સાથે આ ન્હાનો કાફલો મરાઠાઓની છાવણી તરફ જતો હતો. એવામાં કેટલેક દૂર ગયા પછી, તેઓના સાંભળવામાં ઘોડાઓની ખરીઓના અવાજ આવ્યા. તેથી તેઓ અતિશય વિસ્મિત થયા. ધીરે ધીરે તે અવાજ પાસે આવવા લાગ્યો. સમરસિંહે સારી રીતે જાણ્યું કે, તે ઘણા ઘોડાઓની પદધ્વનિ છે પરંતુ આ નિર્ભય યુવકના મનમાં, એથી સ્હેજ પણ ભયનો ઉદય થવા પામ્યો નહીં પરંતુ આટલા બધા સ્વારો ક્યાં અને શેને માટે જાય છે? એ જાણવાને માટે તેણે, આતુર બનીને, પોતાના સાથીઓને થોડીવાર ત્યાં જ ઊભા રહેવા જણાવ્યું. ઘોડાઓની પદધ્વનિ છેક પાસે સંભળાવા લાગી ત્યારે મ્યાનાઓને પાછળ રાખી તેની આગળ પાછળ હથીયારબંધ સિપાઇઓ મૂકી, સમરસિંહ ઘોડાપર બેસી ચારે તરફ ફરવા લાગ્યો. એટલામાં સ્વારો તેની સન્મુખ આવ્યા. સમરસિંહે સવિસ્મયે જોયું તો, તેઓમાંના એક ઘોડેસ્વારના હાથમાં મહારાજા રાઘોજીનો રણવાવટો ઉડતો હતો, એથી તેણે વધારે આગળ વધી તપાસ કરી તો જાણ્યું કે, સ્વારોની પાછળ મહારાજા રાઘોજીનો મુલાજી નામનો સેનાપતિ આવે છે. મરાઠા સ્વારોને જોઇ, સમરસિંહની આનંદની સીમા રહી નહીં. તે જ વખતે તે ગદ્‌ગદ્ સ્વરે બોલ્યો—"મહારાજા રાઘોજીનો જય."

આગળ વધતાં સ્વારો આ સાંભળી ચમકયા અને ત્યાં જ ઉભા રહ્યા. સમરસિંહ બીજીવાર બોલ્યો—"મુલાજી! ક્યાં જાઓ છો? મહારાજ તો કુશળ છે?"

મુલાજીનો સ્વભાવ ઘણો નમ્ર હતો. તે દેખાવમાં જેવો સુંદર હતો, તેવો તે નિર્મળ મનનો હતો. તે સમરસિંહને ખરા અંતઃકરણથી ચ્હાતો હતો. તેની આવી વાત સાંભળી મુલાજી આનંદે પરિતૃપ્ત થઇ બોલ્યો—"સમરસિંહ! તમારી સાથે આમદેહની રાણી છે કે?"

સમરસિંહ અવાક્ થઇ બોલ્યો—"હા, તમે કેવી રીતે જાણ્યું?"

મુલાજીએ ઉત્તર દીધો—"તમારી વાત સાંભળી હું ઘણો ખુશી થયો છું. પરંતુ મહારાજ તમારા ઉપર અત્યંત ક્રોધે ભરાયા છે. કારણ કે, તમારા કોઇ શત્રુએ છાવણીમાં એવી બૂમ ઉડાડી કે, તમે આમદેહની રાજકુમારી વિગેરેને લઇને નાસી ગયા છો અને રાજકુમારીને જોવાની ઇચ્છાથી જ, તમે સન્ધિનું બ્હાનું કહાડી નવદ્વીપમાં ગયા છો વિગેરે અનેક વાતો તમારા માટે બોલાય છે."

સમરસિંહ આ વાત સાંભળી ચમકી ગયો. તે બોલ્યો—"નિઃસ્વાર્થપણે, પ્રાણીની પણ પરવા કર્યા વિના, મેં રાણી અને રાજકુમારીને દુરાચારી મુસલમાનોના હાથથી બચાવ્યાં, તેનો શું આ જ બદલો કે? સન્ધિ સંબંધી હું સહેજ પણ જાણતો નથી. કોની સાથે સન્ધિ થવાની છે? તેની પણ હજી સૂધી મને ખબર નથી. વળી આમદેહના મહારાજા નવદ્વીપમાં આવ્યા, તે પણ હું જાણતો નહતો. હું તો કેવળ સેનાપતિની આજ્ઞાથી ત્યાં ગયો હતો."

મુલાજી બોલ્યો—"હું પણ એમ જ માનું છું. પરંતુ મહારાજ અતિશય ક્રોધાયમાન થયા છે. હું તો એક આધીનસ્થ કર્મચારી છું, મારો કાંઇ ઉપાય નથી. તેથી સેનાપતિની આજ્ઞા પ્રમાણે મારે વર્તવું પડે છે. ઘણા ખેદની સાથે મારે કહેવું પડે છે કે, મહારાજ અને સેનાપતિની આજ્ઞા પ્રમાણે તમે સઘળાં મારાં બંધિવાન થયાં છો."

અકસ્માત્ વજ્રપાત થવાથી, માણસ જેમ વિસ્મિત અને સ્તંભિત થાય છે, તેવી જ રીતે સમરસિંહ મુલાજીની વાત સાંભળી વિસ્મિત અને સ્તંભિત થયો. તે મહારાજા રાવોજીના ગુણોનો પક્ષપાતી હતો. કદી ભ્રમથી પણ મહારાજને તે દોષી ગણતો નહતો, તેમનું સરળ ચિત્ત, ઉદાર સ્વભાવ, નિરપેક્ષ સદ્‌વિચાર અને તેમની સત્ય પ્રિયતાપર સમરસિંહને દૃઢ વિશ્વાસ હતો. તેથી એકદમ પોતાની સાથે, મહારાજનું આવું અહિતાચરણ જોઇ, તે અતિશય દુઃખિત થયો પરંતુ કંઇ પણ બોલ્યા વિના તે શાન્ત રહ્યો. એટલામાં એક દાસી આવી સમરસિંહને કહેવા લાગી—"મહારાણી કહે છે કે, તમે કોઇ પણ વાતની ચિંતા કરશો નહી. તમે તેમનાપર જે ઉપકાર કર્યો છે, તેનો બદલો તેઓ પોતાનો પ્રાણ આપીને પણ વાળવા તૈયાર છે."

મુલાજીએ પુછયું "આ સ્ત્રી કોણ છે?"

સમરસિંહે ઉત્તર દીધો—"એ મહારાણીની દાસી છે. તમે મહારાજની માંદગીની વાત કેમ હજુ સૂધી કંઇ કહેતા નથી?"

મુલાજી—"મહારાજની પીડા હજી સૂધી કંઇ પણ ઓછી થઇ નથી. અમે તેને માટે ઘણા ચિંતાતુર છીએ."

સમર—"અમને કેવી રીતે બંધિવાન કરવા અથવા અમને કેવી અવસ્થામાં લઇ જવા? તેને માટે કંઇ વિશેષ હુકમ છે કે? મહારાજે પોતે આ આજ્ઞા કરી છે?"

મુલાજી—"ના, મહારાજે પોતે આ આજ્ઞા કરી નથી. તેમણે કયે વખતે આ આજ્ઞાનો પ્રચાર કર્યો, તેની પણ મને ખબર

નથી. પરંતુ છાવણીમાં એકદમ એવી વાત ઉડી કે, મહારાજ તમારાપર ક્રોધાયમાન થઇને, તમને બંધિવાન કરવાને માટે સૈન્ય મોકલે છે. હું તો એ સાંભળીને ઘણો દિલગીર થયો અને મારા તંબુમાં બેસી એ સંબંધી અનેક પ્રકારના વિચાર કરવા લાગ્યો. એટલામાં ભાસ્કર પંડિતનો એક દૂત મને તેડવા આવ્યો. હું તેની પાસે ગયો, તે વખતે સેનાપતિએ મને આજ્ઞા કરી કે, તમે ત્રીસ સ્વારોને લઇ નવદ્વીપ જાઓ અને ત્યાંથી સમરસિંહ, આમદેહની રાણી અને રાજકુમારીને બંધિવાન કરી મહારાજની પાસે લઇ આવો. જો સમરસિંહ એમ કરતાં તમારી સામો થાય તો, તેનો પ્રાણનાશ કરવા પણ તમે સંકોચિત થશો નહીં."

સમરસિંહ બોલ્યો—"મહારાજ અથવા સેનાપતિ શા માટે આમ કોપાયમાન થયા છે? તેની મને સમજણ પડતી નથી. મેં તેમનો કોઇ પણ અપરાધ કર્યો નથી. પરંતુ ચાલો, મહારાજની પાસે ગયા પછી, જે થવાનું હશે તે થશે. હું તમારી સાથે આવવા ખુશી છું." તેજ વખતે મુલાહજીએ મ્યાનાઓને વચ્ચે રાખી, તેની આગળ પાછળ સ્વારો અને હથીયાર બંધ માણસો મૂકી, ચાલવાનો હુકમ કર્યો. ધીરે ધીરે રજની ગંભીર થવાથી, ચારે તરફ અંધકાર છવાઇ ગયો. અને પ્રબળ વેગે પવન વહાવા લાગ્યો. એથી વાહકોના હાથમાંની મશાલો ઓલવાઇ ગઇ. તેની સાથે જોત જોતામાં આકાશમાં કાળાં વાદળાં ચઢી આવ્યાં, અને અંધકારમાં બમણી વૃદ્ધિ થઇ. સ્વારો અને પગે ચાલતા માણસોને રસ્તે ચાલવું કઠિન થઇ પડ્યું. તેઓની આવી અવસ્થા જોઇ, ચપળા ઘડી ઘડી હાસ્ય કરવા લાગી. પરંતુ એથી તેમને થોડો ઘણો રસ્તો જણાવા લાગ્યો. આવી રીતે કેટલેક દૂર આવ્યા પછી, તેમણે એક ઠેકાણે દીવો બળતો જોયો. હવે આપણને રસ્તો મળશે. એવી આશાથી તેઓ તેની સામા જવા લાગ્યા. ત્યાં જઇ તેમણે જોયું તો, એક મોટા મેદાનમાં ચાર ઝુંપડાં છે, તેમાં ત્રણ બંધ છે, પણ એકમાં દીવો બળે છે; અને તેની પાસે બે માણસો કંઇ વાતચિત કરતાં બેઠાં છે. આ વખતે લુંટારાઓના જુલમે સઘળા લોકો બ્હીતા હતા, તેથી આટલા બધા ઘોડેસ્વાર અને બીજા માણસો જોઇ, પેલા બન્ને જણા ભયથી ધ્રુજવા લાગ્યા પરંતુ મુલાહજીએ તેમને હિંમત આપી પૂછ્યું, આ ઝુંપડાં કોનાં છે? અને તમે અંધારી રાત્રે અહીં બેઠા બેઠા શું કરો છો?" તે બેમાંથી એક માણસે ઉભા થઇ ઉત્તર દીધો, "આ ચાર દુકાનો છે અને અહીંથી પાસે જ કાલીપુર કરીને ગામ છે. આ ઠેકાણે દર શનિવારે અને બુધવારે કાલીપુરનાં હાટ ભરાય છે અને તેથી અમે હાટમાં વેચવા આવ્યા છીએ."

મુલાજીએ કહ્યું–“ અમે અંધારાને લીધે રસ્તો ભુલ્યા છીએ. સાથે મસાલો હતી, તે પણ પવનથી ઓલવાઇ ગઇ છે, તેથી મસાલો, સળગાવીને થોડી વાર વિસામો લીધા પછી, અમે અહીંથી ચાલ્યા જઇશું.”

દુકાનદાર બોલ્યો–“તમે મસાલો સળગાવો, તેમાં મને વાંધો નથી. પરંતુ આ વખતે આ ચાર ઝુંપડાંમાંથી તમને એક ઝુંપડાંમાં જગ્યા મળે એમ નથી. કારણ કે, એમાં એક મોટા માસણનું શબ છે.” શબની વાત સાંભળી સમરસિંહ અધિરતાથી તે દુકાનદારને પૂછવા જતો હતો, એટલામાં એક વામન કદનો ઠીંગણો અને શ્યામ રંગનો માણસ ઝુંપડાંમાંથી બહાર નિકળી તેની સામે આવીને ઉભો રહ્યો. આ અસાધારણ માણસની સાથે, વાચકને એક વાર ઓળખાણ થઇ છે.

તેને જોતાં જ સમરસિંહ આશ્ચર્ય પામી બોલ્યો–“કોણ કૃષ્ણદાસ.”

પરંતુ કૃષ્ણદાસ તો કંઇ પણ વાત કહેતાં પહેલાં, એકદમ ઉચ્ચ સ્વરે રડી ઉઠ્યો. કૃષ્ણદાસનું કદ જો કે ન્હાનું હતું. પરંતુ તેનો કંઠસ્વર કંઇ ન્હાનો સૂનો ન હતો. તે રાની પાડા કરતાં પણ અધિક જાડો અને કર્કશ હતો. તેથી તેનો આવો કર્કશ સ્વર સાંભળી, દુકાનોની પાસે જે ગાય અને બળદ નચિંતે સુતાં હતાં, તે એકદમ ચમકીને આમ તેમ ન્હાસવા લાગ્યાં. ઝાડપરનાં પક્ષીઓ પણ ભયથી વ્યાકુલ બનીને આમ તેમ ઉડી ગયાં. ઘોડાઓ પણ ખોંખારો ખાવા લાગ્યા અને ચારે તરફ મોટો કોલાહલ થઇ રહ્યું. રાજકુમારી અને રાણી; કૃષ્ણદાસનો કંઠસ્વર સાંભળી મ્યાનામાંથી બહાર આવ્યાં. સમરસિંહ ઘોડાપરથી ઉતરી તેને પૂછવા લાગ્યો.

“કૃષ્ણદાસ ! રડે છે કેમ ? શું થયું. બોલતો ખરો ?”

અંતે કૃષ્ણદાસ રડતાં રડતાં બોલ્યો–“બ્રાહ્મણી કેમ છે ?” સમરસિંહે અતિ કષ્ટે હાસ્ય રોકી કહ્યું–“તે તો અમારી સાથે ખુશીમાં છે. પણ તમે અહીં ક્યાંથી ?”

કૃષ્ણદસ–“મહારાજા રાઘવચંદ્રરાયનું, મૃત દેહ લઇ, હું કાટીયા અગ્નિસંસ્કાર કરવા જાઉં છું. મારી સાથે બીજા આઠ બ્રાહ્મણો છે.” તેની વાત પૂરી થતાં જ રાણી અને રાજકુમારી તેની પાસે આવી ઉચ્ચ સ્વરે રડી ઉઠ્યાં ! સમરસિંહે જોયું કે, હવે ખરી વાત છૂપાવવી વૃથા છે. કૃષ્ણદાસે બધું કહી દીધું છે; તેથી તે રાણીને નમ્ર વચને કહેવા લાગ્યો–“આપ રસ્તામાં આવી રીતે ખેદ કરશો નહીં; એ સઘળી ઇશ્વરની ઇચ્છા છે. મહારાજ જેવી રીતે વીર પુરુષ હતા, તેવી જ રીતે તેમણે શત્રુને શૌર્ય બતાવી, પોતાનું નામ અમર કર્યું છે, પરંતુ દુરાચારી

મુસલમાનોને, આનો બદલો મોડો વહેલો પણ મળ્યા વિના રહેવાનો નથી."

અંતે સઘળાં, ઝૂંપડામાં જઇ, મહારાજનું મૃત દેહ જોવા લાગ્યાં. એક લાકડાંના સિંહાસન ઉપર મહારાજનું મૃતદેહ મૂકવામાં આવ્યું હતું. તેમનું આખું શરીર જખમોથી ઘવાયેલું હતું; અને રક્તથી પ્લાવિત થયેલું હતું. પરંતુ વદનમંડળનું લાવણ્ય સહેજ પણ વિકૃત થયું ન હતું. મહારાજનું મૃત દેહ જોઇ સઘળાં રુદન કરવા લાગ્યા. ત્યારપછી થોડો વાર વિશ્રામ લઇ, તેઓ કાટોયા તરફ ચાલ્યાં.

પ્રાતઃકાળ થતાં પહેલાં તેઓ છાવણીમાં પહોંચ્યાં. રાણી, રાજકુમારી અને સાથેની બીજી સ્ત્રીઓને, અંતઃપુરવાસિનીઓના તંબુમાં અને સમરસિંહને એક જૂદા જ તંબુમાં મૂકી, તેમનાપર યોગ્ય ચોકી પહેરો રાખી, મુલાજી અને બીજા માણસો પોતપોતાને સ્થાને ચાલ્યા ગયા.



## પ્રકરણ ૧૧ મું.

### રાજ સમીપે.

બીજે દિવસે પ્રાતઃકાળે, મહારાજની આજ્ઞા પ્રમાણે, છાવણીમાંના મુખ્ય મુખ્ય સરદારો, સૈનિકો, કારભારીઓ અને અમાત્યોએ મળી, ગંગાતીરે જઇ, મહારાજ રાઘવચંદ્રસિંહને, અગ્નિસંસ્કાર કર્યો. આમદેહના મહારાજનું મૃતદેહ જોઇ, રાઘોજી અતિશય ક્રોધાયમાન થયો. જો તે પીડિત ન હોત તો, તે જ વખતે જૈનુદ્દિનને આની યથોચિત શાંતિ આપવા ઉદ્યોગ કરત.

આમદેહના રાજાને મુસલમાનોના અખત્યારમાંથી બચાવા, જૈનુદ્દિનને પકડી, તેને યોગ્ય શિક્ષા કરવા, અલિવર્દિખાનની સાથે યુદ્ધ કરી, દેશ લુંટવા તથા બંગાળ પ્રાંતમાંથી, મુસલમાનોનું નિર્મૂળ કરવાને માટે રાઘોજીએ બંગાળપર ચડાઇ કરી હતી; પરંતુ તેનો મુખ્ય હેતુ પાર નહીં પડવાથી, તે અતિશય દુઃખિત થયો. રાણી અને રાજકુમારીને પોતાની છાવણીમાં રાખી, તેમની સાંત્વના કરતાં રાઘોજીએ કહ્યું–"હું પીડિત ન હોત તો, આજ વખતે યવનોને આનું સમુચિત ફળપ્રદાન કરત. તમે દુઃખી થશો નહીં. અહીંઆં તમને કોઇ પણ વાતનો ભય નથી. હું સર્વદા તમારું તત્વાવધારણ કરીશ."

રાણીએ હાથ જોડી નિવેદન કર્યું, "અમારું ભાગ્ય મંદ છે. જે બનવાનું હતું તે બન્યું. પરંતુ બીજાના કહેવાપર આપ સમરસિંહપર ક્રોધ કરશો નહીં." જો તે દિવસે સમરસિંહ ન હોત તો અમે મુસલમાનોના હાથમાંથી બચત નહીં.આટલું કહી તે પોતાના તંબુમાં ચાલી ગઇ. મહારાજ મોટી ચિંતામાં પડયા. એક તો વ્યાધિપીડાએ તેમનું શરીર કરમાઇ ગયું હતું. તેમાં અનેક પ્રકારની ચિંતાના ભારથી દિવસે દિવસે તેમની પીડામાં વૃદ્ધિ થવા લાગી. દિવસના બીજા પ્રહરનો સમય છે. આષાઢ માસ હોવાથી, એક વખતે મેઘાડંબર થઇ, મહા વેગે વૃષ્ટિ થઇ અને બીજી વખતે સૂર્યતાપે ગૃહમાંથી બહાર નિકળવું દુષ્કર થઇ પડયું. દિવસના પહેલા પ્રહરે એકવાર પ્રબળ વેગે વૃષ્ટિ થઇ, બીજા પ્રહરે માર્તંડ દેવ, એવી પ્રબળ રશ્મિજાળ વિસ્તાર કરવા લાગ્યા કે, દારુણ ગ્રીષ્મે તંબુમાં રહેવાનું કઠિન થઇ પડયું. જે તંબુમાં મહારાજ હતા, તે લીલા રેશમનો હતો અને તેના ઉપર મુલ્યવાન્ કીનખાબ મઢેલો હતો. એ તંબુ ઘણો મોટો હતો, તેની ચારે તરફ બારીઓ અને મોટાં બારણાં હતાં. ગ્રીષ્મ પીડાએ મહારાજ ઘણીવાર ત્યાં રહી શકયા નહીં. તેથી તંબુની સામી એક મોટી પર્ણકુટિકા હતી, તેમાં તેઓએ જઇને શયન કર્યું. બે સેવક વ્યંજન અને પાદસેવા કરવા લાગ્યા. વચ્ચે વચ્ચે ગુલાબ જળ વાસિત, શીતળ સરબત સેવન કરી, મહારાજ શરીરને સ્નિગ્ધ કરવા લાગ્યા. થોડીવાર પછી તેમને નિદ્રા આવી. પરંતુ થોડી વાર પછી નિદ્રાભંગ થયાથી મહારાજે માથું ઉંચુ કરી, સંતુજીને બોલાવ્યો. સંતુજી હાથ જોડી સન્મુખ ઉભો રહ્યો. મહારાજે સમરસિંહને બોલાવવા આજ્ઞા કરી. સમરસિંહને તે વખતે બંધિવાન રૂપે એક સામાન્ય તંબુમાં રાખવામાં આવ્યો હતો અને તેની આજુબાજુ બે ચાર શસ્ત્રાસ્ત્ર પ્રહરીઓ ચોકી કરતા હતા. સંતુજીએ સમરને જઇને કહ્યું, "મહારાજ તમને બોલાવે છે."

સમરસિંહ આનંદ સાગરમાં નિમગ્ન થઇ, તે જ વખતે સંતુજીની સાથે, મહારાજના તંબુમાં આવ્યો. સમરસિંહે ઘણા દિવસથી મહારાજને જોયા ન હતા. મહારાજની પહેલાંનાં જેવી ભીમાકૃત્તિ અને બલિષ્ઠ દેહ તેના સ્મરણમાં હતો. તેથી મહારાજની આવી કૃશ–દુર્બળ અને મલિન આકૃત્તિ જોઇ, તેના નેત્રમાંથી અશ્રુધારા વહેવા લાગી. મહારાજની સન્મુખ ઘુંટણીએ પડી, તે કરપુટે વિનતિ ભાવે બોલ્યો–"મહારાજ! આ દાસ પ્રતિ શું આજ્ઞા છે?" મહારાજે શરીરપરનું વસ્ત્ર દૂર કરી એકી નજરે સમરસિંહ તરફ જોયું. ત્યારપછી તેઓ બોલ્યા–"સમરસિંહ! તારું કાર્ય જોઇ હું ઘણો સંતુષ્ટ થયો છું. પરંતુ આજકાલ તારી ધૃષ્ટતા જોવામાં આવે છે. ખરું કહે, તું નવદ્વીપ કેમ ગયો હતો?" સમરસિંહ સાહસ

અને વિનયથી બોલ્યો–"મહારાજ! હું એક આધીન કર્મચારી છું. સેનાપતિની આજ્ઞા મારાથી લોપાતી નથી. તેમની અનુમતિથી હું ત્યાં ગયો હતો."

રાયોજી–"સેનાપતિએ શા માટે તને નવદ્વીપ મોકલ્યો હતો? તેણે કંઇ તારી સાથે કહાવ્યું હતું?

સમરઃ–"સેનાપતિએ કેવલ મહન્ત ઠાકુરની પાસે જવા કહ્યું હતું. કારણ કંઇ કહ્યું નથી. તેમ તે જાણવાની પણ જરૂર ન હતી; અને તેઓએ મને જે કંઇ કહ્યું છે, તે બીજાની પાસે કહેવાનો મને નિષેધ છે. મહારાજ! બન્નેનાં પ્રભુ છો. ભાસ્કર પંડિતને પૂછવાથી સઘળું જણાશે."

રાયોજી–"તારું સાહસ જોઇ હું તારાપર ઘણો પ્રસન્ન થયો છું. આમદેહનો રાજા મારો આત્મીય છે, એ તું જાણે છે?"

સમરઃ–"હા, તે હું જાણું છું. તેઓ જ્યારે ઉડિયામાં મહારાજને મળવા આવ્યા હતા, ત્યારે હું તેમની પાસે પરિચિત થયો હતો."

રાયોજીઃ–"આમદેહના રાજા નવદ્વીપમાં આવ્યા છે, એવી ખબર તને પહેલાંથી થઇ હતી? ખરું કહેજે."

સમરઃ–"ના, તે વિષે મને કંઇ ખબર ન હતી, તેમ તે જાણવાની પણ મને જરૂર ન હતી."

રાયોજીઃ– "સાવધાન! આમદેહની રાજકન્યા મારી કુટુંબિની છે. મારા સાંભળવામાં એવું આવ્યું છે કે, તું રાજકુમારીનું પાણીગ્રહણ કરવાની પ્રત્યાશા રાખે છે. તું બાળક છે, માટે વિના વિચારે, કોઇ કાર્ય કરવાનો અથવા મનમાં કદી કુભાવ આણી, મંદ આચરણે વર્તવાનો, તેં વિચાર કર્યો હોય તો તે પરિત્યાગ કર. બીજી વખતે આ પ્રમાણે મારા સાંભળમાં આવશે તો, તને યથોચિત દંડ દેતાં હું સંકોચિત થઇશ નહીં." આ વચનો સાંભળી સમરસિંહનું મુખમંડળ રક્ત શૂન્ય, પાંડુ વર્ણનું થયું. તેણે થોડીવાર પછી મૃદુ-સ્વરે ઉત્તર આપ્યો–"મહારાજ! મેં કોઇ પણ નીચ કર્મ કર્યું નથી. અથવા રાજકુમારીને મેળવવાની દુરાશાને પણ મનમાં જગ્યા આપી નથી. રાજકન્યાના અમાયિકતા અને સદ્ભાવે, હું તેની ભક્તિ કરું છું. તેથી રાણી અને રાજકુમારીની મારાપર વિશેષ કૃપા છે. મહારાજે જો મારા વિરુદ્ધ કોઇ વાત સાંભળી હશે તો તદ્દન જુઠી છે." સામા માણસનું મોં જોઇ, મહારાજ તેનો મનોભાવ સમજી શકતા હતા. સમરસિંહની વાત સાંભળી અને તેનું મુખ જોઇ તેઓ સમજ્યા કે, સમરસિંહ અતિ સરલ હૃદયનો છે, તેથી તેઓ આનંદ પામી બોલ્યા–"સમર! હું તારાપર સંતુષ્ટ છું. આ વખતે ગમન કર. તને હું કારાવાસમાંથી મુક્ત કરું છું."

સમરસિંહના ગયા પછી, મહારાજે બીજી વાર સંતુજીને બોલાવી, ભાસ્કર પંડિતને તેડી લાવવા કહ્યું. થોડી વાર પછી, ભાસ્કર આવી,

યથાયોગ્ય અભિવંદન કરી મહારાજની સન્મુખ ઉભો રહ્યો. ભાસ્કરને જોઇ મહારાજ બોલ્યા—"ભાસ્કર! આમદેહના રાજા નવદ્વીપમાં આવ્યા છે, એવી ખબર તને પહેલાંથી મળી હતી; ત્યારે તે વિષે તેં મને કેમ કંઇ કહ્યું નહીં?" ભાસ્કરે હાથ જોડી ઉત્તર દીધો, "મને તો એ વિષેની પહેલાંથી કંઇ પણ ખબર મળી નહતી. જે રાત્રે મુસલમાનોએ તેમનો નાશ કર્યો, તેને બીજે દિવસે મને એ ખબર મળી હતી."

મહારાજ ફરી બોલ્યા—"ભાસ્કર! હું તારાપર સહોદર કરતાંએ અધિક સ્નેહ રાખું છું. મારી સઘળી ગુપ્ત વાત તને કહું છું. તારા ઉપર મારો સંપૂર્ણ વિશ્વાસ છે. તું દોષ કરે છે, તે પણ હું ક્ષમા કરું છું, ત્યારે તું શા માટે મારી પાસે જૂઠું બોલે છે?"

ભાસ્કરઃ–હું મહારાજની પાસે જૂઠું બોલું, એ અતિ અસંભવિત વાત છે. મારા ઉપર કોઇએ શત્રુતા કરી મહારાજને આ પ્રમાણે કહ્યું હશે."

મહારાજ ક્રોધે અધિર થઇ બોલ્યા–"મારી પાસે હમણાં જ એક નવદ્વીપનો માણસ કહી ગયો કે, તેં જ સમરસિંહને સન્ધિની વાત કરવા, નવદ્વીપ મોકલ્યો હતો. ત્યારે સમરસિંહને મારી પાસે તેં કેમ દોષિત ઠેરવ્યો?"

ભાસ્કરઃ—મહારાજનો સ્વભાવ સારી રીતે જાણતો હતો, તેથી તે કાંઇપણ ઉત્તર ન દેતાં ચુપ જ રહ્યો. ભાસ્કરના જેવા કપટી મનુષ્યો પૃથ્વીમાં થોડા જ હશે. એક પળમાં તો તેનાં ચક્ષુમાંથી અશ્રુબિંદુ ટપકવા લાગ્યાં. વાસ્તવિક રીતે, મહારાજ, ભાસ્કરને, અતિશય ચ્હાતા હતા. તેનો સામાન્ય અપરાધ તેઓ મનમાં લાવતા નહતા. તેથી ભાસ્કરની સહૃદયમાન્ મૂર્ત્તિ જોઇ, મહારાજ ઉચ્ચ સ્વરે હાસ્ય કરી બોલ્યા—"ભાસ્કર! મારું બળ, બુદ્ધિ અને સાહસ સઘળું તું જ છે. જ્યારે મને કંઇ સંતાન નથી, ત્યારે મારા પછી રાજ્યની રક્ષા તારે જ કરવી પડશે. મારી વાતથી તને શું માઠું લાગ્યું છે?"

ભાસ્કરે જોયું કે એક બે અશ્રુબિંદુ ટપકાવવાનું ફળ, ધાર્યા કરતાં પણ વધારે સારું ફળ્યું છે; ત્યારે તે કરુણાળ સ્વરે બોલ્યો—"હું મહારાજનો આધીન સેવક અને હિતાકાંક્ષી છું, માટે અન્યની વાત સાંભળી મારા ઉપર રુષ્ટ થશો નહીં." મહારાજે બીજું કંઇ નહીં કહેતાં કેવળ એટલું જ કહ્યું—"ભાસ્કર! હમણાં જ છાવણીમાં જા અને યુદ્ધની તૈયારી કર. વર્ષાકાળ વીત્યા પછી યુદ્ધ કરવું પડશે. સન્ધિની વાત મનમાંથી કહાડી નાંખ. યવનોને યુદ્ધમાં પરાસ્ત કરતાં પહેલાં, સન્ધિની વાત કરવી યોગ્ય નથી." ભાસ્કર અભિવંદન કરી, પોતાના તંબુ તરફ ચાલ્યો ગયો.

સાયંકાળનો વખત છે. પ્રકૃતિ ચારે તરફ નિઃશબ્દ છે. મનુષ્યનો કોલાહલ ધીરે ધીરે મંદીભૂત થતો જાય છે. આકાશ પણ નિર્મળ અને સ્વચ્છ છે. કેવલ કોઇ કોઇ વખતે કાળાં વાદળાં નૌકાની પેઠે, અનંત સાગરમાં દોડતાં હોય એમ જણાય છે. થોડી વાર પછી ચંદ્રમાનો ઉદય થયો. પૃથ્વી કૌમુદીમય થઇ રહી. આ વખતે **ભાસ્કર** પંડિત પોતાના તંબુમાં બે માણસોની વાટ જોતો બેઠો હતો. પરંતુ તેમ તે આવતાં જેમ જેમ વધારે વખત જવા લાગ્યો, તેમ તેમને વધારે વિરક્ત થતો ગયો. અંતે તે તંબુની બહાર આવ્યો. પ્રકૃતિનો સુંદર ભાવ જોઇ તે ત્યાં જ આગળ ફરવા લાગ્યો. એટલામાં એક માણસ ત્યાં આવ્યો. તેને જોઇ **ભાસ્કરે** પૂછ્યું–"**મીર** સાહેબ ! કેમ આટલી બધી વાર લાગી ? બીજી તરફ **સંતુજી** પણ આવીને ઉભો રહ્યો. વાચકો, સમજ્યા હશે કે, **ભાસ્કર** પંડિત આ જ બે માણસોની રાહ જોતો હતો. ત્યારપછી તે ત્રણે જણ તંબુમાં જઇને બેઠા.

**ભાસ્કર મીરહબીબ** તરફ જોઇને બોલ્યો–"તમે **સંતુજીને** જોઇ મનમાં સંકોચ પામશો નહીં; સઘળી વાત કહો; **સંતુજી** સદા મહારાજની પાસે રહે છે, અને એનાથી મારે ઘણાં કામ કરવાનાં છે."

**મીરહબીબ** બોલ્યો—"જેનાપર તમારો વિશ્વાસ છે; તેનો હું કેમ વિશ્વાસ કરીશ નહીં ?"

**ભાસ્કરે સંતુજી** તરફ ફરીને કહ્યું—"**સંતુજી**! હું તને ચાહું છું. ઇશ્વર કૃપાથી જો હું ગાદીપર બેસીશ તો તને જ પ્રધાનપદપર નીમીશ."

**સંતુજીએ** વિનયથી ઉત્તર આપ્યો—"હું આપનો આજ્ઞાંકિત દાસ છું. આપનું કોઇ પણ કામ હું પ્રાણાર્પણે કરવા તૈયાર છું."

**ભાસ્કરઃ**—આ વખતે મહારાજે, રાણીના કહેવાથી સમરસિંહને છોડી મૂક્યો છે. અને તેથી મારો પ્રયત્ન નિષ્ફળ નીવડ્યો છે. વારુ **મીર** સાહેબ ! તમારા સમાચાર કેવા છે ? તે તો કહો."

મીરહબીબઃ—મારા સમાચાર પણ કંઇ લાભદાયક નથી. આપના કહેવા પ્રમાણે મેં મારી બહેન રઝિયાબેગમને, ઇન્દુકુમારી પાસે મોકલી હતી. તે ભીખારણના વેશે ગઇ હતી. તેણે આડી અવળી વાત કાઢ્યા પછી લગ્નની વાત કહાડી; પરંતુ ઇન્દુકુમારી હમણાં ઘણી શોકાતુર છે. પોતાના પિતાના મરણથી તે ઘણી દુઃખી છે, તોપણ તેની વાતચિત ઉપરથી એવું સમજાય છે કે, તેની માતા અને મહારાજ રાયોજી, કોઇ યોગ્ય પુરૂષની સાથે તેને પરણાવશે. તે સાથે તે એટલું પણ કહી ચૂકી છે કે, જો મનગમતો સ્વામી નહીં મળશે તો તે આખી જીંદગી સુધી કુંવારી રહેશે. આપ તેની સાથે લગ્ન કરવાને ખુશી છો, એ વાત પણ રઝિયાબેગમે

તેને કહી હતી. પરંતુ એ વાત તેણે હસવામાં ઉરાડી દીધી હતી. મેં સાંભળ્યું છે કે, રાજકુમારીની પાસે એક દાસી છે, જે આ કામની આડે આવે છે. વળી રાજકુમારી પણ તે દાસીનાપર અતિશય પ્રેમ રાખે છે, તેની એક દાસી તો આપણા પંઝામાં આવી છે, હવે એક આવવાની બાકી રહી છે."

સંતુજી, ભાસ્કર તરફ જોઇને બોલ્યો–"આપ શું ઇન્દુકુમારીની સાથે લગ્ન કરવાની ઇચ્છા રાખો છો?"

**ભાસ્કર**—"હા, કેમ કે રાજકુમારી ઘણી રૂપવાન્ છે. વળી તેની સાથે લગ્ન થયાથી, તેના પિતાની અગાધ સંપત્તિ પણ હાથમાં આવે એમ છે. આમદેહના ખજાનામાં, જેવાં જવાહિરો છે, તેવાં બાદશાહના ખજાનામાં પણ છે કે નહીં, તે સંદેહ છે, તેથી જ હું તેની સાથે લગ્ન કરવાના ઉપાયો રચું છું."

**સંતુજી**:—"હું ધારું છું કે, આ વાત આપ મહારાજને કહો તો, તે ખુશીથી હા પાડશે. કારણ કે મહારાજ આપની કોઇ પણ વાત ઉથાપતા નથી."

**ભાસ્કર**:—"મહારાજને આ વખતે આ વાત કહેવાય એમ નથી. પરંતુ કોઇ યુક્તિ કરી પહેલાં તેમને સ્વદેશ વિદાય કરીશ અને પછી લગ્ન થયા કેડે તેમને એ વાત કહીશ."

**મીરહબીબ**:—"સન્ધિને માટે જે વિચાર કરવામાં આવ્યો હતો, તેનું શું થયું?"

**ભાસ્કર**:—"અલિવર્દિખાન સન્ધિ કરવાને તૈયાર છે. એક કરોડ સોના મહોર પણ દંડની કબુલ કરે છે. પરંતુ તેનું કહેવું એમ છે કે, આમદેહની રાજકન્યા સાથે તેના દોહિત્રા સિરાજ ઉદ્દૌલાનાં લગ્ન થાય અને ત્યાંની સઘળી ધનસંપત્તિ તેના હાથમાં આવે."

**મીરહબીબ**:—"આપે આ વાત ક્યાંથી સાંભળી?"

**ભાસ્કર**:—"મહન્તે પત્ર મારફત મને આ ખબર આપી છે. મેં એને માટે યુક્તિ રચી, એવો પ્રત્યુત્તર વાળ્યો છે કે, સન્ધિ થયા પછી, અમે એ વાત કબુલ કરીશું. પરંતુ રાજ્યની સઘળી ધનસંપત્તિ લેવી હોય તો, અમને પચ્ચાશ લાખ સોના મહોર પહેલાં આપવી પડશે."

**મીરહબીબ**:—"ત્યારે શું ઈન્દુકુમારીને તમે મુસલમાનોના હાથમાં જવા દેશો? પચ્ચાસ લાખ સોના મહોરને માટે, શું આમદેહનો અખૂટ ખજાનો તમે જતો કરશો?"

**ભાસ્કર**—"તમે મારી યુક્તિ સમજ્યા નહીં. આ પ્રમાણે જો અલિવર્દિખાન કબુલ થાય તો, પહેલાં પચ્ચાસ લાખ સોના મહોર પડાવી લેવી. કારણ કે મહારાજ હવે સારા થઇને ઉઠે એવી મને આશા નથી, તેથી

તેઓ આવી સ્થિતિમાં પચ્ચાસ લાખ સોના મહોર લઇ જરૂર અહીંથી પાછા ફરશે. એટલે લડાઇ નહીં કરતાં જો હું અલિવર્દિખાનની સાથે સન્ધિ કરીશ તો પણ મહારાજ મને કંઇ કહેશે નહીં. કારણ કે એમ થતાં પહેલાં તો તેઓ સ્વદેશમાં ચાલ્યા જશે. પછી ઇન્દુ કુમારીને હાથમાં લેતાં વાર લાગવાની નથી પરંતુ અલિવર્દિખાન જો ઇન્દુકુમારીને માટે, આમદેહની સઘળી ધનસંપત્તિ મૂકી દેશે તો, હું કેવલ ઇન્દુકુમારીને માટે દુઃખી થઇશ નહીં. ધનસંપત્તિ વિનાની ઇન્દુકુમારીની મને તેટલી જરૂર નથી."

મીરહબીબઃ–"મહારાજ સન્ધિને માટે નાખુશ છે, તેથી તેઓ પચ્ચાસ લાખ સોના મહોર લઇ, લડાઇ કર્યાં વિના અહીંથી પાછા ફરે, એમ મને તો લાગતું નથી."

ભાસ્કરઃ–"તેને માટે મેં એક ઉપાય નક્કી કરી રાખ્યો છે અને સંતુજીને તે જ કામપર મેં નિમ્યો છે. કાલે ફરી પાછી સન્ધિની વાત કહાડી જોઇશ. જો તેમ કર્યાથી કંઇ વળશે નહીં તો, દશ બાર દિવસમાં નાગપુરથી એવા ભયંકર સમાચાર અહીં ફરી વળશે કે, તે સાંભળીને મહારાજ એક ઘડી પણ અહીં રહેશે નહીં અને તેમ થવાથી આપણું કામ વિના હરકતે પાર પડશે."

સંતુજી–"આપ નક્કી વિચાર કરો. જેથી મારી યુક્તિ નિષ્ફળ જાય નહીં. મહારાજ ભયભીત થઈ વહેલા સ્વદેશ જાય એવા હું ઉપાય રચીશ. પછી મને પાસે રાખશો કે નહીં?"

મીરહબીબઃ–"ત્યારે અલિવર્દિખાનની સાથે, સન્ધિની ગોઠવણ નામની જ થાય છે કેમ?"

ભાસ્કરઃ–હા, હવે હું લડાઇ કરીશ નહીં. મારી ધારણા પાર પડે તો નાહક શું કરવા લડાઇ કરવી જોઇએ? એક વખત ઇન્દુકુમારી હાથમાં આવી કે પછી કંઇ ચિંતા નથી. ખુશીથી તે નહીં આવશે તો હું બલાત્કારે કેદ કરીને પણ મારી ઇચ્છા પૂર્ણ કરીશ."

મીરહબીબઃ–"એને માટે આપ નકામી મહેનત કરો છો. મારી બેહેનના મ્હોંડેથી મેં સાંભળ્યું છે કે, ઇન્દુકુમારી સમરસિંહને ચહાય છે. તેથી સમરસિંહ જ્યાંસૂધી જીવતો છે ત્યાંસૂધી તમારી ધારણા પાર પડે એમ મને લાગતું નથી. નવદ્વીપમાંથી તેણે કેટલીક સ્ત્રીઓનો બચાવ કર્યો છે. તેમાંની એક ડોશી, પોતાની સાથેની સ્ત્રીઓને તેની પાસે મૂકી કોઇ અગત્યની ખબર લેવા પોતાને દેશ ગઇ છે. આ સ્ત્રીઓ કોણ છે? તે જાણવાને માટે મારી બહેને ઘણી તજવીજ કરી, પણ તે કંઇ જાણી શકી નહીં. એમનો વિચાર શું હશે? તે કંઇ સમજી શકાતો નથી." આ વાત

સાંભળી ભાસ્કર વિચારમાં પડયો. થોડીવાર પછી, તે સઘળા વિચાર દૂર કરી, મનમાં ને મનમાં બોલ્યો–"સમરસિંહનું કોઇ સગુંવહાલું આવીને, તેને માટે કંઇ ખબર લેવા દેશમાં ગયું હશે, તેમાં આપણું શું ગયું ? ત્યારે મારા મનમાં એથી ભય કેમ ઉત્પન્ન થાય છે ? મારા ભયનું મુખ્ય કારણ તો મેં ઘણા દિવસ પહેલાં નિર્મૂળ કર્યું છે, તે વિષેની કેવલ મને જ ખબર છે. બીજા કોઇને એ વાતની ખબર પડે એમ છે જ નહીં; પણ હજુ એક ભય રહ્યો છે. તેની કંઇ ચિન્તા નથી. કારણ કે તે ઘણો ગુપ્ત છે." આ સઘળી ચિન્તા ભાસ્કરના મનમાં ઉદય થઇ. તેને શાન્ત જોઇ, મીરહબીબે પાછું પૂછયું–"કેમ શું વિચાર કરો છો ?"

ભાસ્કરઃ–"હું એ વિચાર કરું છું કે, સમરસિંહને લીધે જ ઇન્દુકુમારી મારી સાથે લગ્ન કરવાની ના પાડે છે. માટે સમરસિંહને કોઇપણ રીતે અહીંથી દૂર કરવો જોઇએ. મહારાજે પણ તેને ક્ષમા કરી. હવે શું ઉપાય કરવો ?"

મીરહબીબે ઉત્તર દીધો–"મેં આપને પહેલાં જ કહ્યું હતું કે, રાઘોજી, સમરસિંહને ઘણો ચહાય છે; તેથી તેને કંઇ પણ શિક્ષા કરશો નહીં. સમરસિંહ જેવા શૂરવીર માણસ સામે, બીજા ઉપાયો કારગત નહીં લાગે."

ભાસ્કર ભ્રુકુટી ચઢાવી બોલ્યો–"સમરસિંહ જેવા હજારો યોદ્ધા મહારાજની છાવણીમાં છે. તેથી તેના ગયાથી કંઇ હાનિ થવાની નથી. હું જેનો વિરોધી થઇશ, તો તે કેટલા દિવસ સૂધી જીવતો રહેશે ? તમે પરમ દહાડે સાંભળશો કે, સમરસિંહ નામનો કોઇપણ માણસ મરાઠાઓની છાવણીમાં નથી." સંતુજી આ સાંભળી ચમકી ઉઠયો. તેનું સઘળું શરીર કાંપવા લાગ્યું. તે જોઇ ભાસ્કર બોલ્યો–"કેમ સંતુજી ! તમે ભયભીત થાઓ છો ?"

ભાસ્કરના મનમાં નીચ વૃત્તિ પ્રબળ હતી. મીરહબીબ પણ તેના જેવો જ નીચ હતો. મીરહબીબ તેની સઘળી વાતોનો મર્મ સમજી મનમાં ને મનમાં ખુશી થયો. તેણે મનમાં ધાર્યું કે, જો હું આ વાતની હા પાડીશ, તો જરૂર ભાસ્કર પોતાના હાથે સમરસિંહનો નાશ કરશે, થોડીવાર આડી અવળી વાતચિત કરી, તેઓએ સંતુજીને ત્યાંથી યુક્તિથી વિદાય કર્યો. તેના ગયા પછી ભાસ્કર બોલ્યો–"સંતુજીનો સઘળી રીતે વિશ્વાસ કરવો એ ઠીક નથી. મારો વિચાર કાલ રાત્રે એક માણસના હાથે સમરસિંહના પ્રાણ લેવાનો છે. રાત્રીની વખતે, છૂપી રીતે આ કામ કરીશું તો કોઇ જાણવા પામશે નહી."

ઉન્નતિની સાથે સાથે રાધોજીની કૃપા પણ વધતી ગઇ. જ્યારે રાધોજીના એકના એક રાજકુમારનું મૃત્યુ થયું ત્યારે, તે, વારંવાર ભાસ્કરને કહેતો– "ભાસ્કર ! મારા પછી આ રાજ્યનો ભાર તારે જ ગ્રહણ કરવો પડશે." આથી ભાસ્કરનો લોભ દિવસો દિવસ વધતો ગયો. બાલ્યકાળની દરિદ્રાવસ્થા તે એકદમ ભૂલી ગયો; સેનાપતિ અને મંત્રીત્વથી તેને તૃપ્તિ થઇ નહીં, "હું ક્યારે નાગપુરની ગાદીએ બેશું?" એવી કલ્પના તેના મનમાં વારંવાર થવા લાગી. અપાત્રને, તેની યોગ્યતા કરતાં વધારે અધિકાર મળે છે, ત્યારે આવું જ પરિણામ નીવડે છે. "નાગપુરનો રાજા થઇ, કોઇ રાજકન્યાની સાથે લગ્ન કરીશ," એવી ભાસ્કરને અભિલાષા હતી તેથી તેણે ખુલ્લી રીતે બીજા લગ્ન કર્યાં ન હતાં. પહેલાં ભાસ્કર રાધોજીની ખરા અંતઃકરણથી ભક્તિ કરતો હતો; પરંતુ ગાદીનો લોભ જેમ જેમ તેના મનમાં વધતો ગયો, તેમ તેમ તે રાધોજીની મૃત્યુકામના કરવા લાગ્યો. મહારાજ રાધોજીની અસાધારણ તીક્ષ્ણ બુદ્ધિ હતી. તે અતિશય ચતુર હતો. તે અસાવધપણે કોઇ પણ કાર્ય કરતો ન હતો. તે આહારની તેમ જ બીજી ખાવાની વસ્તુઓની પૂરતી તપાસ કરતો; અથવા કોઇ પણ વસ્તુ બીજાને ખવડાવ્યા વિના પોતે ખાતો નહીં. એટલા માટે ભાસ્કર તેનાથી બીને ચાલતો હતો.

સૂર્યતાપ કંઇક વધવાથી, ભાસ્કર પલંગમાંથી ઉઠી, તંબુના દ્વાર આગળ ઉભો રહી ચારે તરફ જોવા લાગ્યો. તેણે જોયું કે રાયગઢના મહારાજ જયસિંહના તંબુ આગળ એક ભીખારી ખંજરી વગાડીને ગીત ગાય છે. તેના કંઠસ્વરથી ભાસ્કરે તેને તરત જ ઓળખ્યો. વાચક! ભાસ્કર પંડિત આ જ માણસની વાટ જોતો હતો. તેણે એક સિપાઇને મોકલી તે ભીખારીને પોતાના તંબુમાં બોલાવ્યો. ભીખારીએ તેને નમીને પ્રણામ કર્યાં. એ જોઇ ભાસ્કર આનંદ પામી બોલ્યો–"કેમ કુલાજી! આટલી બધી વાર લાગી? કાલે તને કયે વખતે અહીં આવવાનો સંદેશો પહોંચ્યો? આ વેશે છાવણીમાં બધે ઠેકાણે ફરે છે કે?"

કુલાજી–"કાલે બપોરે આપનો માણસ મને મળ્યો હતો. બીજા વેશે આવતાં લોકોને વહેમ પડે, માટે આ વેશમાં આવ્યો છું. કહો શી આજ્ઞા છે?"

ભાસ્કર બોલ્યો–"હં ધીરે ધીરે બોલ. હું હાલ તને બે હજાર રૂપિયા આપું છું અને વખતો વખત બીજી મદદ કરતો રહીશ. તું મારું એક કામ કર—"

બે હજાર રૂપિયાની વાત સાંભળી, કુલાજી હર્ષથી ફુલાઇને બોલ્યો–"બે હજાર રૂપિયા આપો તો, રાધોજીનું મસ્તક પણ ઉતારી લાવું. કુલાજી બે વાતે પાછો હઠે એમ નથી."

આ દુરાચારીની વાત સાંભળી, **ભાસ્કર** પંડિતને હૃદયકંપ થયો. કુલાજીની વિપુલ નાસિકા અને તેની પાસે ન્હાનાં ન્હાનાં લોહિત વર્ણ નેત્રો, હિંસક વાઘના ચક્ષુ જેવાં દીપ્તિમાન્ અને તેવાં જ ક્રૂર જણાયાથી, **ભાસ્કર**ને એવો ભાસ થયો કે, એક વિકટ આકારનું, મસ્તકશૂન્ય નરદેહ, પોતાનું છિન્ન મસ્તક હાથમાં લઇ તેને કહે છે કે "**ભાસ્કર**! ચેતીને ચાલ! આ નીચનો વિશ્વાસ કરીશ નહીં; નહીં તો તારી પણ આવી જ દશા થશે." આ ભીષણ મૂર્તિને જોઇ **ભાસ્કર** કંપી ઉઠ્યો અને ઘડીવાર તો શું કરવું? તેના વિચારમાં પડ્યો પરંતુ એટલામાં **આમદેહ**ની અગાધ સંપત્તિ, **નાગપુર**નું વિસ્તીર્ણ રાજ્ય અને ઇન્દુકુમારીનું અલૌકિક સ્વરૂપ, તેને સાંભરી આવ્યું. તેથી તે સઘળા વિચાર બાજુપર મૂકીને બોલ્યો—"કુલાજી! હું જે કહીશ તે તું કરીશ?"

"હા, હા, આપનો હુકમ થવો જોઇએ, બસ, પછી કામ કરવાની વાતજ આપને પૂછવી પડશે નહીં." કુલાજી બોલ્યો.

**ભાસ્કર**:—"તને છાવણીમાં કોઇ ઓળખી શકે એમ છે?"

કુલાજીઃ—"આજ પંદર વરસ થયાં, આપના હુકમ પ્રમાણે મેં **નાગપુર**ને ત્યજ્યું છે. જ્યારે રાજકુમારનું—" આટલું કહીને તે અટક્યો. વળી બીજીવાર તેણે કંઇક અચકાતાં બોલવાનું શરુ કર્યું—"જ્યારે રાજકુમારને અગ્નિદાહ કરવામાં આવ્યો, અને એ બધી વાત ટાઢી પડી ગઇ; ત્યારથી મેં મારું રહેઠાણ બદલ્યું છે. હવે મને કોઇ ઓળખી શકે તેમ નથી."

**ભાસ્કર**:—"તેં **સમરસિંહ**ને જોયો?"

કુલાજીઃ—"પહેલાં કદી જોયો નહતો, પણ જે દિવસે, **આમદેહ**ના રાજાનું શબ, અહીં બ્રાહ્મણો લઇ આવ્યા, તે દિવસે મેં રસ્તામાં **સમરસિંહ**ને જોયો હતો. તે આપનો શત્રુ છે, એ હું જાણું છું. એકવાર હુકમ કરો તો, આ જ વખતે તેનું માથું ધડથી જૂદું કરી આવું; પણ તેનું મ્હોડું જોઇ મને ઘણી દયા આવે છે. કારણ કે, તેના શરીરનો ઘાટ ઘણોખરો આપણા મરનાર રાજકુમાર જેવોજ છે."

**ભાસ્કર**:—"**સમરસિંહ**નું મ્હોડું ઘણું કરીને તેને મળતું છે ખરું, પણ રાજકુમાર તો એના કરતાં વધારે રૂપવાન્ હતો. વારુ; જે હોય તે; બોલ; તું **સમરસિંહ**નો સંહાર કરવા હિંમત ધરે છે?"

કુલાજી—"આપનો હુકમ હોય તો, હું આ જ વખતે તૈયાર છું. પણ તે કેવી રીતે થશે? તે ઘણો હિંમતવાન્ અને શૂરવીર માણસ છે, કદાપિ તેના જાણવામાં એ વાત આવે તો, મારા જેવા ચાર માણસોથી પણ તેને કંઇ કરી શકાય નહીં?"

ભાસ્કરઃ—આ કામ ઘણું છુપું કરવાનું છે. તું અત્યારે સમરસિંહનો તંબુ જોઈને અહીંથી ચાલ્યો જા. પછી સવારે ચાકરને વેશે તું છાવણીમાં આવજે. દરવાજા ઉપર મારા માણસો ઉભા રહેશે; એટલે તને કોઇ અટકાવશે નહીં. છાવણીમાં આવ્યા પછી અંધારી રાત્રે તું તેના તંબુમાં જજે; અને જ્યારે તે નિદ્રાવશ થાય કે તરત જ તેનો વધ કરજે. હથીયાર તને અહીંથી મળશે. આ વખતે એક હજાર રૂપિયા તને આપું છું. કામ પૂરુ થયા પછી એક હજાર બીજા આપીશ."

કુલાઉ પાપાત્મા છે, એક હજાર રૂપિયા મળવાથી, એક નિર્દોષ માણસનો પ્રાણ લેવા તે તૈયાર થયો. એના કરતાં પણ સાધારણ લાલચે, આ નીચે ઘણા નિંદ્ય કર્મો આગળ કરેલાં છે, તેથી તે એક નિર્દોષ માણસનો; લક્ષ્મીની લાલચે પ્રાણ સંહાર કરવા તૈયાર થાય તો તેમાં કંઇ આશ્ચર્ય જેવું નથી. કુલાઉ રૂપિયા લઇ ત્યાંથી ચાલ્યો ગયો.

દિવસના બીજા પહોરનો સમય છે. સૂર્યના પ્રચંડ તાપથી જગત્ તપિત થઇ રહ્યું છે. આ વખતે સમરસિંહ પોતાના તંબુમાં એક પુસ્તક વાંચતો બેઠો છે. દારુણ ગ્રીષ્મથી તેના કપાળ ઉપર પરસેવાનાં બિંદુ પથરાઇ ગયાં છે; પુસ્તક બાજુપર મૂકી, તે પંખાવડે પવન ખાવા લાગ્યો. પરંતુ એકાંતવાસને લીધે તેમા મનમાં અનેક પ્રકારની ચિંતા ઉદય થવા લાગી. નવદ્વીપમાંથી બચાવેલી પેલી ડોશી પોતાને દેશ ગઇ છે; તેના આવ્યા પછી પોતાને શું લાભ થશે? પરમહંસ કોણ છે? તે મારા માટે પ્રાણાર્પણે યત્ન કરે છે, તેની ઔષધથી મારી દારુણ શરીરવેદના આરોગ્ય થઇ છે; તે કયાં ગયા હશે? તેમની સાથે મને ફરી મેળાપ થશે નહીં? નવદ્વીપમાંથી આવ્યા પછી ઇન્દુકુમારીને જોઇ નથી. હવે પછી તેની સાથે મેળાપ થાય એવી આશા નથી. સમરસિંહને એ માટે દુઃખ નથી. કારણ કે તેના હૃદયમાં રાજકુમારીની મોહિની મૂર્ત્તિ દૃઢ રીતે અંકિત થઇ છે; તે સેહેજે પણ લોપ થવાની નથી. તેણે પોતાના મનમાં ને મનમાં એવી પ્રતિજ્ઞા કરી હતી કે, આ જીવથી રાજકુમારીનું ધ્યાન ધરીશ. તેને મુસલમાનોના જુલમથી બચાવીશ. કારણ કે, તેના પિતા નથી. બીજું કોઇ તેની દાઝ જાણે એવું નથી. ત્યારે તેની રક્ષા કોણ કરશે? તે કેવી સ્થિતિમાં રહેશે? આવા વિચારે સમરસિંહના ચક્ષુમાંથી વારી ધારા વહેવા લાગી, પરંતુ તે એક સામાન્ય માણસ થઇને, રાજકુમારીની કેમ આશા કરે છે? એ તેનાથી સમજાયું નહીં. તેણે તો એવી દૃઢ પ્રતિજ્ઞા કરી હતી કે, "હું સઘળું સહન કરીશ, પણ રાજકુમારી અન્યનું પાણિગ્રહણ કરે, તે હું સ્વચક્ષુએ જોઇને પ્રાણ ધારણ કરી શકીશ.

નહીં. તેના લગ્નને દિવસે જ સંસાર ત્યાગ કરી હું પરમહંસની સાથે ચાલ્યો જઇશ."

**સમરસિંહ** એકલો બેઠો બેઠો આવા વિચાર કરે છે, એટલામાં પેલી ડોશીનો દોહિત્રો-બાળક **અધરજી**, તેની પાસે એક પત્ર મૂકી ચાલ્યો ગયો. તે પત્રમાં નીચે પ્રમાણે લખેલું હતું—

વત્સ !

કાટોયાની દક્ષિણે આવેલા મેદાનમાં, એક વટવૃક્ષની નીચે મારો આશ્રમ છે, ત્યાં આજે સાયંકાળે આવીને મને જરૂર મળી જજો.

"**ભૈરવી.**"

**ભૈરવી** કોણ? **સમરસિંહ** પત્ર વાંચી ઘણો વિસ્મિત થયો. તેણે **અધરજી**ને બોલાવીને પૂછયું-"આ પત્ર કોણે આપ્યો?" પરંતુ તે કંઇ પણ કહી શકયો નહીં. આથી **સમરસિંહ** પોતાના મનમાં અનેક પ્રકારના તર્ક વિતર્ક કરવા લાગ્યો. આ પત્ર કોણે લખ્યો છે? તે પણ તેનાથી નકકી થયું નહીં. ત્યારપછી તેણે વિચાર્યું કે, "એ મારા દેશનો **ભૈરવી** તો નહીં હોય? જો તે હોય તો તેને મારું એવું શું કામ પડયું હશે?" ઘણા વિચાર કર્યા પછી, તેણે નકકી કર્યું કે, મળવા જવામાં કાંઇ હાનિ નથી, અને આવા અવસરે તેની પાસેથી હું બીજી કોઇ ગુપ્ત વાત સાંભળી શકીશ." સાયંકાળ થતાં પહેલાં, **સમરસિંહ** **ભૈરવી** તરફ જવા નિકળ્યો અને નિયમિત વખતે પત્રમાં બતાવેલી જગ્યાએ તે આવી પહોંચ્યો. ત્યાં આવ્યા પછી તેણે જોયું તો, ભાગીરથીના તટપર એક મોટા વટ વૃક્ષ તળે, **ભૈરવી** ધ્યાન ધરતો બેઠો છે! તેનાથી થોડે છેટે એક ધુણીમાં ધીરે ધીરે અગ્નિ બળે છે, અને તેની સન્મુખ એક મોટું ત્રિશૂળ ભૂમિપર પડયું છે. તેના મસ્તકપરની જટા પીઠપરથી છેક ભૂમિ સુધી લંબાએલી છે. તેના સર્વાંગે વિભૂતિ અને કપાળે સિન્દૂરની મોટી આડ છે. તેના શરીર ઉપર રાતાં વસ્ત્રો છે, હાથે, બાહુએ અને કંઠે રુદ્રાક્ષની માળા અને ગળાથી નાભિ સુધી પહેરેલી માળા ઝૂલતી હતી, તેને જોતાં જ **સમરસિંહ**ના મનમાં ભકિતભાવનો ઉદય થયો. ને **ભૈરવી**ને સાષ્ટાંગ પ્રણામ કરીને બોલ્યો—"મહારાજે મને અહીં આવવાની આજ્ઞા કરી હતી?"

**ભૈરવી** **સમરસિંહ** તરફ જોઇને બોલ્યો-" વત્સ! તેં શું મને ઓળખ્યો નહીં?" **સમરસિંહ** કંઇક વિચારમાં પડી બોલ્યો-"મહારાજ! ક્ષમા કરો. મેં ઘણાં દિવસ થયાં આપને જોયા નથી. આપ મારી બાલ્યાવસ્થામાં મારે ઘેર આવી મને ખોળામાં લેતા અને સ્નેહથી મારું મુખ

ચુંબન કરતા હતા. પરંતુ મારી સોળ વર્ષની વય થયા પછી મેં આપને જોયા નથી. આપ સર્વદા કહેતા હતા કે, "સમર! ઇશ્વર તારું સારું કરશે." તે વખતે આપના ચક્ષુમાંથી વારી ધારા વહેતી હતી. હું આપના સંતાન તુલ્ય છું. મારો અપરાધ ક્ષમા કરો."

ભૈરવી–"વત્સ! મને એકદમ કોઇ ઓળખી શકતું નથી. તેમાં તારો શું દોષ? હું સર્વદા તારી મંગળ કામના કરું છું. પરંતુ ગઇ રાત્રીએ તારા સંબંધી એક અમંગળ સ્વપ્ન જોઇ હું ઘણો ચિંતાતુર થયો છું. સ્વપ્નામાં એક દેવરૂપ બ્રાહ્મણે આવીને મને કહ્યું–"કાલે રાત્રે એક લૂટારો, સમરસિંહનો પ્રાણ લેવા તેના તંબુમાં દાખલ થશે." આટલું કહી તેઓ અંતર્ધાન થયા; અને તેની સાથે મારી પણ નિદ્રાભંગ થઇ ગઇ. માટે વત્સ! હોંશીયાર રહેજે. રાત્રે તંબુમાં સૂતો નહીં."

સમરસિંહ સ્વપ્ન વૃત્તાંત સાંભળી વિસ્મિત થયો. તે બોલ્યો—"હું સર્વદા સાવધાનપણે રહું છું અને હું ધારીશ તો, આપના આશીર્વાદે તે લુટારાને પકડીને યોગ્ય શિક્ષા કરીશ. આપ જેવા જેને સહાય છે, તેને કંઇ ચિંતા નથી. મહારાજ! રાયોજી વ્યાધિગ્રસ્ત થયાથી, આવા બનાવ બનવા લાગ્યા છે. આપ શું મહારાજની પીડા આરોગ્ય નહીં કરી શકો?"

ભૈરવી–"વત્સ! મારી ક્ષમતા શું? પરમેશ્વર વિના કલેશ નિવારણ કરવાનો બીજા કોઇનો ઉપાય નથી." આ વખતે સમર મનમાં ને મનમાં બોલ્યો–"હાય! આ વખતે જો પરમહંસ હોત તો, તેઓ જરૂર મહારાજને આરોગ્ય કરતે. નવદ્વીપમાં જે પરમહંસે મને સારો કર્યો હતો, તે એક સિદ્ધ પુરુષ છે; તેઓ પણ ભૈરવીના જેવો જ મારા પર સ્નેહ રાખે છે. તે મહા પુરુષનું શું મને ફરી દર્શન નહીં થાય?" સમરસિંહ આવો વિચાર કરે છે, એટલામાં ભૈરવી ધુણી પાસેથી ઉઠી, વૃક્ષ પાસેની એક ઝાડીમાં ગયો, થોડી વાર પછી સમરસિંહનાં ચક્ષુએ જે જોયું તેનાથી તે અતિશય આશ્ચર્ય પામ્યો. તેણે જોયું તો તેની સામું શ્વેત શ્મશ્રુ વિભૂષિત, સર્વાંગે નામાવલીદ્વારા આવૃત કરી, પરમહંસ ઉભા છે. ભૈરવી એ જ પરમહંસ રૂપે, તેની નવદ્વીપમાં રક્ષા કરી હતી. સમરસિંહ ગદ્દગદિત કંઠે પરમહંસને પ્રણામ કરી બોલ્યો–"આ દાસ પ્રતિ આપની આવી કૃપા મેં પૂર્વે જાણી ન હતી. આ વખતે કૃપા કરીને મહારાજને આરોગ્ય કરશો તો વિશેષ ઉપકાર થશે.

પરમહંસ બોલ્યો–"વત્સ! તેં જે અહીંઆં જોયું છે, તે કોઇને જણાવીશ નહીં. હું તારી મંગળ કામનાને માટે અહીં આવ્યો હતો. સર્વદા સાવધાન રહેજે. થોડા દિવસ પછી હું મહારાજને આરોગ્ય કરીશ. માટે મહારાજની ચિન્તા તું હવે કરીશ નહીં."

ધીરે ધીરે ચન્દ્રમા ઉદય પામવાથી, પૃથ્વી કૌમુદીમય બની ગઇ. ચારે તરફ મંદ મંદ શીતળ વાયુ વાવા લાગ્યો. **સમરસિંહ** પણ **પરમહંસ**ની આજ્ઞા લઇ, છાવણી તરફ જવા નીકળ્યો.

રાત્રી ઘણી વીતિ ગઇ છે. છાવણીમાં સઘળા ભોજન કરી નિદ્રા વશ થયાં છે. ચોતરફ નિઃશબ્દતા પથરાઇ ગઇ છે; પહેલાં ઠેકાણે ઠેકાણે સૈન્ય સીપાઇઓનાં ગીત વાદ્ય ચાલતાં હતાં, તે પણ હેમણાં બંધ છે. આ વખતે કેવળ, કીટ પતંગનો ઝીણો રવ અથવા દૂરના મેદાનમાંથી કુતરાનું ભસવું કે કોઈ કોઇ વખત ઘોડાઓનો હણહણાટ, એ સિવાય છાવણીમાં બીજાું કંઇ કર્ણગોચર થતું નથી. **સમરસિંહ**ના તંબુની વચ્ચે પલંગ ઉપર કોઇ માણસ આખા શરીરે વસ્ત્ર ઓઢી નિદ્રા લે છે. આ વખતે તંબુના બારણામાં માણસની છાયા પડી અને ત્યારપછી એક પ્રચંડ પુરુષ હાથમાં તરવાર લઇ ધીરે ધીરે પલંગની પાસે જઇને ઉભો રહ્યો. આ વખતે **ભૈરવી**નું સ્વપ્ન, **સમરસિંહ**ને સાચું જણાયું. તંબુમાં આવનાર માણસ બીજો કોઇ નહીં પણ કુલાજી હતો. જેવો તેણે પલંગપર સૂતેલા માણસ પર ઘા કરવાને માટે હાથ ઉંચકયો; તેવો જ પાછળથી કોઇએ તેનો હાથ પકડી લીધો. આ જોઇ કુલાજી થરથર ધ્રુજવા લાગ્યો. તેણે પાછળ ફરીને જોયું તો **સમરસિંહ** ક્રોધિત થઇ શાર્દૂલની પેઠે ગર્જના કરતો ઉભો છે. તે ઘાતકી ઘણીવાર સુધી **સમરસિંહ** તરફ જોઇ રહી, અંતે તેના પગમાં પડી બોલ્યો–"પ્રભુ! સ્વામિન્! મને ક્ષમા કરો; મારો ભ્રમ દૂર થયો. મેં ઘણું કુકર્મ કર્યું છે." ફરી તેને વાક્ય સ્ફુર્તિ થઇ નહીં. કુલાજી નિઃશબ્દે રુદન કરવા લાગ્યો. **સમરસિંહ** ક્રોધ કરી બોલ્યો– "નરાધમ! મેં તારો શું અપરાધ કર્યો છે? કે, તું મારો પ્રાણ લેવા આવ્યો? હું તને મૂકી દઇશ એવા વિચારથી તું રડે છે કેમ? અરે નીચ! હવે તારું આવી બન્યું છે. આ જ અસિથી હું તારું મસ્તક છેદન કરું છું."

કુલાજી રડતાં રડતાં બોલ્યો–"આપ મારો પ્રાણ નાશ કરશો તો તેની મને ચિંતા નથી. પણ દયા કરીને મને બે મહિનાની મહેતલ આપો. જો કે હું નીચ લૂટારો છું. મારા હાથે ઘણાં ઘાતકી કામો થયેલાં છે; તોપણ હું પ્રતિજ્ઞા કરુ છું કે, બે મહિના પછી હું મારા સ્વામીની સન્મુખ મારે હાથે મારું મસ્તકછેદન કરીશ; પાપનું પ્રાયશ્ચિત્ત કરીશ. હવે મને કંઇ પૂછશો નહીં—."

**સમરસિંહ** મોટા વિચારમાં પડયો. એને જતો કરવો કે એનાં ઘાતકી કામ બદલ યમસદન મોકલવો, એનો તે વિચાર કરવા લાગ્યો.

એટલામાં તેને સંભળાયું કે, અહીં કોઇ મૃદુ સ્વરે બોલે છે–"સમર! આ વખતે લુંટારાપર વિશ્વાસ રાખીશ, તો ભવિષ્યમાં તને સારૂં ફળ મળશે." સમરસિંહ આશ્ચર્ય ચકિત થઈ આમ તેમ જોવા લાગ્યો. પરંતુ તેમના સિવાય ત્રીજું કોઇ માણસ ત્યાં ન હતું. ત્યારે આ કોણ બોલ્યું? તેણે ધાર્યું કે આ દેવવાણી હશે. અંતે સમરસિંહ કુલાજીને ક્રોધથી કહેવા લાગ્યો–"વારૂ! આ વખતે તને જવા દઉં છું. પરતુ હવે સંભાળજે. હવે પછી આવું કુકર્મ કરવા જઇશ તો, ખચિત માર્યો જઇશ." કુલાજી અધોવદને સમરસિંહને પ્રણામ કરી, ત્યાંથી ચાલ્યો ગયો. સમરસિંહ પણ પલંગપર સૂતો અને એ વિષેનો વિચાર કરતાં કરતાં નિદ્રાવશ થયો.



## પ્રકરણ ૧૩ મું.

—⁂—

## મોહિની.

ચાલો વાંચક, આપણે મરાઠાઓની છાવણી મૂકી જરા રાજધાની તરફ જઇએ. હાલ બંગાળના નવાબના વંશના નાના મોટા નવાબો, સરદારો અને ઉચ્ચ કુલના ધનવાન્ મુસલમાનો, પોતપોતાના નિવાસ ગૃહમાં રાત દિવસ ગાન તાનમાં અને અનેક પ્રકારના વિલાસમાં મત્ત થયેલા છે. મીરહબીબ પોતાના મહેલમાં, અલિવર્દિખાનને બંગાલમાંથી હાંકી કહાડી, તેની ગાદી પર બેસવાનો, વિચાર કરતો બેઠો છે. મીરહબીબ પહેલાં એક સાધારણ કારભારી હતો, પરંતુ ભાગ્ય બળે તે ધીરે ધીરે અલિવર્દિખાનનો સેનાપતિ થવા પામ્યો હતો. તેને રજિયા બેગમ નામની એક પરમ રૂપવાન્ બહેન હતી. તેની સાથે વાચકોને નવદ્વીપમાં ઓળખાણ થયેલું છે; તેની સાથે નવાબ અલિવર્દિખાનનો દોહિત્રો વિખ્યાત શિરાજઉદ્દૌલ્લાનો પહેલો લગ્નસંબંધ બંધાયો હતો પરન્તુ દુર્ભાગ્યે એક ધનવાન્ મુસલમાન સરદાર પોતાની એકની એક પુત્રીને, શિરાજઉદ્દૌલ્લાની સાથે પરણાવવાથી, અલિવર્દિખાને રજિયા બેગમની સાથે, પોતાનાં દોહિત્રાનાં લગ્ન કર્યાં નહીં. આથી મીરહબીબને ઘણું માઠું લાગ્યું અને એ જ કારણે તેણે અલિવર્દિખાનની સાથે ગુપ્ત વેર રાખી, તેનું નિકંદન કરવા પ્રતિજ્ઞા લીધી.

પારકાનું અનિષ્ટ કરવામાં મીરહબીબને એક જાતનો આનંદ થયો હતો. પરન્તુ તેના જેવા એક સાધારણ માણસથી, બંગાળના નવાબનું

અનિષ્ટ થાય, એ તદ્દન નહીં બનવા જોગ હતું. **બંગાળની** ગાદી **અલિ-વર્દ્દિખાનની** પાસેથી છીનવી લઇ; પોતે અથવા તેનાજ વંશનો બીજો કોઇ એ ગાદીપર બેસવા પામે; એવા વિચારથી, તે **ભાસ્કર** પંડિતની પાસે રહ્યો હતો. ધીરે ધીરે **મીરહબીબ** અને **ભાસ્કર** પંડિત એક બીજાના વિચાર જાણવા પામ્યા અને તેથીજ તેઓની વચ્ચે દૃઢ મિત્રાચારી બંધાઇ. **ભાસ્કર** પંડિત એમ ધારતો હતો કે, **મીરહબીબથી** હું નવાબ **અલિવર્દ્દિખાનની** સાથે બરોબર ખટપટમાં ઉતરીશ અને મનનું ધાર્યું કરીશ અને એને માટેજ તેણે **મીરહબીબને** બંધીવાન દશામાંથી મુક્ત કરી, પોતાની પાસે રાખ્યો હતો. આણી તરફ **મીરહબીબ** પણ સારી રીતે જાણતો હતો કે, મરાઠાઓ શિવાય, **અલિવર્દ્દિખાનનો** પરાભવ કોઇ પણ કરી શકે એમ નથી. માટે તે **ભાસ્કર** પંડિતને વળગી રહ્યો હતો. **ભાસ્કર** પંડિતનું કોઇ પણ કામ તે આનંદે કરતો, અને તે પોતાના ઉપર ખુશી રહે, એ માટે હમ્મેશ પ્રયત્ન કરતો. નવાબ અલિ-વર્દ્દિખાનની જે સુંદર ધમામવાડી, અદ્યાપિપર્યંત **મુર્શિદાબાદમાં** વિદ્યમાન છે; તેનાથી બે ગાઉ છેટે, **મીરહબીબનો** મહેલ હતો. એ મહેલની દક્ષિણ દિશાએ **ભાગીરથી** વહેતી અને તેના વિશાળ ઘાટની ઉપર જ આ મહેલનું સિંહદ્વાર હતું. એ મહેલની ચારે તરફ સીપાઇઓ પહેરો ભરતા હતા. ભાગીરથીના ઘાટની એક બાજુએ એક સુંદર નૌકા બાંધી મૂકી હતી, જેમાં બેશી **મીરહબીબ** કાંટૌયા જતો આવતો હતો. આ સુંદર મહેલમાં **મીરહબીબનું** વિલાસભુવન હતું, અને તેનાથી થોડે છેટે, પૂર્વ તરફ તેનો બીજો મહેલ હતો.

વાચક આ ઠેકાણે પ્રશ્ન કરશે કે, **નવાબ અલિવર્દ્દિખાનનો** શત્રુ બની, **મીરહબીબ મુર્શિદાબાદમાં** આવી રીતે નિર્વિઘ્ને કેમ રહી શકે છે ? તેના ઉત્તરમાં એટલું જ જણાવાનું છે કે, **મરાઠાઓની** સાથેની લડાઇમાં આ વખતે નવાબ **અલિવર્દ્દિખાન** રોકાયેલો હોવાથી, **મીરહબીબ** તરફ તેનું લક્ષ ન હતું અને તેથી જ તે આમ નિર્વિઘ્ને રહેતો હતો. આમ-દેહની રાણી અને રાજકુમારી **નવદ્વીપમાંથી** જે દિવસે, મહારાજ **રાઘોજી** પાસે આવ્યાં, તે દિવસે સાંજે એ જ મહેલની નીચેના એક નિર્જન ઓરડામાં એક પૂર્ણ યૌવના તરુણી, પલંગપર વિચાર કરતી બેઠી છે. આ યુવતીની વય કેવળ સત્તર વર્ષની હતી. પ્રફુલ્લિત ચમ્પકદામિની જેવી, તે રમણીની ઉજ્જવળ કાંતિ આગળ એ ઓરડામાં બળતો દીવો પણ ઝાંખો જણાતો હતો. તે તરુણીના અર્ધ ચંદ્ર જેવા શુભ્ર લલાટ ઉપર બિંદુપ્રસ્વેદ પથરાયેલો હતો. તેના ભ્રમરકેશ, સ્કંધપર, વામ

બાહુપર અને તેની ઉજ્જ્વલ છાતીપર પથરાઇ જઇ અપૂર્વ શોભા ધારણ કરતા હતા. તેનાં પ્રશસ્ત, કોમલતા પરિપૂર્ણ લોચન, જળભારે ભાદ્ર માસની ભરપૂર નદીની પેઠે અત્યારે ઉભરાયેલાં હતાં. તેની સુપંક્તિવાળી ભ્રુકુટી અત્યારે કંઇક કુંચિત હતી, નાસિકા પણ કંઇક આરક્ત હતી, અને તેના રસપૂરિત રક્ત પ્રભા જેવા અધરોષ્ઠ પણ દારુણ દુઃખે વિશુષ્ક પ્રાય થઇ ગયા હતા. તેના શરીરપર એક મલિન વસ્ત્ર હતું. જમણા હાથની આંગળીએ એક નહાની વીંટી, કરમાં સુવર્ણવલય અને કંઠમાં મુક્તાહાર શિવાય બીજા કોઇ અલંકારો ન હતા. આવા નિરાભરણે અને મલિન વસને પણ આ સુંદરીની અલૌકિક રૂપમાધુરી સહેજ પણ વિલુપ્ત થઇ ન હતી. પરંતુ ગંગાના વિસ્તીર્ણ પટ ઉપર પવનથી તરંગમાળા આકીર્ણ થઇ, જેવી રીતે શોભનીય જણાય છે; તેવી રીતે આ શોક સન્તપ્ત હૃદયવાળી તરુણીએ પણ અપૂર્વ સુંદરતા ધારણ કરી છે.

આ અમૂલ્ય રમણીરત્નની સાથે, વાચકોને એક વાર ઓળખાણ થયું છે. એ મોહિની નામની ઇન્દુકુમારીની મુખ્ય સહચરી છે. રાજકુમારી મોહિનીને પોતાની બહેન પ્રમાણે ચહાતી હતી. મોહિની કોણ? અને કોની કન્યા છે? એ વિષે કોઇ જાણતું ન હતું. એક વખતે આમદેહના રાજાનો કારભારી દયારામ પોતાના ઘરમાં બેઠો હતો. તે વખતે એક દુર્બલ અને મલિન સ્ત્રી પોતાની કેડમાં એક વર્ષની સુંદર બાળાને લઇ ત્યાં આવી અને પોતાની દુઃખદ સ્થિતિ દયારામને કહેતાં પહેલાંજ તેની સામું મૂર્છિત થઇને પડી. બાળક ભયથી રડવા લાગ્યું. આવો આશ્ચર્ય બનાવ જોઇ દયારામ અતિશય દયાર્દ્ર ચિત્ત થયો, અને તે બાળકને ઉંચકી લઇ તેની સાંત્વના કરવા લાગ્યો. ત્યારપછી ચાકર પાસે પાણી મંગાવી તે મૂર્છિત થયેલી સ્ત્રીના મ્હોંડાપર વારંવાર છાંટયું પરંતુ કોઇપણ રીતે તે સ્ત્રીને પૂરી ચેતના થઇ નહીં. તે કેવળ મરતાં પહેલાં મૃદુ અને અપરિસ્ફુટ સ્વરે બોલી—“આ–બાળક–રાજા–” ઇત્યાદિ બોલતાં બોલતાં તે સાંજ પંચ તત્વને પામી. દયારામને સંતાન નહતું. તેથી તેણે આ બાળાનું પોતાની આત્મજાની પેઠે, યત્નથી લાલન પાલન કર્યું અને તેના સ્વરૂપથી આકર્ષાઇ દયારામે તેનું મોહિની નામ પાડયું.

મોહિની પોતાનાં ખરાં માતપિતાને જો કે ભૂલી ગઇ હતી, તો પણ તે બાલ્યાવસ્થામાં કોઇ કોઇ વાર બોલતી હતી કે, “મારા પિતા મહારાજા છે. મારી સાથે કેટલાક સીપાઇ અને સ્વારો ચાલતા હતા.” આ સઘળી વાતો સ્વપ્નવત્ કોઇ કોઇ વખતે તેના મનમાં ઉદય થતી હતી. મોહિની પોતાની બાલ્યાવસ્થામાંથી જ, ઇન્દુકુમારીની સાથે રમતી અને

સર્વદા તેની પાસે રહીને દિવસો ગાળતી એથી અરસપરસ ગાઢ પ્રીતિ જન્મી હતી. તેઓ એક બીજાને ઘડી વાર નહીં જોતાં તો ઉદાસ થતાં હતાં. **મોહિની** ઘણી બુદ્ધિવાન્ હતી. તેણે થોડા વખતમાં ઘણી સારી વિદ્યા સંપાદન કરી હતી. તે બીજી સ્ત્રીઓના જેવી બીહીકણ નહતી. તેનું સાહસ અસીમ હતું. તેને બાલ્યાવસ્થામાં જ, ઘોડાપર બેસવાનો, નિશાન તાંકવાનો, અને બીજી શસ્ત્ર વિદ્યાનો અભ્યાસ થયેલો હતો. જ્યારે **નવદ્વીપમાં** મુસલમાનોએ દેવાલય ઉપર હુમલો કર્યો, ત્યારે ઇન્દુકુમારી, રાણી અને બીજી પુરાંગનાઓ અતિશય ચિંતાતુર થઇ, પોતાનાં સતીત્વની રક્ષાને માટે છૂપાઇ રહ્યાં. પરંતુ **મોહિનીએ** તેમ કર્યું નહીં. તે હાથમાં તરવાર લઇ એકલી મુસલમાનોના લશ્કરમાં મહારાજની ખબર લેવા ચાલી ગઇ. જતાં જતાં રસ્તામાં તે ચાર મુસલમાનોથી બચવા પામી, પણ અંતે ઘણા માણસોથી તે મુસલમાનોના હાથે પકડાઇ અને બંધીવાન્ થઇ. મુસલમાન સેનાપતિએ **મોહિનીનું** અલૌકિક રૂપ જોઇ, ઇનામ મેળવવાની આશાએ તેને પોતાની પાસે રાખી અને લડાઇ પૂરી થયા પછી તેણે **મીર**હબીબને સોંપી દીધી. **મીર**હબીબે **મોહિનીના** ભુવનમોહન એવા રૂપે મોહિત થઇ, પોતાની વિષય વાસના તૃપ્ત કરવાની આશાથી પોતાના વિલાસ ગૃહમાં રાખી. તેણે **મોહિનીની** સેવામાં હિંદુ દાસદાસીઓ રાખ્યાં; એક બ્રાહ્મણ **મોહિનીને** માટે હમ્મેશ નાના પ્રકારના આહારની વસ્તુઓ તૈયાર કરીને લાવતો હતો. તેમ તેનાં ચિત્ત વિનોદને માટે પણ **મીર**હબીબે કોઇ પણ જાતની ન્યૂનતા રાખી નહતી. **મોહિનીને** આવી રીતે કેદ કરવામાં **ભાસ્કર** પંડિતનો કંઇ સ્વાર્થ નહીં હોવાથી, તે એ વિષે **મીર**હબીબને કંઇ પણ કહેતો નહતો. પરંતુ **મીર**હબીબનાં દુર્ભાગ્યે, **મોહિનીએ** તેના આટલા યત્ન અને આદર તરફ સહેજ પણ લક્ષ આપ્યું નહીં. તે રાત દિવસ પોતાની અભાવનીય દુર્દશાને માટે દુઃખી થતી હતી અને આ પાપ ગૃહમાંથી કેવી રીતે નહાસી છૂટવું? તેના વિચારમાં અહર્નિશ ખિન્ન રહેતી હતી.

**મોહિની** કેવલ શરીરરક્ષાને માટે થોડો ઘણો આહાર કરતી, અને બાકીની કોઇ પણ વસ્તુનો સ્પર્શ સુદ્ધાં કરતી નહતી; તેમ તે કોઇ દાસ દાસીની સાથે બોલતી પણ નહતી. **મીર**હબીબ પહેલાં દૂરથી **મોહિનીનું** સૌન્દર્ય દર્શન કરી, નેત્ર અને મનને તૃપ્ત કરતો હતો. પરંતુ જેમ જેમ દિવસ જવા લાગ્યા, તેમ તેમ તેની ધીરજ હઠતી ગઇ. એક દિવસ રાત્રે તેણે **મોહિનીને** પોતાની નીચ કામના કહી સંભળાવી. તેથી **મોહિની** ક્રોધે અધીર બની પલંગપરથી નીચે ઉતરી, અને સિંહણની પેઠે, ગર્જના કરી બોલી—"રે! મૂઢ દુરાત્મા યવન! નિરાધાર

અબળાને આવાં નિર્જનમાં તું સતાવા આવ્યો છે? ધિક્કાર છે તને. તારી નીચ વિષય વાસનાને વળગી તેં મારા પ્રતિ કંઇ પણ અયોગ્ય આચરણ કર્યું તો તું એમ નહીં જાણતો કે તેનો બદલો લેવા હું અશક્ત છું. કદાચ હું નિરાધાર અબળા તારી સામું લડતાં હારીશ; તો સતીત્વની રક્ષાને માટે હું પ્રાણત્યાગ કરતાં સહેજ પણ વિલંબ કરીશ નહીં." મીરહબીબ તેનાં વચનો સાંભળી સ્તંભિત બની ગયો; તેનાથી કંઇ પણ બોલાયું નહીં. જો કે તે ખટપટી અને ઘાતકી હતો. પરંતુ તેનામાં હિંમત ન હતી. મોહિનીને ક્રોધે ભરાયેલી જોઇ, તે ભયભીતપણે ચાલ્યો ગયો પરંતુ તેણે પોતાની આશા મૂકી નહીં. તે એમ ધારતો હતો કે, સ્ત્રીઓનો ક્રોધ અને દંભ થોડાજ વખત માટે હોય છે. તેથી મોહિની આજે નહીં તો કાલે, કાલે નહીં તો ચાર દિવસ પછી પણ તેને વશ થશે. વિષયાંધ માણસોનો વિશ્વાસ આવો જ હોય છે; તેઓ મૂર્ખાઇથી હમ્મેશાં સતીત્વ ઉપર વિજય મેળવવાની આશા રાખે છે; પરંતુ તેમની એ આશા અંતે નિરાશામાં ગળી જઇ, કોઇ વખતે પ્રાણઘાતક નિવડે છે. મીરહબીબના ગયા પછી મોહિની દીર્ઘ નિઃશ્વાસ મૂકી, ઓરડામાં ચોતરફ ફરવા લાગી કે, અહીંથી ન્હાસી છૂટવાને માટે કોઇ માર્ગ છે કે નહીં? એટલામાં તેણે ઓરડી બહાર કંઇ શબ્દ સાંભળ્યો. જાળી વાટે જોયું તો, એક પરમરૂપવાન્ યુવક, મલિન વેશે તેની સામે આવે છે. તે યુવક અતિશય મલિન અને ક્ષીણ હતો, તો પણ આવી દુરાવસ્થામાં તેની સ્વાભાવિક અપૂર્વ કાંતિ સહેજ પણ ઓછી થઇ ન હતી. મોહિની વિસ્મયતાથી, તે યુવક સામે જોઇ રહી.



## પ્રકરણ ૧૪ મું.

## ફરી ફસાયાં.

મોહિનીના ઓરડામાં જે દીવો બળતો હતો, તેના અજવાળાથી, તેણે જોયું તો તે યુવક કોઇ ખોવાયેલી વસ્તુને શોધતો હોય, તેમ તે ચારે તરફ જોતો જોતો તેની સામે આવતો હતો. શારીરિક દુર્બલતાથી કહો કે મનની વ્યગ્રતાથી કહો. પરન્તુ તે ચાલતાં ચાલતાં વચ્ચે લથડીયાં ખાતો હતો. અચાનક આ યુવકને પોતાની સામે આવતો જોઇ મોહિનીના મનમાં ભય ઉપજ્યો. તે ધ્યાન દઇને યુવકને જોવા લાગી. તેણે જોયું તો યુવકની ગૌર કાંતિ અતિશય મલીન થઇ ગઇ છે. પરંતુ તેનાં વિશાળ નેત્ર કંઇ કુપ્રવૃત્તિસૂચક જણાતાં ન હતાં. તેનું અંતઃકરણ અતિશય સરલ

અને સદ્‌ગુણના આધારરૂપ હોય એમ તેની મુખમુદ્રા ઉપરથી સ્પષ્ટ જણાતું હતું. કોઇ પણ અજાણ્યા માણસને જોયાથી આપણા મનમાં આવો જ વિચાર ઉત્પન્ન થાય છે. પરંતુ પહેલી ઓલખાણે તે માણસ સંબંધી આપણા મનમાં જે વિચાર ઉત્પન્ન થાય છે; તે વિચાર મનમાંથી એકદમ જતો નથી. આવી રીતે મોહિની પણ આ યુવકનાં દર્શન માત્રથી તેના રૂપગુણની પક્ષપાતી થઇ ગઇ. તેનું મન જાણે તેને કહેવા લાગ્યું, "આ યુવકનું મન અતિ પવિત્ર છે. માટે તું એના ઉપર ભરોસો રાખ. આ જીવનમાં ઘણી વખત તારી સાથે એનો મેળાપ થશે." ધીરે ધીરે તે યુવક મોહિનીની પાસે આવવા લાગ્યો. કાષ્ઠનાં પુતળાંની પેઠે, તે સ્થિર દૃષ્ટિએ મોહિનીની મનોહર મૂર્ત્તિ જોઇ રહ્યો. અત્યાર સૂધી બન્ને જણાં મૌન હતાં. એકદમ કોઇને પણ વાકય સ્ફુર્ત્તિ થઇ નહીં. થોડી વારે મોહિની મૃદુ સ્વરે બોલી,–"તમે કોણ છો ?" ઓરડામાં પણ મોહિનીના શબ્દોનો પ્રતિધ્વનિ થયો, "તમે કોણ છો ?" તે ધ્વનિ યુવકના કર્ણમાં અમૃત રેડવા લાગ્યો તથાપિ તેણે કાંઇ પણ ઉત્તર દીધો નહીં.

મોહિનીએ જોયું તો તે યુવકના ચક્ષુમાંથી અશ્રુધારા વહે છે. તેણે બોલવાની મહેનત કરી, પણ તેનો કંઠ રુંધાઇ ગયો હતો, તેથી તેનાથી બોલાતું નહતું. મોહિનીએ અતિશય વિસ્મિત થઇ બીજી વાર પૂછયું. "તમે કેમ રડો છો ? શા માટે અહીં આવ્યાં છો ?" આ વખતે યુવકે ઘણાં દુઃખની સાથે વાત કરી, ઘણા દિવસ સૂધી અનાહારે રહેવાથી, માણસનો જેવી રીતે કંઠ રુંધાઇ જાય છે; અને તે જેવા વિકળ સ્વરે બોલે છે, તેવા જ સ્વરે યુવક બોલ્યો, "હાલ ઓળખાણ આપવાનો વખત નથી. જેવી અવસ્થા તમારી છે, તેવી જ અવસ્થા મારી પણ છે. માટે ચાલો; આ પીસાચ પુરીમાંથી આપણે જલદી નાસી જઇએ."

મોહિનીએ આતુરતાથી પૂછ્યું–"આવી રાત્રે ક્યાં જઇશું ?"

યુવકે દૃઢતાથી કહ્યું—"નાગપુરના મહારાજ પાસે."

મોહિનીએ યુવકની સાથે નાસી જવાની ઇચ્છા જણાવી તેથી તે આનંદે બોલ્યો–"હવે અહીં જરા પણ વાર લગાડશો તો આપણે સપડાઇ જઇશું."

મોહિનીએ કહ્યું–"પણ હમણાં કેવી રીતે બનશે? ચારે તરફ સિપાઇઓ જાગતા છે. માટે આ વખતે જવું ઠીક નથી. તમે હમણાં તમારી ઓરડી તરફ જાઓ. રાત જરા અંધારી થશે કે, આપણે બન્ને જણાં અહીંથી નાસી જઇશું" યુવકને આ વાત ઠીક લાગી; તેથી તે પોતાની ઓરડી તરફ ચાલ્યો ગયો. જ્યાંસૂધી તેનું શરીર જોવામાં આવ્યું, ત્યાંસૂધી

મોહિની એકી દૃષ્ટિએ તેને જોવા લાગી. જ્યારે તે દૃષ્ટિ પથમાંથી દૂર થયો, ત્યારે મોહિની પાછી વિચારમાં પડી. કેવી રીતે આ પીશાચાલયમાંથી બહાર જવું? અહીંથી જઇને રાઘોબાજીને કેવી રીતે મળવું? રાઘોબાજીની પાસે જવું શું યોગ્ય છે? રાજકુમારી તેના વિયોગે કોણ જાણે કેવી ચિંતા કરતી હશે? આ વખતે તેની પાસે હું જઇશ તો તે મને શું કહેશે? તેના પિતા કેવી અવસ્થામાં હશે? આ યુવક રાઘોબાજીની પાસે જવાનું કેમ કહેતો હશે? આવા આવા અનેક વિચારો તેના મનમાં ઉપજવા લાગ્યા. તે યુવક આ દેશનો નથી પણ દક્ષિણ દેશનો છે. એમ મોહિનીએ તેને પ્રથમ જોતાં જ પોતાના મનની ખાત્રી કરી હતી. તે પોતાની બાલ્યાવસ્થાથીજ મરાઠાઓ ઉપર ઘણો વિશ્વાસ ધરાવતી હતી. કારણ કે મોહિની પોતે પણ એક ઉચ્ચ કુલના મરાઠા સરદારને ઘેર જન્મી હતી.

આવી રીતે મોહિની વિચાર કરે છે, એટલામાં એક બ્રાહ્મણ આવી કેટલીક આહારોપયોગી સામગ્રી તેની ઓરડીમાં મૂકી ચાલ્યો ગયો. તેના ગયા પછી થોડીવારે એક ડોશી સુવાસિત જળ લઇ ત્યાં આવી. ડોશીને જોઇ મોહિનીએ પૂછ્યું–"જગદંબા! મારે માટે તેં શું કર્યું?"

ડોશીએ કહ્યું–"મેં તો તમને પહેલાંથી જ કહ્યું છે કે, એ કામ મારાથી નહીં થાય. પણ તમારે કોઇને સંદેશો પહોંચાડવો હોય તો તે હું બરાબર પહોંચાડીશ."

મોહિનીએ દીર્ઘ નિઃશ્વાસ મૂક્યો. તે જોઇ ડોસી બોલી– બહેન તું ખાઇ લે; આવી રીતે શરીરને સંતાપીશ નહીં. જગદીશ્વર જરૂર તારું સારું કરશે."

મોહિની ઉઠી; પલંગપરથી નીચે ઉતરી, આહારની વસ્તુમાંથી થોડુંક ખાઇ પાણી પીધું. પાન ખાતાં ખાતાં તે બીજીવાર પલંગપર સૂતી; તે જોઇ ડોશી ત્યાંથી ચાલી ગઇ.

ધીરે ધીરે રાત જવા લાગી. જ્યાં ત્યાં નિસ્તબ્ધ થઇ ગયું હતું. મોહિની એકાગ્રચિત્તે પેલા યુવકની વાટ જોતી હતી. કોઇ પણ ઠેકાણેથી સહેજ શબ્દ સંભળાય, તો મોહિની આતુરતાથી તે તરફ જોવા જતી. ઘણીવાર પછી માણસનાં પગલાંનો અવાજ તેનાં કાને પડયો. તેથી તે પોતાના પલંગ ઉપરથી નીચે ઉતરી બારણા પાસે ગઇ. યુવક બારણા સામે દૂર ઉભો રહી, મોહિનીને પોતાની સાથે આવવા હાથ વડે ઇસારો કર્યો. મોહિની તરત જ ધીમે ધીમે યુવકની પાછળ જવા લાગી. એક પછી એક એમ ચાર ઓરડા મૂકી તેઓ એક મોટા ચોકમાં આવીને ઉભાં રહ્યાં. ત્યાં કેટલાક સિપાઇઓ ઘોર નિદ્રામાં પડયા હતા. ચોકની વચ્ચે

દાદર હતો. તેઓ દાદરપરથી નીચે ઉતર્યાં. નીચે પણ ચારે તરફ ઓરડાઓ હતા. કઇ દિશાએ જવાથી આપણે નિરાપદે બહાર જઇશું; એનો વિચાર કરવાનો તેમને અવકાશ ન હતો. તેઓ બન્ને જણાં સામેનાં બારણાં આગળ આવીને ઉભાં રહ્યાં. ઓરડાનાં બારણાં ઉઘાડાં હતાં. પણ તેમાં અંધારું હતું. બન્ને જણાં નિઃશબ્દે ત્યાંથી જવા લાગ્યાં. થોડે દૂર આગળ જઇને જોયું તો, સામેના એક ઓરડામાં દીવો બળે છે; તેથી તેઓ ખંચાઇને બારણાં પાસે જ ઉભા રહ્યાં. તે ઓરડામાં મનુષ્યનો મૃદુ કંઠસ્વર તેઓના સાંભળવામાં આવ્યો. હવે કેમ થશે? એ વિચારે તેઓ કંપવા લાગ્યાં. વળી પાછળ કોઇ આવતું હોય એવો તેમને ભાસ થયો. આગળ જવું કે પાછળ જવું? કોઇને હાથે પકડાઇશું તો શી દશા થશે? જેમ તેમ હિંમત ધરી યુવક બારણા પાસે જઇ, ઓરડામાં કોણ છે? તે જોવા લાગ્યો. ઓરડામાં એક મૂલ્યવાન્ ગાલીચો પાથરેલો હતો. અને તેના મધ્યભાગે પાથરેલી ગાદીપર એક મુસલમાન યુવક બેઠેલો હતો. તેની પાસે એક બીજો માણસ પણ બેઠો હતો. આપણ યુવકને તે બન્ને જણાની પીઠ જોવામાં આવી. ઓરડામાં તે લોકો કંઇ વાતચિત કરતા હતા, તે સાંભળવાને મોહિની અને તેનો સાથી ત્યાં ઉભાં રહ્યાં. પહેલાં ઉર્દું ભાષામાં તેઓ શું વાતચિત કરતા હતા? તે તેમના સાંભળવામાં આવી નહીં, પરંતુ પાછળથી કેટલીક વાતો તેમના સાંભળવામાં આવી. તે મુસલમાન યુવકે કહ્યું–"તેની સેવામાં ઘણા હિંદુ દાસદાસીઓ સોંપ્યાં છે. પણ મેં સાંભળ્યું છે કે, તે સ્ત્રી ઘણી ચતુર છે. કોઇ પણ રીતે માનતી નથી."

"**મીર** સાહેબ, આજે ક્યાં ગયા છે?" પેલા પાસે બેઠેલા માણસે પૂછ્યું.

"બીજે ક્યાં જવાના હતા? **ભાસ્કર** પંડિતની સાથે એ સંબંધી વાતચિત કરવા **કાટોયા** ગયા હશે. પોતાની ધારણા કેવી રીતે પાર પાડવી? એના વિચારમાં આજકાલ **મીર** સાહેબ ઘણા રોકાયેલા છે." યુવકે ઉત્તર વાળ્યો.

"તે બંધીવાન સ્ત્રીને ક્યાં રાખવામાં આવી છે?"

"આજ મહેલમાં."

"મેં સાંભળ્યું છે કે, એક મરાઠા યુવકને પણ અહીં બંધીવાન કર્યો છે; તે કોણ છે?" પેલા માણસે કંઇક આતુરતાથી પૂછ્યું. "મને તેની ખબર નથી. પણ તેને **ભાસ્કર** પંડિતના કહેવાથી અહીં કેદ કરવામાં આવ્યો છે. જરૂર તેમાં પણ કંઇ ભેદ હોવો જોઇએ. તે યુવકે કહ્યું.

પેલા માણસે યુવકનો હાથ પકડી હસતાં હસતાં કહ્યું–"મીર સાહેબ! તમે કેમ આવા અવસરમાં તે બંધીવાન સ્ત્રીને હાથમાં લેવાને નાકબૂલ કરતા નથી?"

આ વાત સાંભળતાંજ મોહિની કંપી ઉઠી. તે એક અસુરના હાથમાંથી નાસી છૂટવાનો પ્રયત્ન કરે છે; ત્યારે બીજો એક અસુર તેની સામે પડયો છે.

મોહિની અને તેના સાથીએ વિચાર્યું કે, હવે આ ઠેકાણે વધારે વાર ઉભાં રહેવું ઠીક નથી. તેથી તેઓ ધીમે પગલે તેજ ઓરડામાંથી એક બાજુએ રહીને જવા લાગ્યાં. ઓરડામાં બેઠેલા માણસોનું ધ્યાન બીજી તરફ હતું. તેથી તેમને જતાં કોઇ પણ જાતની હરકત નડી નહીં. તે ઓરડાને મૂકયા પછી તેઓ એક બાગમાં આવી પહોંચ્યાં. આ વખતે વર્ષા કાળ હતો. આકાશમાં વાદળાં છવાઇ ગયાં હતાં. તેથી ચંદ્રમાનાં દર્શન પણ કોઇ કોઇ વખતે થતાં નહતાં. ઠેકાણે ઠેકાણે તારાઓ જાણે મંદ મંદ હાસ્યે ચંદ્રની સ્થિતિપર હસતા હોય એમ જણાતા હતા. બાગમાં ચારે તરફ જાઇ, જુઇ, ગુલાબ વિગેરે સુગંધી પુષ્પો, પ્રફુલ્લિત થઈ અપૂર્વ શોભા વિસ્તાર કરતાં હતાં. વર્ષા કાળની આ સુંદર રજનીના યોગે, નાના પ્રકારનાં પ્રફુલ્લિત સુગંધયુક્ત પુષ્પોથી, આ બાગ એવો મનોહર લાગતો હતો કે, જેનું વર્ણન યથાયોગ્ય થવું કઠિન હતું. બાગની અપૂર્વ શોભાથી મોહિની અને તેના સાથીનું મન ઉલ્લાસ પામ્યું. પરંતુ તે થોડા જ વખત માટે. તેઓ કેવળ નાસવાનો રસ્તો ખોળતાં હતાં. દૂરથી તેઓએ જોયું તો બાગની પાછળ એક મોટો કોટ જણાયો. આશામાં ને આશામાં તેઓને જે રસ્તો મળ્યો, તે રસ્તે તેઓ જવા લાગ્યાં. અંતે કોટની પાસે બન્ને જણાં આવી ઉભાં રહ્યાં. હવે કોટ કૂદીને બહાર કેવી રીતે જવું? એના વિચારમાં તેઓ પડ્યાં: કોટની પાસે જ બકુલનું ઝાડ હતું; તે જોઇ યુવક બોલ્યો–"ચાલો આપણે આ ઝાડ ઉપર ચઢી કોટને મથાળે જઇએ; અને ત્યાંથી પછી કૂદીને આપણે બહાર નિકળીશું."

પહેલાં મોહિની ઝાડપર ચઢવા તૈયાર થઇ. તેના પગ થરથર ધ્રુજવા લાગ્યા. એવામાં બાગમાં મસાલોનું અજવાળું જણાયું. ચાર હથીયાર બંધ સિપાઇઓ, તેઓને જોઇ બોલી ઉઠયા "આજ એ." આ શબ્દ સાંભળતાં જ મોહિનીનું સર્વ શરીર સ્થિર થઇ ગયું. કપાળે પરસેવાનાં બિંદુ પથરાઇ ગયાં. તે અચેતન અવસ્થામાં ઝાડપરથી નીચે પડી, આણી તરફ એક સિપાઇએ યુવકને બાંધતાં કહ્યું–"બદમાસ! તું જ ઇસકો લે જાના થા કયોં! અબી ઇસકા બદલા તુઝે મીલતા હૈ."

આ વાક્યે યુવકના કર્ણમાં પ્રવેશ કરતાં તે પણ ચોતરફ શૂન્યકાર જોઇ, મૂર્ચ્છિત થઇ પૃથ્વીપર પડયો."



## પ્રકરણ ૧૫ મું.



### મીરહુસનઅલ્લી.

જે રાત્રે કુલાજી સમરસિંહ પાસેથી ગયો, તેને બીજે દિવસ સાયંકાળે ભાસ્કર પંડિત પોતાના તંબુમાં મીરહબીબની વાટ જોતો બેઠો છે. આજે તે એકલો ન હતો, પણ મહારાજા રાવોજીનો પ્રિય સેવક સંતુજી તેની પાસે હતો. મીર સાહેબને આવતાં વાર લાગી જોઇ, ભાસ્કર સંતુજીને કહેવા લાગ્યો–"સંતુજી! મહારાજે આમદેહની રાણી અને રાજકુમારીને માટે શો ઠરાવ કર્યો?"

સંતુજી બોલ્યો–"મહારાજ, રાણીને માટે અત્યંત દુઃખિત છે. તેઓ ગઇ કાલે રાણીની પાસે જઇ કહેવા લાગ્યા કે–"હાલ તમારી ઉપર ભયાનક પ્રસંગ પડયો છે, વળી ચારે તરફ તમારા શત્રુઓ છે; તેથી થોડો વખત તમે અહીંઆં જ રહો. તમને આમદેહ મોકલ્યા પછી હું કોઇ પણ રીતે નચિન્ત રહી શકીશ નહીં."

ભાસ્કર–"પછી રાણીએ શું કહ્યું?"

સંતુજી–"રાણીએ કહ્યું કે, મહારાજનું કહેવું ખરું છે. પરંતુ અમારાથી રાજ્ય ત્યાગ કરી અહીં રહી શકાશે નહીં. કારણ કે એમ થવાથી ત્યાંની સઘળી ધન સંપત્તિ લુંટાઇ જશે. માટે કૃપા કરીને કોઇ વિશ્વાસુ સરદારને અમારો રક્ષાભાર સોંપી અમને આમદેહ વિદાય કરો. એ સાંભળી મહારાજ બોલ્યા; એવો વિશ્વાસુ સરદાર કોણ છે? રાણીએ કહ્યું સમરસિંહને આ કામ સોંપવાથી અયોગ્ય કહેવાશે નહીં. મહારાજ કિંચિત્ રુષ્ટ થઇને થોડીવાર મૌન રહ્યા; પછી તેઓ બોલ્યા–"સમરસિંહનું મન મહત્ છે ખરું પરંતુ તે યુવક છે. તેને બાળક કહીએ તોપણ અયોગ્ય ગણાશે નહીં. આવું મોટું કામ તે કરી શકે એમ મને ભાસતું નથી. વળી આટલી વાત કહી તેઓ મૌન રહ્યા. રાણી તેમનો મનોભાવ સમજી બોલી–"આપ જેમ કહો છો; તેમ સમરસિંહ નથી, તે ઘણો સદ્‌ગુણી છે. વળી રાજકુમારી પણ ઉચ્ચ કુલમાં જન્મી છે." મહારાજે કહ્યું–"તે ગમે તેમ હોય, પણ ભાસ્કર પંડિતને પૂછ્યા વિના, એ સંબંધી

હું કંઇ પણ નક્કી કરી શકતો નથી." વધારામાં સંતુજી બોલ્યો–"હું ધારૂં છું કે મહારાજ આજકાલ એને માટે આપની સાથે વાત કરશે."

ભાસ્કરનું મુખ હર્ષ વિકસિત થયું. તે આનંદે બોલ્યો–સંતુજી! તમારા સમાચાર ઘણા શુભ છે. રાણી અને રાજકુમારીને અહીંથી વિદાય કરવામાં જ ઠીક છે. તેમની રક્ષાને માટે હું માણસ નિમીશ; અને તેથી જ મારી ધારણા પાર પડશે. સમરસિંહને કદી પણ આ કામ હું સોંપીસ નહીં. સંતુજી! તમે મહારાજને એ માટે કંઇ કહ્યું નહીં?"

સંતુજી:–"મને મહારાજે એ સંબંધી કંઇ પૂછ્યું ન હતું."

આ વખતે પ્રતિહારે આવી નિવેદન કર્યું "ધર્માવતાર! બહાર એક મુસલમાન સરદાર ઉભા છે. શી આજ્ઞા છે?"

ભાસ્કર બોલ્યો–"તેમને અંદર આવવા કહે." પ્રતિહાર ચાલ્યો ગયો. થોડીવાર પછી મીરહબીબને આવતો જોઇ ભાસ્કરે કહ્યું–"મીર સાહેબ! આજે તો કંઇ બહુ જ વાર લાગી?"

મીરહબીબ બોલ્યો–"હું એક કામમાં રોકાયેલો હતો." ભાસ્કર પંડિતે પોતાના ખીસામાંથી એક પત્ર કહાડી મીરહબીબને આપતાં કહ્યું–"આને એકાંતમાં વાંચજો."

મીરહબીબે આતુરતાથી પૂછ્યું–"આવતી વખતે સમરસિંહ તો મને રસ્તામાં મળ્યો હતો."

ભાસ્કરે ઉત્તર દીધો–"હા, તેની મને ખબર છે. હજુ સુધી તેનું કંઇ થયું નથી."

મીરહબીબે કહ્યું–"મેં તો આપને પહેલાંથી જ કહ્યું હતું કે, એ કામ ઘણું કઠિન છે."

ભાસ્કરે આંખનો ઇસારો કરી, મીરહબીબને એ વાત કરતાં અટકાવ્યો. ભાસ્કર ઘણો ચતુર હતો, તે જો કે બીજી ખટપટની વાતો સંતુજીને કહેતાં અચકાતો નહતો; પરંતુ સમરસિંહના પ્રાણ સંહારની વાત સાંભળી, સંતુજી જ્યારે ચમકી ઉઠયો ત્યારે તે સંબંધી બીજી કોઇ પણ વાત તેના મ્હોં આગળ હવે પછી નહીં કહાડવાનો તેણે પોતાના મનમાં ઠરાવ કર્યો હતો.

ઇસારો સમજી મીરહબીબ ચુપ રહ્યો.

ભાસ્કરે બીજીવાર પૂછ્યું–"આપની દૂતી તરફના શું સમાચાર છે?"

મીરહબીબ બોલ્યો–"તે ઘણા સારા નથી. તેણે પહેલાં જેવું કહ્યું હતું, તેવું જ હમણાં પણ કહે છે કે, ઇન્દુકુમારી સમરસિંહના પ્યારમાં પડી છે. તેનો પ્રેમસિન્ધુ અતિશય ગંભીર, પવિત્ર અને શાંત છે. તેની ગતી

અનેક અડચણોથી પણ બીજી તરફ વળવાની નથી. વળી **નાગપુરની** પેલી યુવતી તેની પાસે રહે છે; તે ઘણી બુદ્ધિમાન્ છે. તેણે આપનું નામ સાંભળી કહ્યું કે–"રાજકુમારી ! સાવધાન રહેજો. રાઘોજીના સેનાપતિનો સહેજ પણ વિશ્વાસ કરશો નહીં; તે ઘણો શઠ છે."

**ભાસ્કરે** આશ્ચર્ય પામી પૂછ્યું–"તે **નાગપુરથી** અહીંઆં કેમ આવી હશે ? તેણે મને શી રીતે ઓળખ્યો ?"

**મીરહબીબ** બોલ્યો—"જે રાત્રે **સમરસિંહે નવદ્વીપમાંથી** રાણી અને રાજકુમારીનો બચાવ કર્યો, તે જ રાત્રે, તેણે ત્રણ સ્ત્રીઓ અને એક બાળકને બચાવ્યાં હતાં. હાલ તેઓ અહીંઆં છે."

**સંતુજીએ** કહ્યું—"મેં એવું સાંભળ્યું છે કે, તે ત્રણ સ્ત્રીઓમાં જે વૃદ્ધ બાઇ છે, તે **લાલજીની** સ્ત્રી છે, પણ યુવતી અને બાળક કોણ છે? તેની મને ખબર નથી." આ વાત સાંભળી **ભાસ્કરના** અધરોષ્ઠ સુકાઇ ગયા. મુખમંડળ પણ વિવર્ણ થઇ ગયું. તે ચકિત સ્વરે બોલ્યો–"**લાલજી** કોણ ? તેની સ્ત્રી અહીં કયાંથી ?"

**સંતુજીએ** કહ્યું–"મહારાજના કારભારી **લાલજીને** શું આપ ભૂલી ગયા ? આજ ચાર વર્ષ થયાં તેનું મૃત્યુ થયું છે. તેની સ્ત્રી તીર્થયાત્રાએ ગઇ હતી. તે હાલ મહારાજની પાસે કોઇ પ્રાર્થનાને માટે આવી છે. પરંતુ તે કાંઇ કામને માટે વચ્ચે સ્વદેશ ગઇ હતી."

**ભાસ્કર** બોલ્યો–"એવાં માણસોને મહારાજ પાસે જવા દેવામાં એક જાતનો અન્યાય છે. ઇન્દુકુમારીની પાસે જે યુવતી છે, તેને પણ અહીંથી કહાડવી જોઇએ. હું તેને માટે બનતો પ્રયત્ન કરીશ."

આ વખતે **મીરહબીબ** બોલ્યો–"તેનું ગમે તેમ કરજો, પણ રાણી અને રાજકુમારીને માટે તમે શું નક્કી કર્યું ?"

**ભાસ્કર**–"મહારાજે પોતે મને કાંઇ વાત કહી નથી. પરંતુ **સંતુજીના** કહેવાપરથી હું ધારું છું કે, તેઓ અહીંથી જલદી વિદાય થશે. તેમના રક્ષણને માટે જે માણસ નીમવાનો છે; તે પણ મારી મરજી ઉપર છે."

**મીરહબીબ**:–"તેમ થશે તો એ કામ કોને સોંપશો ?"

**ભાસ્કર**–"મારો વિચાર તો એ કામ **હુસનઅલીને** સોંપવાનો છે. કારણ કે તે આપણો માણસ છે, અને તેનાથી આપણું ધાર્યું પાર પડશે."

**સંતુજી** વચ્ચે જ બોલી ઉઠયો–"એને માટે પુરતો વિચાર કરજો. મુસલમાનને એ કામ મહારાજ નહીં સોંપે."

**ભાસ્કર**–"હું કોઇ સાધારણ માણસને નીમતો નથી. **હુસનઅલી મીર** સાહેબના ભાઇ થાય છે. વળી તેમનાં રક્ષણનો ભાર આવી સ્થિતિમાં મુસલમાનોને સોંપવો જ યોગ્ય છે. કારણ કે **જૈનુદ્દિન** અથવા

અલિવર્દ્દિખાન સિવાય બીજા કોઈને પણ રાજકુમારીનું હરણ કરવાની ઇચ્છા નથી. તેથી હુસઅલીને એ કામ સોંપીશું તો સઘળા એમ જાણશે કે, મુસલમાનોની બીકે તેમના રક્ષણનો ભાર મુસલમાનોને જ સોંપવામાં આવ્યો છે. મહારાજ પણ એમ જ ધારશે અને એ સંબંધી ઉપલા કારણોને લીધે તેઓ આનાકાની નહીં કરશે, એમ હું ધારું છું."

મીરહબીબ બોલ્યો–"તમારી આ ધારણા ખોટી છે. કેમકે હુસનઅલીને આપણે એ કામ સોંપીશું તો તેનાથી આપણું કામ કેમ પાર પડશે? આ તો "જે રક્ષક તે જ ભક્ષક" જેવું થશે. નવદ્વીપમાં હુસનઅલીથી કંઇ થઇ શક્યું નહતું અને હમણાં પણ તેનાથી આપણું કામ થાય એમ હું ધારતો નથી. વળી આ કામ ઘણી સંભાળથી કરવાનું છે. રાજકુમારીની સાથે જે યુવતી છે તે ઘણી ચતુર છે. તેથી કોઇ સાધારણ માણસથી એ કામ થવાનું નથી."

ભાસ્કરે ઉત્તર આપ્યો–"એ કામ મારે માથેઃ હું અનેક યુક્તિથી એ કામ પાર પાડીશ. હુસનઅલીને કંઇ વધારે કરવાનું નથી, કે જેથી કોઇ જાણી શકે."

ભાસ્કર પંડિત જે હુસનઅલીને માટે વાત કરતો હતો, તે હુસનઅલીની સાથે નવદ્વીપમાં વાચકોને એકવાર મેળાપ થયો છે. મીરહબીબના મહેલમાંથી નાસતી વખતે મોહિની અને તેના સાથીએ, એક ઓરડામાં એક યુવક અને માણસને વાતચિત કરતાં સાંભળ્યાં હતાં; તેમાંનો યુવક તે જ હુસનઅલી છે. હુસનઅલીની વય ત્રીશ વર્ષથી વધારે ન હતી. એ મીરહબીબનો નાનો ભાઇ થતો હતો. પોતાના મોટા ભાઇના જેવો હુસનઅલી પણ અતિશય ધૂર્ત અને શઠ હતો. પહેલાં તે નવાબ સરફરાજખાનનો મુસાહેબ હતો. સરફરાજખાન અતિશય વિલાસપ્રિય અને આત્મસુખમાં રત હતો. તે ક્વચિત્ રાજ્યકાર્યમાં ધ્યાન દેતો હતો. નહીં તો આખો દિવસ પોતાના વિલાસગૃહમાં નાયકાઓના નાચ મુજરામાં અને મોજશોખમાં મચ્યો રહેતો. આ જ ગુણે તેને ગાદીપરથી ઉઠાડી મૂકવામાં આવ્યો હતો. હુસનઅલીએ પણ પોતાના સ્વામીના સઘળા ગુણો સંપાદન કર્યા હતા. ઇન્દ્રિય તૃપ્તિને માટે તે અત્યંત નીચ કામ પણ કરવા ચૂકતો નહીં. જો કે મીરહબીબ પણ ઇંદ્રિયપરાયણ હતો. પણ તે યુદ્ધનિપુણ અને ખટપટી હતો. હુસનઅલી યુદ્ધનું નામે જાણતો નહતો. નવદ્વીપમાં તે જે યુદ્ધને માટે ગયો હતો, તે કેવળ મોટાભાઇના કહેવા ઉપરથી જ. જો હુસનઅલી તેનું કહેવું ન માને તો, તેનો ભાઇ નાખુશ થાય; તેથી જ તેણે પોતાના મોજશોખમાં વાંધો નાંખી આ કામ કર્યું હતું. તેની પાસે ધન સંપત્તિ સહેજ પણ ન હતી.

સરફરાજખાનના વખતમાં તેણે જે કંઇ મેળવ્યું હતું, તે પોતાના સ્વામીના પદચ્યુતની સાથે જ જતું રહ્યું હતું. તેથી હુસનઅલી, મીરહબીબને સંપૂર્ણ રીતે આધીન થઇ પડયો હતો. આ જ દુરાચારી નીચ લંપટને, ભાસ્કરે પોતાની દુષ્ટ ધારણા પાર પાડવાને માટે રાણી અને રાજકુમારીનો રક્ષણ ભાર સોંપ્યો હતો. સંતુજી હુસનઅલીને ઓળખતો ન હતો. પરન્તુ ભાસ્કરની વાત ઉપરથી તેણે જાણ્યું કે, તે મીરહબીબનો ભાઇ થાય છે. આથી સંતુજી વિસ્મિત થયો. પરન્તુ તેનો વિચાર ઘણો ગૂઢ હતો, તેથી તે બહારથી સંતોષ દેખાડી, ભાસ્કરની પ્રીતિ સંપાદન કરતો હતો.

ઘણીવાર સૂધી ત્રણે જણા વાતચિત કરતા ત્યાં બેસી રહ્યા. અંતે સંતુજી ત્યાંથી ચાલ્યો ગયો. તે જોઇ મીરહબીબે પૂછ્યું—"આ માણસને તમે કેવો ધારો છો?"

ભાસ્કરે કહ્યું—"એનો સંપૂર્ણ વિશ્વાસ કરવો નહીં. મારી ગેરહાજરીમાં મહારાજની પાસે શું વાતચિત થાય છે? તે જાણવાને માટે એને મેં હાથમાં લીધો છે. આપણી દરેક વાત એની પાસે કહેવી તે ઠીક નહીં. તોપણ હું ધારું છું કે, એના મ્હોંડેથી આપણી કોઇ પણ વાત બહાર જવાની નથી."

મીરહબીબ આ સાંભળી કંઇ બોલ્યો નહીં.



## પ્રકરણ ૧૬ મું.



## યોગી સાથે.

આગલાં પ્રકરણમાં જે ઘટનાનું વર્ણન કરવામાં આવ્યું છે; તેનાથી થોડાક દિવસ પછી, એક દિવસે સાયંકાળે સમરસિંહ છાવણીની પાસે આવેલી ભાગીરથીના તીર ઉપર વિચાર કરતો ફરે છે. આ વખતે શ્રાવણ માસ બેઠો હતો. નવા જળના સમાગમે ભાગીરથી નવયૌવના જેવી દેખાતી હતી. સંધ્યાનો સમીરણ કંઇક પ્રબલ વેગે વહેતો હોવાથી, તરંગના આઘાતે નદી તીરે ફીણ પથરાઇ ગયું હતું, તેથી જાણે તેણે શ્વેત પુષ્પમાળા ધારણ કરી હોય એમ ભાસતું હતું. નદીને સામે કાંઠે લીલી હરીયાલીવાળાં ખુલ્લાં મેદાનમાં ગાય, ભેંસ અને બીજાં પશુઓ ચરે છે અને ઠેકઠેકાણે ગોવાળો તથા ખેડુતો મનના આનંદે ગ્રામ્ય ગીત ગાય છે. દિવસ અવસાન થયાથી ચારે તરફ સુશીતળ વાયુ વાય છે. સમરસિંહ વિચાર કરતો કરતો આમ

તેમ ફરે છે. અવની શોભા તરફ હજુ સુધી તેની દષ્ટિ પડી ન હતી. તેના કપાળ ઉપર બિન્દુપ્રસ્વેદ પથરાઇ ગયો છે. ગઇ કાલે સવારે રાણી અને રાજકુમારી આમદેહ તરફ વિદાય થયાં છે. સમરસિંહને સાથે લેવાને માટે રાણીએ ઘણો પ્રયત્ન કર્યો પરંતુ તે સફળ થવા પામ્યો નહીં. મહારાજે ભાસ્કરના કહેવાથી હુસનઅલીને તેમના રક્ષણનો ભાર સોંપી, તેની સાથે તેમને વિદાય કર્યો છે.

મહારાજે ભાસ્કરને રાણી સંબંધી વાત પૂછતાં તેણે એવું કહ્યું હતું કે, “આવી સ્થિતિમાં દુરાચારી યવનો રાજકુમારીનું અનિષ્ટ કરવા પ્રયત્નશીલ થશે. હુસનઅલી મીરહબીબનો ભાઇ છે. મીર સાહેબ, મહારાજનો અનુગત અને હિતાકાંક્ષી છે. આ દેશનું રાજ્યવર્તન અથવા તેને લગતાં બીજાં ગુપ્ત રહસ્યોનો તેને ઘણો અનુભવ છે. વળી યવનો સ્વાભાવિક રીતે ચતુર અને કાર્યકુશળ હોય છે. તેથી કોઇ ઉપયુક્ત યવનને આ કામ સોંપવાથી રાણી અને રાજકુમારીને માટે કોઇ પણ પ્રકારનો ભય રહેશે નહીં. સમરસિંહ બાળક જેવો છે. વળી આ દેશની રીતિ, નીતિ, આચાર વ્યવહારની તેને સહેજ પણ ખબર નથી. તેનાથી આવું મોટું કામ થાય, એવું હું ધારતો નથી.” મહારાજ રાઘોજીનો સ્વભાવ અતિશય સરલ અને અંતઃકરણ પણ મહત્ હતું. યુદ્ધ સંબંધી હજુ સુધી ભાસ્કર પંડિતના મતે તેઓ ચાલ્યા ન હતા. તેમ તેઓ ભાસ્કરની નીચ ધારણા પણ હજી સુધી જાણતા ન હતા. રાણી સંબંધી ભાસ્કરનો વિચાર તેમને સંપૂર્ણ યોગ્ય લાગ્યાથી, તેમણે તેના કહ્યા પ્રમાણે જ કર્યું. બીજા કોઇની વાત તેમણે સાંભળી નહીં.

નવદ્વીપથી આવ્યા પછી, સમરસિંહે ઇન્દુકુમારીને જોઇ ન હતી. સમરસિંહ ભાસ્કરને પહેલાં સદ્ગુણી ધારતો હતો. પરંતુ ધીરે ધીરે તેની એ ધારણામાં સંદેહ ઉપજવા લાગ્યો. થોડાંએક માણસોની સાથે એક યવનના હાથમાં રાણી અને રાજકુમારીનો રક્ષણભાર સોંપી, તેમને અહીંથી વિદાય કરવામાં આવ્યાં; તે જોઇ સમરસિંહ અતિશય દુઃખી થયો. તે મહારાજ પ્રતિ પૂજ્યભાવ ધરાવતો હતો, પરંતુ આ કામમાં તેઓ સમ્મત છે, એમ જાણી ઘણો આશ્ચર્ય પામ્યો. રસ્તામાં કોઇ આપત્તિ આવે અથવા દગો થાય તો રાણી અને રાજકુમારીની શી દશા થશે? એ વિચારે ઇન્દુકુમારીના ગયા પછી સમરસિંહ અતિશય ચિંતાતુર રહેતો હતો. ઇન્દુકુમારીને માટે તે પોતાના મનને વારંવાર સમજાવતો હતો કે, તેની આશા કેવળ દુરાશા જેવી છે. વામનની ચંદ્ર પકડવાની આશા જેવી અસંભવિત અને અકલ્પનીય છે, તેવી જ ઇન્દુકુમારીની આશા અસંભવિત અને નિષ્ફળ નિવડવાની છે, એમ તે જાણતો હતો. પરંતુ તેનું મન

માનતું નહતું. તેનું મન તો રાત દિવસ રાજકુમારીનું જ રટણ કરતું હતું. આ વખતે ઈન્દુકુમારી પિતૃહીન છે. બીજું કોઇ તેનું રક્ષણ કરનાર નથી; ત્યારે આપત્તિકાળે તેની કોણ રક્ષા કરશે? એ જ વિચારમાં તેનું મન મગ્ન હતું. તેથી **સમરસિંહ** સૃષ્ટિસૌંદર્ય પ્રતિ સહેજ પણ દૃષ્ટિ નાંખતો નહતો. આવી રીતે **સમરસિંહ** વિચાર કરે છે, એટલામાં આકાશમાં કાળાં વાદળાં ચઢી આવ્યાં. જોત જોતામાં મૂશળધાર વૃષ્ટિનો આરંભ થયો. અચાનક નિદ્રામાંથી ઉઠેલો માણસ જેવી રીતે ચમકીને ચારે તરફ જુવે છે, તેવી રીતે **સમરસિંહ** ચારે તરફ જોવા લાગ્યો. પરંતુ કોઇ પણ ઠેકાણે આશ્રય લેવા જોગ તેને જગ્યા જણાઇ નહીં. કેવળ નદીના કાંઠા ઉપર એક મોટી નૌકા પડી હતી. **સમરસિંહ** દોડતો દોડતો તે નૌકાપર ચઢયો. પહેલાં તો તે નૌકામાં કંઇ જોવામાં આવ્યું નહીં; પરંતુ અંદર ઉતર્યા પછી તેણે જોયું તો, તે અતિશય વિસ્મય પામ્યો. **નવદ્વીપ** જતાં રસ્તામાં જે યોગીનો **સમરસિંહને** મેળાપ થયો, તે યોગી નૌકાના એક ખૂણામાં બેઠો હતો. તેને જોતાં જ **સમરસિંહ** બોલી ઉઠયો—"આ શું? **નવદ્વીપ** મૂક્યા પછી આપની સાથે ફરી મેળાપ થયો નથી. અહીં એકલા બેઠા શું કરો છો?" યોગી બોલ્યો—"મારે દેશ વિદેશ રખડવાનું થાય છે. રસ્તામાં વૃષ્ટિ નડવાથી આજની રાત આ નૌકામાં ગાળવાનો વિચાર કરી, હું અહીં આવ્યો છું. આપની સાથે બીજી વખત મેળાપ થશે, એવી મને આશા નહતી. આપના અણધાર્યા મેળાપથી હું ઘણો ખુશી થયો છું."

**સમર**—"તે દિવસ પછી આપ બીજી વાર **નવદ્વીપ** ગયા હતા?"

**યોગી**—"ના; ત્યારપછી હું **નવદ્વીપ** ગયો નથી પરંતુ લોકોને મ્હોંડે મેં સાંભળ્યું છું કે, એ જ રાત્રે દુરાચારી મુસલમાનોએ **આમદેહના** રાજાનો પ્રાણ સંહાર કર્યો છે. આણી તરફ આવતાં આજ બપોરે રાણી વિગેરેને અહીંથી છ કોશ દૂર ઉપર હું જોઇને આવું છું. એક સિપાઇને પૂછવાથી મેં જાણ્યું કે, તેઓ **આમદેહ** તરફ જાય છે. અલિવર્દિખાનનો પહેલાંનો સેનાપતિ, જે **મીરહબીબ** હતો, તેનો ભાઇ **હુસનઅલી** તેઓને લઇને જાય છે. ફક્ત ત્રીશ સિપાઇઓ તેમની સાથે છે."

**સમરસિંહ** આશ્ચર્ય પામી બોલ્યો—"હેં! કાલસૂધીમાં તેઓ છ કોશ જ દૂર ગયાં છે? હિંદુસ્થાનમાંથી જ્યાંસૂધી મુસલમાનોનું રાજ્ય નહીં જાય, ત્યાંસુધી કોઇને પણ નચિંતે બેસવાનો અવસર આવશે નહીં."

યોગી બોલ્યો—"હું નજરે નજર તે લોકોને ત્યાં જોઇને આવ્યો છું. આજે તેઓ ઉપડનાર છે. કાલ સવારે તેઓ **મીરપુર** કે **બેતાઇ** સૂધી જશે. હજુ પણ તમે મુસલમાનોપર અતિશય ગુસ્સે હો એમ જણાય છે. તમે શું એમ કહો છો કે, **જૈનુદ્દીન** રાણીઓ ઉપર હુમલો

કરશે? પરન્તુ હાલ જૈનુદ્દીન આ પ્રદેશમાં નથી. તમે હજુ સુધી એમ જ ધારે। છે। કે, આ કામ અલિવર્દિખાનની સમ્મતિથી થાય છે?"

સમર—"જૈનુદ્દીન આ પ્રદેશમાં નથી, તે કદાચ ખરું હશે. પરન્તુ તેના માણસો તો અહીંઆં જ છેને? આ કામ અલિવર્દિખાનની સમ્મતિથી નહીં થતું હોય, પરન્તુ અલિવર્દિખાન આજકાલ તેમના સ્નેહ-સૂત્રે એવો તો બંધાઇ ગયો છે કે, તે પોતાનાં કૃત્ય તરફ સહેજ પણ દૃષ્ટિ નાંખતો નથી. જૈનુદ્દીન અથવા તેના ભત્રીજાઓ અને દોહિત્રાઓ, પ્રજાપર કંઇ થોડો ત્રાશ વર્તાવતા નથી. પરન્તુ અલિવર્દિખાનને તેમનાં કુકર્મો જણાય છે ક્યાં? તેના જમાઇ અને દોહિત્રાઓને જો અલિવર્દિ-ખાનની બીક હોય તો, જૈનુદ્દીન એક લુટારાની પેઠે, નવદ્વીપમાં ઘુસી જઇ, આમદેહના રાજાનો પ્રાણનાશ કરતે નહીં."

યોગી—"શું તમારું ધારવું એવું જ છે કે, નવદ્વીપમાં જે વિનાશ થયો છે, તે જૈનુદ્દીનના હાથથી થયો છે? તમે શું જોતા નથી કે, મરા-ઠાઓએ વિના કારણે આખા બંગાળ પ્રાંત ઉપર કેહેર વર્ત્તાવવા માંડયો છે. નવદ્વીપમાં રાજા રાઘવ ચન્દ્રસિંહનો પ્રાણ નાશ થયો, તે બીજા કોઇએ નહીં, પણ તમારા સેનાપતિ ભાસ્કરે જ કરાવ્યો હતો."

યોગીના મ્હોંડામાંથી હાલ જે વચનો નિકળ્યાં, તે વચનો, સમ-રસિંહનાં અંતરને પણ વારંવાર રૂપાંતર કરીને તેને કહેતાં હતાં. તેના ઉપર મહારાજ રઘોજીનો વિના કારણ કોપ, તેનાપર વ્યર્થ દોષ મૂકી તેને ટરેલો બંધિવાન, મીરહબીબની સાથે સેનાપતિની મિત્રાચારી, એ વિગેરે અનેક વાતો એક પછી એક તેના મનમાં ઉદય થવા લાગી. પરંતુ સેનાપતિ આવું દુષ્ટ કર્મ કરે, એવું તેને લાગ્યું નહીં. વળી યોગીના મ્હોડે એ વાત કબૂલ કર્યાથી સ્વજાતિને અપમાન પહોંચાડવા જેવું થાય; એ આશંકાથી સમરસિંહ કંઇક વિરક્ત ભાવે બોલ્યો—"યોગીવર! મરા-ઠાઓ એમ કરશે નહીં; તેઓ કોઇપણ આવાં નિંદ્ય કર્મોમાં પ્રવૃત્ત થશે નહીં. વળી રાજા રાઘવચંદ્રસિંહ તો મહારાજ રઘોજીના આત્મીય થાય છે."

યોગી—"તમે બાળક છો. ભાસ્કરનો ભેદ પામવો, એ તમારી બાળકબુદ્ધિની બહાર છે, હજુસુધી મહારાજ રઘોજી પણ તેનું કપટ જાણવા પામ્યા નથી. હું સઘળે ઠેકાણે ફરતો રહું છું અને તેથી જ હું કહેવાને શક્તિમાન્ છું કે, જૈનુદ્દીનના હાથથી એ કામ થાય તો, અલિ-વર્દિખાન તેને કદી પણ ક્ષમા કરશે નહીં. તમારું મન અમિત વિચા-રોથી ભરેલું છે, તેથી તમે એમ માનો છો કે, મુસલમાનો ઘણા દુરાચારી છે પરન્તુ તમે ખરા મુસલમાનોની પરીક્ષા કરી જોઇ નથી, નહીં તો અલિવર્દિખાનને માટે તમે આમ કહેતે નહીં."

સમર—"કોઇ કોઇ મુસલમાનો, વચ્ચે સારા પણ છે. પરન્તુ હું અલિવર્દિખાનની કોઇ પણ રીતે પ્રશંસા કરી શકતો નથી. જે રાજા રાજ્યનું રક્ષણ કરવાને અશકત છે, તેણે તો રાજ્યનો પરિત્યાગ કરવો, એ જ ઉત્તમ છે."

યોગી–"મરાઠાઓ શા અધિકારે અન્ય રાજ્યોપર આક્રમણ કરી ઉપદ્રવ કરે છે?"

સમર–"મરાઠાઓ આર્ય જાતિ છે. આ હિંદુસ્થાન આર્ય જાતિનું જન્મસ્થાન છે; દુરાત્મા યવનોને આ દેશમાંથી દૂર કરવા, એ આર્ય જાતિનું કર્તવ્ય છે, જે ન કરે તે ભીરુ, તેનું જીવનધારણ વૃથા છે."

યોગી–"અહીં કોઇ યવન નથી, તેથી તેમને માટે મારે કંઇ બોલવું છે. આર્યોએ જેવી રીતે આ દેશ ઉપર જય કર્યો છે, તેવી રીતે યવનોએ પણ આ દેશપર જય કરી, આજ કાલ કરતાં ઘણા વર્ષ થયાં તેઓ આ દેશના વતની થયા છે. માટે આ દેશ ઉપર આર્ય અને યવનોનો સમાન અધિકાર છે. બીજું તમને એટલું કહેવાનું છે કે, ભાસ્કર પંડિતનો વિશ્વાસ કરશો નહીં. રાજા રાઘવચંદ્રસિંહને મારી, ભાસ્કર તેની નિરાધાર પુત્રીને હસ્તગ્રસ્ત કરવાની ચેષ્ટા કરે છે. ઈન્દુકુમારી તમને ચહાય છે, તે હું જાણું છું. તમે ભાસ્કરના, રાજકન્યાના લોભમાં કંટક સ્વરૂપ છો. તમે ન હોત તો આટલા દિવસમાં તેણે રાજકન્યાને હસ્તગ્રસ્ત કરી હતે."

પોતાની પ્રિય વસ્તુની વાત કોઇને મ્હોડેથી પણ સાંભળતાં, સઘળા એક રીતે આનંદ પામે છે. ઇન્દુકુમારી તેને ચહાય છે; એ વાત એક યોગીને મહોડે સાંભળી, સમરસિંહ અતિશય આનંદ પામ્યો. તથાપિ તે આનંદ છૂપાવીને બોલ્યો–"રાજકન્યા મને ચહાય છે, તે તમે કેવી રીતે જાણ્યું?"

યોગીએ કહ્યું–"હું જાણું તેમાં કંઇ નવાઇ જેવું નથી. પરંતુ તમારાથી હવે રાજકુમારીની રક્ષા થશે નહીં, ભાસ્કર પંડિતે આજે જે જાળ પાથરી છે; તેમાં રાજકન્યા જલદીથી સપડાઇ તેના હાથમાં જશે."

યોગીને મ્હોડે કપટ જાળની વાત સાંભળી, સમરસિંહ અતિશય વ્યગ્રતાથી તેને પૂછવા લાગ્યો–"સેનાપતિએ એવી કંઇ જાળ પાથરી છે? અને તેની તમને કેવી રીતે ખબર પડી? તે મને સવિશેષ કહો."

યોગી–"તમે સાંભળીને શું કરશો?"

સમર–"મહારાજને કહીને, તેનો અટકાવ કરીશ."

યોગી-"મહારાજને કહ્યાથી એ કામનો અટકાવ થવાનો નથી; કારણ કે એ વાતનો તેમને વિશ્વાસ આવશે નહીં. તમે બાળક છો; આવા કામમાં કેવી રીતે વર્તવું? તે તમે જાણતા નથી."

સમરઃ-મારો પ્રાણ જતાં પણ જો આ નીચ કર્મનો અટકાવ થશે તો હું કરીશ. માટે કૃપા કરીને મને કહો કે તમે કેવી રીતે જાણ્યું?"

યોગી-"તમે જેવી રીતે વીર પુરુષ છો, તેવી જ રીતે તમે બોલ્યા છો. પરંતુ એ ઉતાવળનું કામ નથી. હું જે પ્રમાણે કહું તે પ્રમાણે કામ કરો. કાલ રોજે હું રાણીઓના તંબુએ ભિક્ષાને માટે જઇ, ત્યાં એક રાત રહ્યો હતો. તેટલામાં હુસનઅલીના બે નોકરોની વાતચિત સાંભળી મારું શરીર રોમાંચિત થયું. હવે મને બીજી કોઇ વાત પૂછશો નહીં. બેતાઇ ગામની દક્ષિણે એક ઉપવન છે, ત્યાં આવતી કાલે સાયંકાળ થતાં પહેલાં ઘોડાપર બેસી હથીઆર સાથે તમે થોડી વાર ઉભા રહેશો તો સઘળું જાણશો. કોઇ પણ વાતની ચિંતા કરશો નહીં. તમારા એક ઇસારાથી તમને પુરતી મદદ મળશે. વેશ બદલીને આવજો કે તમને કોઇ ઓળખી શકે નહીં." આટલું કહેતાં જ યોગી નૌકાપરથી કૂદકો મારી ઉતાવળે ચાલ્યો ગયો. અને થોડી વારમાં દૃષ્ટિમર્યાદાથી દૂર થઇ ક્યાં ચાલ્યો ગયો? તે સમરસિંહથી સમજાયું નહીં. યોગી તેની સાથે કદી પણ પ્રપંચ નહીં કરે, એવો સમરસિંહને દૃઢ વિશ્વાસ હતો, તેથી તેની વધારે તપાસ કરવી નકામી જાણી તે પોતાના તંબુએ આવ્યો. તંબુએ આવી સમરસિંહે અધરજીને કહ્યું-"ખાસદારને કહી દે કે, કાલે સાયંકાળે મારે માટે એક તેજદાર ઘોડો તૈયાર કરી રાખે, મારે શિકારે જવું છે."



## પ્રકરણ ૧૭ મું.



### ઇંદ્રજાળ.

મહારાજ રાયોજીએ ભાસ્કર પંડિતના અભિપ્રાય પ્રમાણે આમદેહની રાણી અને રાજકુમારીને, હુસનઅલીની સાથે સ્વદેશ વિદાય કર્યાં. તેમના રક્ષણને માટે પંદર મરાઠા સિપાઇઓ અને વીસ મુસલમાન સ્વારો મહારાજે આપ્યા હતા. પહેલે દિવસે કાર્ટાયા મૂકી, તેઓ કેવળ ૫ કોશ આગળ ગયા. હુસનઅલ્લી ઘોડા ઉપર, રાણી અને રાજકુમારી મ્યાનામાં, તેઓની દાસીઓ રથમાં અને ઉપલા મુસલમાન સ્વારો સિવાય બીજાં માણસો પગે ચાલતાં હતાં. સવારથી માંડીને દિવસના બીજા પહોર સુધી તેઓ ચાલ્યાં. ત્યારપછી કોઇ ગામમાં જઇ ખાવા

પીવાની સામગ્રી કરી; તેઓ તે દિવસ તો ત્યાં જ રહ્યાં. રસ્તામાં હુસનઅલ્લી જે પ્રમાણે કહેતો તે પ્રમાણે સઘળું કામકાજ થતું હતું. જે દિવસે સમરસિહની સાથે, નૌકામાં યોગીનો મેળાપ થયો, તેને બીજે દિવસે સવારે તેઓ મીરપુર મૂકી બપોરે બેતાઇ પહોંચ્યાં. કાટૌયાથી મીરપુર કેવળ ચૌદ કોશ દૂર હતું. ત્યાં પહોંચી તેઓએ સ્નાન ભોજન કર્યું. સ્ત્રીઓને રહેવાને માટે એક તંબુ ઉભો કરવામાં આવ્યો; તેમાં બે ત્રણ ખંડ પાડી એકમાં રાણી અને બીજામાં રાજકુમારી રહ્યાં.

એ દિવસે ભોજન કર્યા પછી, ઇન્દુકુમારી અને હિરણ્યમયી વાતચિત કરતાં પોતાના તંબુમાં બેઠાં છે. રાજકુમારીની વય કેવલ પંદર વર્ષની હતી. તેણે અદ્યાપિ પર્યંત યૌવનપદાર્પણ કર્યું નહતું; તોપણ આજ વયમાં તે યૌવનની અધિષ્ઠાત્રી દેવી હોય એમ જણાતું હતું. તેના ભ્રમરકેશપાશ અત્યારે પીઠ પાછળ અને છાતીના ભાગપર પથરાયેલા હતા; સ્નાન કર્યા પછી તેણે વેણી બાંધી નહતી. તેણે લીલાં રંગની એક રેશમી ઓઢણી પહેરી હતી. તેમાંથી તેનું પ્રફુલ્લિત ગુલાબના ફૂલ જેવું શરીરવર્ણ નિર્ગત થઈ શોભા પામતું હતું. તેના કર્ણમાં બે મૂલ્યવાન લીલાં ડૂલ ઝૂલતાં હતાં. અધરોષ્ઠ તાંબુલ રાગે રંજિત થયા હતા. હાથમાં સુવર્ણ વલય અને કંઠમાં મોતીની માળા સિવાય તેના શરીરપર બીજો કોઇ આભરણ નહતાં, પરંતુ જે સુંદર હોય છે, તેનું સઘળું સુંદર જણાય છે. અલંકાર વિના, છૂટા કેશ મૂકી રાજકુમારી અત્યારે એક સામાન્ય કાષ્ઠ આસને બેઠી છે. પરંતુ તે કેવી સુંદર દેખાય છે? તેનું મુખ જાણે અર્ધ વિકસિત ગુલાબ પુષ્પના જેવું તેજ, રૂપની સાથે કંઇક સંકોચિત છે. તેનું મૃદુ હાસ્ય અહા! કેવું પ્રીતિકર છે. જેનું મુખ એકવાર જોયાથી બીજીવાર જોવાની ઇચ્છા થાય છે. વિધાતાએ આખી સૃષ્ટિનું સૌંદર્ય એકઠું કરી તેમાંથી એને જાણે ઘડી હોય એવો ભાસ થાય છે. રાજકુમારીની સામે ગલીચા ઉપર હિરણ્યમયી બેઠી છે. હિરણ્યમયી પણ રૂપે રાજકુમારી કરતાં ઉતરતી નથી. સહુથી પહેલાં રાજકુમારી બોલી—"હિરણ્ય! મહારાજ રાઘોજી માંદા પડયાં પછી તેઓ હિતાહિત જ્ઞાન શૂન્ય બની ગયા છે. નહીં તો ભાસ્કર પંડિતના કહેવા પ્રમાણે તેઓ સઘળું કામ કેમ કરે?"

હિરણ્ય—"કેમ? ભાસ્કર ઘણો નીચ માણસ છે?"

રાજકુમારી—"નીચ? તે તું જાણતી નથી? એના જેવા નીચ પૃથ્વી પડમાં બીજો કોઇ નહીં હોય. જોને રજિયાબેગમને તેણે કેવા કપટથી આપણી પાસે મોકલી હતી? તે બાબતમાં તેંજ મને સાવધ રહેવા સૂચવ્યું હતું."

હિરણ્ય–"આજ એ વાત તમને કેમ સાંભરી આવી?"

રાજકુમારી–"કેમ નહીં સાંભરે. દુરાચારી મુસલમાનોએ જ અમારી દુર્દશા કરી છે. મહારાજને અવળું સમજાવી એક મુસલમાનના રક્ષણતળે **ભાસ્કરે** અમને મૂક્યાં; એ શું યોગ્ય થયું છે? મહારાજે સ્પષ્ટ રીતે રાણીને કહ્યું હતું કે, **ભાસ્કર** પંડિત જેમ કહેશે તેમ હું કરીશ. શું **ભાસ્કર** એક હિંદુ સરદારને અમારી સાથે મોકલે તેમ ન હતું?"

એ વાત સાંભળી **હિરણ્યમયી** કંઇક હસતાં હસતાં બોલી–"**સમરસિંહને** આપની સાથે મોકલ્યા હોય તો ઠીક થાત."

રાજકન્યાએ કૃત્રિમ ક્રોધ કરી કહ્યું–"**હિરણ્ય**! તારી દરેક વાતમાં મશ્કરી, મેં **શું** ખોટું કહ્યું?"

હિરણ્ય–"તમે કહ્યું તે ખરું છે; પણ મેં ક્યાં મશ્કરી કરી છે? **ભાસ્કર** નીચ છે. તે તમારા કરતાં હું વધારે જાણું છું. પરંતુ **સમરસિંહે** જેવા મહત્વથી આપણી પ્રાણ રક્ષા કરી હતી, તે જોતાં કોઇ પણ કહી શકશે કે, તેના જેવો મહત્, ઉદાર, સ્વાર્થશૂન્ય અને સરલ પ્રકૃતિનો માણસ પૃથ્વી પડમાં નહીં હોય, તે જો આપણી સાથે હોત તો, કોઇ પણ વિપદની આશંકા રહેતે નહીં."

**સમરસિંહની** પ્રશંસા સાંભળી ઇન્દુકુમારી અંતરમાં આનંદિત થઇ. પરંતુ પ્રકાશપણે બીજી વાત કહાડી તે બોલી–"વારુ હિરણ્ય! આપણી સાથેનો હુસનઅલી તને કેવો માણસ જણાય છે?"

હિરણ્યે ઉત્તર આપ્યો–"હું અત્યાર સુધીમાં તો કંઇ જાણી શકી નથી"–આવી વાતચિત ચાલે છે, એટલામાં બહારથી નગારાંનો નાદ સંભળાયો. તેની સાથે એક દાસીએ રાજકુમારીની પાસે આવીને કહ્યું." ભર્તૃદારિકે! બહાર કેટલાક બાજીગરો ઉભા છે, તેઓ ઘણી જાતની અંગ કસરત અને ઇંદ્રજાળના તમાસા કરે છે; આપની આજ્ઞા હોય તો, તેઓ પોતાનાં કામનો આરંભ કરે." હિરણ્યમયી ઝડપથી બહાર જઇ આવી રાજકુમારીને કહેવા લાગી–"રાજકુમારી! એમના ખેલો ઘણા ચમત્કારિક છે. આપ આજ્ઞા કરો." ઇન્દુકુમારીએ તે જ વખતે એક દાસી સાથે **હુસનઅલીને** કહાવી મોકલ્યું. દાસીને જોઇ હુસનઅલી બોલ્યો. "રાજકુમારીને કહેજો કે, મેં આગળથી ગોઠવણ કરીને આપને સંદેશો કહેવરાવ્યો હતો." દાસી, એ સાંભળીને ચાલી ગઇ.

તે જ દિવસે બપોરે હુસનઅલ્લી પોતાના તંબુમાં, એક માણસ સાથે વાત કરતો બેઠો છે, જેનું નામ કેશવજી હતું. કેશવજી **ભાસ્કર** પંડિતનો એક અનુચર છે.

કેશવજી:–"સઘળી ગોઠવણ થઇ છે કે?"

હુસનઅલ્લી–"હા; સઘળું તૈયાર છે. મોકલેલા માણસો બતાવેલી જગાએ ગોઠવાઇ ગયાં છે ?"

કેશવજી–"રાણીને એમની સાથે લઇ જવી છે કે ?"

હુસનઅલ્લી–"ના; તે એક રીતે ઠીક જ થયું છે. રાણી ખેલ જોવા જવાની નથી. ફકત રાજકન્યા અને હિરણ્યમયી ગઇ છે. કૃષ્ણદાસ અને તેની સ્ત્રી તો પહેલાંથી જ ઘર તરફ વિદાય થયાં છે."

કેશવજી–"રમત તો મેદાનમાં થશે, ત્યારે આપણાથી કામ કેવી રીતે થશે ?"

હુસનઅલ્લી–"બાજીગર કહે છે કે, હું ઘણી જાતના ચમત્કાર દેખાડીશ. તેમાં વાઘનો શિકાર દેખાડવાં માટે ખુલ્લા મેદાનની જરૂર છે."

કેશવજી–"પણ ત્યાં ઘણા માણસો ભેગાં થશે ત્યારે ?" હુસનઅલ્લી–"ના તેમ થશે નહીં, રાજકન્યા આવે છે તેથી ત્યાં બીજા કોઇને પણ જવા દેવામાં આવશે નહીં. અને એ પ્રપંચને માટે હું પણ ત્યાં જવાનો નથી."

કેશવજી–"અહો ! સેનાપતિનું કેટલું બુદ્ધિબળ છે ? આ વખતે જરૂર રાજકન્યા હાથમાં આવશે."

હુસનઅલ્લી–"તે તો સઘળું પહેલાંથી નક્કી થઇ ગયું છે. સાંજ થતાં પહેલાં ખેલ બંધ કરાવીશું અને ત્યાંથી આવતી વખતે તે જ જંગલને રસ્તે રાજકુમારીને લઇને આવીશું. એ તરફ બીજો કોઇ માણસને જવા દેવામાં આવનાર નથી, આપણાં માણસો પેલા જંગલમાં વાટ જોતાં ઉભાં રહેશે, એટલે કોઇ પણ જાતનો વાંધો નહીં પડે."

કેશવજી–"મોકલેલા માણસો વિશ્વાસુ છેને ? નહીં તો ચોરને ઘેર ચોર પરોણો નહીં થાય."

હુસનઅલ્લી–"ના, તેમ નહીં થાય. તે સઘળા મારા જાણીતા માણસો છે. વળી મારો વિશ્વાસુ માણસ જાતિમખાન પણ તેમની સાથે છે."

ધીરે ધીરે સૂર્યનારાયણે અસ્તાચળ તરફ ગમન કર્યું. સંધ્યાના સમાગમે ચો તરફ અંધકાર છવાઇ ગયો. એટલામાં અચાનક ગામની દક્ષિણે મોટો કોલાહલ સંભળાયો, તે સાંભળી હુસનઅલ્લી કેશવજીને કહેવા લાગ્યો–"જો સાંભળ; આપણું કામ પાર પડયું, હવે તે લોકોની સાથેના સિપાઇઓ ખબર લઇને આવે કે તમે બધા તૈયાર થઇને તપાસનું બહાનું કરી બહાર ચાલ્યા જજો, હું થોડા-માણસોને લઇ રાણીના રક્ષણ માટે અહીં જ રહીશ."

દૂર થતો કોલાહલ હવે ધીરે ધીરે પાસે સંભળાવા લાગ્યો. હુસનઅલ્લી અને કેશવજી તે જોવાને બહાર આવ્યા. બહાર અંધારું ઘણું હોવાથી,

તેઓ બીજું કંઇ જોઇ શકયા નહીં. કેવળ માણસનાં પગલાંનો અવાજ તેમના કાને પડયો. થોડી વાર પછી કેટલાક સિપાઇઓ શ્વાસભેર દોડતા દોડતા તેમનીં પાસે આવ્યા, ત્યારે તેમણે જાણ્યું કે, એ આપણા માણસો છે. હુસનઅલીએ પૂછયું–"કેમ જાતિમખાન! કેવી ખબર છે?

જાતિમખાન શ્વાસ મૂકતો મૂકતો બોલ્યો–"ખબર સારી નથી. ખેલ જોતાં જોતાં સાંજ પડવાથી, રાજકુમારી અને તેની સખીને લઇ અમે બીજે રસ્તે તંબુ તરફ આવતા હતા. રસ્તામાં એક મોટું જંગલ આવે છે, તેમાં થઇને, આ તરફ અવાય છે. અમે એ જંગલમાં થઇને આવતા હતા; એટલામાં અમારા ઉપર બંદુકોની ગોળીઓ છુટવા લાગી અને કેટલાક લુટારાઓએ અમને ચારે તરફથી ઘેરી લઇ મારવા માંડયા. તે જોઇ અમે તો નાઠા અને અમારામાંથી કેટલાંકો ત્યાં જ બેશુદ્ધ થઇને પડયા. લુટારાઓ રાજકન્યાનું હરણ કરવાને માટે તેના મ્યાના પાસે ગયા. આ વખતે અમે પાછળ ફરી જોયું તો મસાલો સળગાવી કેટલાક માણસો તે લુટારાઓ સાથે લડે છે. લુટારાઓની સામે એક જુવાન ઘોડેસ્વાર લડે છે; તે ઘણો શૂરવીર ને જોરાવર છે. તેણે જોતજોતામાં લુટારાઓને મારી હઠાવ્યા. અમે તેની બહાદુરી જોતાં તે જ ઠેકાણે થોડીવાર ઉભા રહ્યા. ત્યારપછી હું આપને ખબર કહેવાને આ તરફ ચાલ્યો આવ્યો. રાજકુમારી વાઘના મ્હોંમાં પડી છે. હવે ઉપાય હોય તો કરો."

જાતિમખાનની આ વાત સાંભળી, હુસનઅલ્લી અને કેશવજી એક બીજાનાં મ્હોડાં જોવા લાગ્યા. ફરી બીજીવાર માણસનાં પગલાંનો અવાજ સંભળાયો. જોતજોતામાં કેટલીક મસાલો સાથે એક મ્યાનો અને કેટલાક હથીઆરબંધ સિપાઇઓ તંબુ આગળ આવી પહોંચ્યા. તે જ વખતે મ્યાનામાંથી રાજકન્યા અને હિરણ્યમયી નિકળી તંબુમાં ચાલી ગયાં. ત્યારપછી બીજા માણસો પોતપોતાને ઠેકાણે ચાલ્યા ગયા.

દોષી માણસનું મન સ્વાભાવિક રીતે બીરુ અને સંદેહયુક્ત હોય છે. આ બનાવ જોઇ હુસનઅલ્લી ઘણો ભયભીત બની ગયો. થોડીવાર સુધી તો દિગ્મૂઢ બનીને હવે શું કરવું? તેનો તે વિચાર કરવા લાગ્યો.



## પ્રકરણ ૧૮ મું.

### દયારામ.

એ જ રાત્રે ઇન્દ્રકુમારી અને હિરણ્યમયીએ, રાણીની પાસે જઇ, તેને આ બનાવથી જાણીતી કરી. હવે શું કરવું? એના વિચારમાં તેઓ

મોડી રાત થતાં સુધી બેસી રહ્યાં. પરંતુ તેઓએ શું નક્કી કર્યું ? તે તેમના સિવાય બીજું કોઇ જાણી શકયું નહીં. બીજે દિવસે સવારે હુસનઅલ્લીએ એક માણસ મારફતે રાણીને અહીંઆંથી ઉપડવાને કહાવ્યું. થોડીવારે એક દાસીએ આવીને તેને કહ્યું,–“એક બે દિવસ રાણી સાહેબનો અહીંઆં જ રહેવાનો વિચાર છે.” આ વાત સાંભળી હુસનઅલ્લી કંઇક ગભરાયો. પરંતુ તેને તો રાણીની આજ્ઞા પ્રમાણે વર્તવાનું હતું એટલે તે આમાં કંઇ બોલી શકયો નહીં. એ જ દિવસે સવારના દશ વાગતાને સુમારે એક ઘોડેસ્વાર રાણીના તંબુ પાસે આવીને ઉભો રહ્યો. આ સ્વાર આમદેહનો કારભારી દયારામ હતો. રાણીએ દયારામને જોઇ, તેના હાથમાં એક પત્ર મૂકી કહ્યું–“તમે આ જ વખતે મહારાજ રાઘોજી પાસે જાઓ અને તેમને નિવેદન કરજો કે, આપની બીજી આજ્ઞા થતાં સુધી અમે આ જ ઠેકાણે રહીશું.” ત્યારપછી રાણીએ દયારામના કાનમાં બીજી કેટલીએક વાતો કહી. તે સાંભળી દયારામ પણ કંઇ બોલ્યા વિના બહાર આવ્યો અને ઘોડાપર બેસી કાટૌયા તરફ ચાલ્યો ગયો. એ દિવસે સાંજે દયારામ કાલિકાપુરની ધર્મશાળામાં જઇ ઉતર્યો; અને સવારે કાટૌયા તરફ જવાનો વિચાર કીધો. જે ઓરડામાં દયારામ સૂતો હતો, તેમાં બરાબર સોઇ નહીં હોવાથી તેને આખી રાત નિદ્રા આવી નહીં. એ જ ઓરડામાં બીજા બે માણસો વાતચિત કરતા હતા. જો કે તેઓ અતિશય ધીમે ધીમે વાતચિત કરતા હતા, તોપણ દયારામથી તેમની વાતચિત સંભળાતી હતી. તેઓ શું વાત કરે છે ? તે જાણવાના હેતુથી દયારામ ધ્યાન દઇને સાંભળવા લાગ્યો. એટલામાં પહેલો માણસ બોલ્યો–“ હુસનઅલ્લી, આની પહેલાં કંઇ જાણી શકયા નહીં ?”

બીજા માણસે ઉત્તર દીધો–“તેમના જાણવામાં હોત તો વળી આમ થાત ?”

પહેલા માણસે પૂછ્યું–“ત્યારે હવે તેઓ કેમ કરશે ?”

બીજો બોલ્યો—“બીજો હુકમ આવતાં સુધી, હવે કંઇ કામ થવાનું નથી. આમદેહ પહોંચતાં પહેલાં, જેમ બને તેમ રાજકુમારીને પકડવામાં આવશે; એ તો નક્કી જ છે. એની અહીં પંચાત કરવાની જરૂર નથી.”

આટલું કહી તેઓ બન્ને જણા નિસ્તબ્ધ રહ્યા. તેમની વાતો સાંભળી દયારામને હૃદયકમ્પ થયો. બીજે દિવસે સૂર્યોદય થતાં પહેલાં, દયારામ કાલિકાપુર મૂકી, છેક સાંજે મરાઠાઓની છાવણીમાં પહોંચ્યો. મહારાજના તંબુએ જઇ, તે સંતુજીના કહેવા પ્રમાણે જરાવાર થોભ્યો. એટલામાં સંતુજીએ મહારાજની આજ્ઞા લઈ તેને તંબુમાં બોલાવ્યો. દયારામે મહારાજની સન્મુખ સાષ્ટાંગ પ્રણામ કર્યા. તેણે જોયું કે, મહારાજ

દારુણ વ્યાધિના દુઃખે, અતિ ક્લેશે દિવસ કહાડે છે. તેમના વદનમંડળની અપૂર્વ કાંતિ પ્રાયઃ વિલુપ્ત થઇ છે. તેઓ અતિ કષ્ટે પલંગપર સૂતા છે. દયારામે મહારાજની પાસે સન્માનપૂર્વક પત્ર મૂક્યો. તે જોઇ મહારાજ અતિ ક્ષીણ સ્વરે બોલ્યા–"તમે કોણ? અને કયાંથી આવો છો?

દયારામ હાથ જોડી બોલ્યો–"હું આમદેહ રાજ્યનો એક સેવક છું અને મારું નામ દયારામ છે. રાણીની આજ્ઞાનુસારે આ પત્ર લઇને આવ્યો છું."

મહારાજે બીજી વાર પહેલાંના જેવા જ ક્ષીણ સ્વરે પૂછ્યું, "તમારા સમાચાર કેવા છે?"

દયારામ વિનયથી બોલ્યો–"સમાચાર શુભ છે. રાણી અને રાજકન્યા ખુશીમાં છે." ત્યારપછી મહારાજે પાસે ઉભેલા એક માણસને પત્ર વાંચવા ઇસારો કર્યો. તે વાંચવા લાગ્યોઃ—

"મહારાજ;

હું આપ રાજશ્રીની કેવળ આજ્ઞાનુવર્ત્તિની છું. મહારાજે ભાસ્કર પંડિતના અભિપ્રાય પ્રમાણે જે કાર્ય કર્યું છે, તેનાપર વિવાદ કરવો એ મને ઉચિત નથી. પરંતુ સઘળી વાત કહ્યા વિના ચાલે તેમ નથી. આમદેહમાં ઘણાં દેવાલયો છે. તેથી એક હિંદુ સરદાર ઉપર આમદેહના કિલ્લાનો રક્ષાભાર મૂકવામાં આવે તો ઘણું યોગ્ય કહેવાશે. જો કે હુસનઅલ્લી વિશ્વાસપાત્ર છે, પરંતુ તેઓ જોઇએ તેવા રણદક્ષ નથી. પત્ર લાવનાર માણસ આમદેહ રાજ્યનો એક વિશ્વાસુ સેવક છે. વિશેષ રક્ષાભાર તેની દ્વારા ચાલશે. આ વખતે એટલી જ પ્રાર્થના છે કે, એક હિંદુ સરદારને કિલ્લાનો રક્ષણભાર અર્પિત થશે તો હું ઘણી જ ખુશી થઇશ. પછી મહારાજની જેવી અભિરુચિ.

આમદેહની રાણી.

પત્ર સાંભળ્યા પછી મહારાજ થોડી વાર મૌન્ય રહી અંતે બોલ્યા–"દયારામ, તમારો શું વિચાર છે?" દયારામ હાથ જોડી બોલ્યો–"મહારાજ! આ વખતે અમે, ચારે તરફથી શત્રુઓના છળ, પ્રપંચ અને દુઃખથી ઘેરાએલા છીએ. તેથી બીજી અનુમતિ પ્રયોજનીય છે. પરમ દિવસે સાંજે રાજકન્યા, પાસેના મેદાનમાં ઇંદ્રજાળના તમાસા જોવા ગયાં હતાં. ત્યાંથી આવતી વખતે કેટલાક મુસલમાન લુટારાઓ તેમને હસ્તગ્રસ્ત કરવાની ઇચ્છાથી તેમના મ્યાનાપર તૂટી પડ્યા. પરંતુ કોઇ દેવી શક્તિદ્વારા રાજકુમારી તેઓથી બચવા પામ્યાં છે. એટલા માટે જ હું પ્રાર્થના કરું છું કે, તેઓના રક્ષણ માટે એક હિંદુ વીર પુરુષની બહુ જરૂર છે. આ દાસની નજરમાં તો એ જ છે કે, સમરસિંહને એ કામ સોંપો તો કંઇ અયોગ્ય કહેવાશે નહીં."

રાયોજી દયારામની વાત સાંભળી ક્રોધે અધીર થઇને બોલ્યો—હુસનઅલ્લી ત્યારે શું ઉંઘતો હતો ? તે દુરાચારીઓને તેણે યથાયોગ્ય શિક્ષા કેમ કરી નહીં ? તે કોઇ પણ રીતે એ કામને લાયક નથી." ત્યારપછી મહારાજે **ભાસ્કર** પંડિત અને **સમરસિંહ**ને બોલાવવા માટે માણસો મોકલ્યાં. **સમરસિંહ** પોતાના તંબુમાં સૂતો હતો. તે કવખતે કેમ ઉંઘે છે, તે વાંચકો જાણે છે. રાજાની આજ્ઞા મળતાં જ ઉપયુક્ત વસ્ત્ર પરિધાન કરી, **સમરસિંહ** મહારાજની પાસે આવી યથાવિહિતરૂપે અભિવંદન કર્યું. થોડી વારે **ભાસ્કર** પણ આવી પહોંચ્યો. તે વખતે મહારાજ, ક્રોધથી, દયારામે કહેલી વાત **ભાસ્કર**ને કહીને છેવટે બોલ્યા—"**હુસનઅલ્લી**ના આવા વ્યવહારે હું તદ્દન અસંતુષ્ટ છું. આ જ વખતે તેને ત્યાંથી પાછા ફરવાની ખબર આપ અને **આમદેહ**ની રાણીઓના રક્ષણ માટે બીજા કોઇ માણસને તૈયાર કર."

**ભાસ્કર**ના મનમાં અત્યંત ભય ઉપજ્યો. પરંતુ તે સાહસથી હાથ જોડી બોલ્યો—"મહારાજ ! **હુસનઅલ્લી** ઘણો વિશ્વાસ પાત્ર છે. એમાં તેનો કાંઇ પણ દોષ જોવામાં આવતો નથી. તેણે રાજકન્યાનાં રક્ષણ માટે યોગ્ય સિપાઇઓ મૂકયા હતા, તે સ્પષ્ટ રીતે જણાય છે. મારા વિચાર પ્રમાણે મુસલમાનોના કુચક્ર ભેદ કરવામાં મુસલમાન જ ઉપયોગી છે." **રાયોજી**એ **ભાસ્કર**ની વાત નહીં સાંભળતાં **સમરસિંહ**ને કહ્યું—"તમે આ રક્ષણ ભાર લેવા ખુશી છો ?"

**સમરસિંહ** અતિ વિનયથી બોલ્યો—"મહારાજની અનુમતિ હશે તો, આ દાસ પ્રાણાર્પણે મહારાજની આજ્ઞા પ્રતિપાલન કરવા તૈયાર છે."

આથી **ભાસ્કર** પંડિતનું મલિન મુખ અધિક મલિન થયું. પછી તેને કોઇ પણ વાત કહેવાનું સાહસ આવ્યું નહીં. મહારાજે **સમરસિંહ**ને પોતાની પાસે બોલાવ્યો. **સમરસિંહ** ઘુંટણીએ પડી, તેમની પાસે બેઠો. **રાયોજી**એ તેની પીઠપર હાથ ફેરવી કહ્યું—"**સમર** ! તું મહારાષ્ટ્રીય સૈનિક છે. એ જાતિ કદી પણ પોતાનાં કૃત્યથી અને સ્વામીની આજ્ઞાથી વિમુખ થતી નથી. તું બાળક છે; પરંતુ તુંને એક સુભાગ્યકર ભાર સોંપવામાં આવ્યો છે. કોઇ પણ વખતે યોગ્ય બંદોબસ્ત રાખ્યા વિના કિલ્લો છોડી તું કંઇ જઇશ નહીં. હું આશા રાખું છું કે, તારાથી આપણું દેશીય અને જાતિગૌરવ સંપૂર્ણ રીતે સંરક્ષિત થશે. તને કેવળ કિલ્લો, રાણી તથા રાજકુમારીના રક્ષણનો ભાર હું સોંપું છું. તેથી બીજા કામમાં ધ્યાન દઇશ નહીં. જો મારી આજ્ઞા પાલનમાં તું શક્તિમાન્ થઇશ તો હું તને વિશેષરૂપે ઉપકારી કરીશ; પરંતુ તેમાં કંઇ ખામી પડી તો હું તને સમૂ-

ચિત દંડ દેતાં ચૂકીશ નહીં. જા, આ જ વખતે મારી આજ્ઞાથી દયારામની સાથે જવા તૈયાર થા.”

મહારાજ શાંત રહ્યા. સમરસિંહ વિનયથી મહારાજનો આદેશ યથારૂપે પાલન કરવા પ્રતિજ્ઞા દૃઢ કરી. પરંતુ ભાસ્કર પંડિત એથી સંપૂર્ણ નારાજ થઈ મનમાં ને મનમાં બળી ઉઠ્યો, પણ ખુલ્લી રીતે કંઈ બોલી શક્યો નહીં. આ જ વખતે પ્રતિહારે આવી મહારાજને નિવેદન કર્યું—“મહારાજ! નવાબ અલિવર્દિખાનનો એક દૂત આવ્યો છે. મહારાજની શી આજ્ઞા છે?” નવાબના દૂતની વાત સાંભળી, રાઘોજી ઘણો વિસ્મિત થયો. ભાસ્કરના મનમાં પણ અનેક પ્રકારના સંદેહ ઉપજવા લાગ્યા. મહારાજે કહ્યું “દૂતને આવવા કહે.”

થોડીવાર પછી સઘળાઓએ વિસ્મયતાથી જોયું તો, અતિ અપૂર્વ પોશાકથી સજ્જ થયેલો એક ઉચ્ચપદનો મુસલમાન સરદાર ત્યાં આવ્યો; અને તેણે યથાવિહિતરૂપે મહારાજને વંદન કર્યું. વળી તેની પાછળ જટાજૂટધારી, શ્વેત શ્મશ્રૂશોભિત, અતિ પ્રશાન્ત મૂર્તિનો એક યોગીવર પોતાના બે હાથ ઉંચા કરી “મહારાજાધિરાજ પ્રબળ પ્રતાપી નાગપુરાધિપતિનો જય થાઓ,” એવો આશીર્વાદ દઈને ઉભો રહ્યો. મહારાજ તથા બીજા સભાસદો આ અપૂર્વ વેશધારી યોગીવરને ઓળખી શક્યા નહીં પરંતુ સમરસિંહે તેને જોતાં જ ઓળખી કહાડ્યો કે, આ જ યોગીવર, તેનો પરમહિતાકાંક્ષી પૂર્વ પરિચિત પરમહંસ છે.

---

## પ્રકરણ ૧૯ મું.

## નવાબ અલિવર્દિખાનનો પત્ર.

અલિવર્દિખાનના દૂતનું નામ કરીમબક્ષખાન હતું. તેની ઉમ્મર આશરે પચ્ચીશ વર્ષની હતી, તેનો વર્ણ અતિશય ઉજ્જ્વલ અને તેજસ્વી હતો. દેહ પણ બલિષ્ઠ, મુખમંડળ પણ સુશોભિત અને ગર્વસૂચક હતું પરંતુ તેનું મુખ જોતાં જ એમ અનુમાન થતું હતું કે, તે કોઈ સાહસિક પુરુષ છે. અને તેથી તેનું ચરિત્ર અતિ નિર્મળ અને પવિત્ર હોવું જોઈએ. કેટલાંક માણસોની આકૃતિ અતિશય કુરૂપ અને અપ્રીતિકર હોય છે; અને તેથી તેમનાં વદનમંડળ ઉપરની જે સ્વાભાવિક કુપ્રવૃત્તિ હોય છે, તે સહેલાઈથી દેખાઈ આવે છે. પરંતુ આનું મુખારવિંદ તેવી રીતનું ન હતું. તેને જોતાં જ સામા માણસના મનમાં શ્રદ્ધા ઉત્પન્ન થાય એમ હતું.

રાઘોજી ઘણીવાર સૂધી કરીમબક્ષને જોઇ રહ્યો. જેમ જેમ ધ્યાન દઇને તેણે જોયું, તેમ તેમ તેને ખાત્રી થવા લાગી કે, આ માણસ કોઇ નીચ હેતુએ તેની પાસે આવ્યો નથી. રાઘોજીએ વિચાર્યું કે, આના જેવા બીજા થોડાક સરદારો અલિવર્દ્દિખાનના સૈન્યમાં હશે તો તેની સાથે યુદ્ધ કરવું સહેલું નથી. આણી તરફ ભાસ્કર પંડિતના મનમાં બીજા જ તુરંગ ઉઠતા હતા. તેણે વિચાર્યું કે, આ, મહારાજની પાસે નહીં આવ્યો હોત તો સારું થાત. તેના મનમાં આવો વિચાર કેમ પેદા થયો? તેનું કારણ તે પોતે જ જાણી શકે એમ છે.

અંતે રાઘોજી બોલ્યો—"દૂત! તમે કયાંથી આવો છો?"

દૂતઃ—"નવાબ અલિવર્દ્દિખાન પાસેથી હું આવું છું."

રાઘોજી—"નવાબ હમણાં કયાં છે?"

દૂત—"પોતાની રાજધાની મુર્શિદાબાદમાં જ છે."

રાઘોજી—"તમારે શું કહેવું છે?"

તે વખતે દૂતે, ઘણી સંભાળથી એક મૂલ્યવાન્ વસ્ત્રની નાની પોટલી બહાર કહાડી, અને તેમાંથી એક પત્ર લઇ, તેણે મહારાજની સન્મુખ મૂકયો. મહારાજે એક માણસને તે પત્ર વાંચવા કહ્યું. પત્રનો મર્મ નીચે પ્રમાણે હતો.

શ્રીમાન્ નાગપુરાધિપતિ,

"હું ધારું છું કે, મારો પત્ર મળતાં જ આપ ઘણા આશ્ચર્યચકિત થશો. કારણ કે, આપણે એક બીજાના શત્રુ હોઇને વખત મળે એકમેકનું અનિષ્ટ કરવા તૈયાર થયા છીએ. આ વખતે મિત્રની પેઠે પત્ર લખવાનો વખત નથી, ત્યારે આપ કહેશો કે, આ પત્ર કેમ લખ્યો? તેના ઉત્તરમાં એટલું જ કહેવાનું છે કે, આજ બે મહિના થયા આપ ભયંકર માંદગીવશ થઇ, દુઃસહ્ય દુઃખ ભોગવો છો. આપની, શાસ્ત્ર સમ્મત જેટલા પ્રકારની ચિકિત્સા છે, તે સઘળાની પરીક્ષા કરવામાં આવી છે પરંતુ હું સાંભળીને ઘણો દુઃખિત થયો છું કે, અદ્યાપિ પર્યંત તેનાથી કાંઇ ફળ નિપજ્યું નથી. વૈદ્ય અને હકીમો પણ આપના રોગનું ઉપશમ કરી શકયા નથી. તેમ બીજાં ઔષધોથી આપ આરોગ્ય થાઓ, એવી સંભવના નથી ત્યારે હું એટલું જ પૂછું છું કે, આપ આ વ્યાધિથી આપનો અમૂલ્ય દેહ પતિત કરશો. જો આ જ વ્યાધિથી કદી આપનું મૃત્યુ નીપજે, તો મારા મનની ઇચ્છા મનમાં જ રહેશે અને તેમ થવાથી હું ઘણો દુઃખિત થઇશ. લોકો કહેશે કે, રાઘોજી અતિ વીરપુરુષ હતો; તેણે પોતાની હયાતીમાં, પોતાના બાહુ બળે, અલિવર્દ્દિખાનના રાજ્યપર ચઢાઈ કરી હતી; તે જો આ રોગથી મૃત્યુ

પામ્યો ન હોત તો, અલિવર્દિખાનનો સંપૂર્ણ રીતે પરાભવ કરતે. મારી અંતર્ ઇચ્છા એ જ છે કે, આપ રોગમુક્ત થયા પછી ન્યાય યુદ્ધદ્વારા આપને પરાસ્ત કરું અને આપની પાસે કહેવડાવું કે, મુસલમાનો ખરા વીરપુરુષો છે અને તેમ થયાથી અમારો પવિત્ર ઇસલામ ધર્મ, જે દુનિયામાં એક ખરો ધર્મ છે, તે આપની પાસે સ્વીકાર કરાવું. એટલા માટે જ મેં આ દૂતની સાથે જે તેજઃપુંજ યોગીવરને આપની પાસે મોકલ્યા છે, તેની ઔષધિ સેવન કરી, આપ રોગમુક્ત થશો. અન્યની વાત સાંભળશો નહીં; યોગીવર અતિ મહત્ છે અને તેમની ઔષધિનો ગુણ અલૌકિક છે. ફરી લખીને વિનવું છું કે, આપ કોઇપણ પ્રકારનો સંદેહ નહીં લાવતાં, પરમહંસની ઔષધિ સેવન કરી, શરીરની સ્વચ્છંદતા અને મનની તૃપ્તિ મેળવવા ભાગ્યશાળી થશો.

નવાબ અલિવર્દિખાન”

પત્ર પૂરો થયા પછી રાયોજી ઘણીવાર સુધી અવાક્ થઇને મનમાં વિચાર કરવા લાગ્યો. તેણે ધાર્યું કે, કેવળ મારું જીવન નષ્ટ કરવાને માટે નવાબ અલિવર્દિખાને આ યુક્તિ રચી છે. મહારાજની પેઠે, સઘળા નિસ્તબ્ધ અને ચિંતાતુર હતા. કેવલ સમરસિંહ જ મનમાં ને મનમાં આનંદ પામતો હતો. તે હવે સમજ્યો કે, આટલે દિવસે મહારાજનો સૌભાગ્ય સૂર્ય ઉદય થયો છે. પરમહંસની ઔષધિથી નિશ્ચય તેઓને આરોગ્ય લાભ થશે. રાયોજીએ વિચાર કરતાં કરતાં બીજીવાર દૂત સામું જોયું; તેની ધારણા એ હતી કે, દૂતના મનમાં કાંઇપણ કપટ હશે તો તેના મુખના ભાવ ઉપરથી, સહેજ પણ જણાશે; પરંતુ તેનાથી સંપૂર્ણ વ્યર્થ મનોરથ થઇ, તેણે ભાસ્કર પંડિત તરફ જોયું. ભાસ્કરની આંતરિક ઇચ્છા એવી નહતી કે, મહારાજ વ્યાધિમુક્ત થાય. એથી તે અવસર મળતાં બોલ્યો—“મહારાજ! મુસલમાનોની ચાતુરી સમજવી ઘણી કઠિન છે. તેમને અસાધ્ય કોઈ વસ્તુ નથી. મારું મન તો કોઇપણ રીતે આ ધૂતારા તપસ્વીની ઔષધિ સેવન કરવાને હા પાડતું નથી. કારણ કે, એથી મોટો અનર્થ થાય એમ છે. અલિવર્દિખાન આપનો પ્રબળ વૈરી છે. તેની ઇચ્છા એ જ છે કે, આપને કોઇપણ રીતે નષ્ટ કરવા. માટે આ દાસના આધીન મત પ્રમાણે, કોઇપણ અજાણ્યા માણસની ઔષધિ કરવી મહારાજને ઉચિત નથી.”

મહારાજ મોટી વિપત્તિમાં પડ્યા. એક તો તેના મનમાં મોટો સંદેહ ઉપજ્યો હતો, તેમાં ભાસ્કર પંડિતનાં વાક્યે બમણો ઉમેરો થયો. શું કરવું? અને શું કહેવું? તે તેને સમજાયું નહીં. ફરી દયારામ તરફ

તેણે નજર નાંખી. નરપતિની સભામાં એવો નિયમ છે કે, મહારાજના પૂછયા વિના કોઇથી કાંઇ બોલાતું નથી. જો એમ ન હોત તો સમરસિંહ સહેજ વારમાં મહારાજનો સંદેહ ભાંગતે. જ્યારે મહારાજે દયારામ સામું જોયું ત્યારે દયારામ અતિ વિનયથી બોલ્યો, "મહારાજ ! અલિવર્દ્દિખાન જો કે આપનો શત્રુ છે, તોપણ તે છૂપી રીતે આપનું અનિષ્ટ કરે એમ હું ધારતો નથી. કારણ કે, આવી રીતે ખાત્રી આપી તે પ્રપંચથી શત્રુપર હાથ કરે એવો માણસ નથી. માટે પરમહંસની ઔષધિ સેવન કરવામાં મહારાજને કોઇ પણ જાતની હાનિ થવાની નથી. અલિવર્દ્દિખાન મહારાજનો વેરી છે, પરંતુ આ યોગીવર તેમ નહીં હોય. એમને પૂછવાથી મહારાજ સઘળું જાણી શકશે."

દયારામની વાત સાંભળી ભાસ્કરને ક્રોધ ચઢ્યો. તેને કેવળ એ જ ભય હતો કે, જો પરમહંસની ઔષધિ સેવન કરી મહારાજ વ્યાધિમુક્ત થશે તો મારું ધાર્યું ધૂળ મળી જશે. મહારાજે ફરી ભાસ્કરને પૂછ્યું, "કેમ દયારામનું કહેવું યોગ્ય છે કે નહીં ?"

ભાસ્કર બોલ્યો-"મહારાજ! એમનું કહેવું યોગ્ય નથી. કારણ કે, "યોગીવર મુસલમાનોનો માણસ હોવાથી તેના ઔષધનું શું પ્રમાણ છે? મને તો સમજાય છે કે, આ પરમહંસ ધૂતારો છે. મુસલમાનોએ આપેલી લાલચે લલચાઇ, તે મહારાજને છળવા આવ્યો છે. તેનો કોઇ પણ રીતે વિશ્વાસ કરાય એમ નથી."

ભાસ્કરનાં વાક્યો પરમહંસને વિષવત્ લાગ્યાં; પરંતુ તે શાન્ત રહ્યા. મહારાજના પૂછયા વિના કાંઇ પણ કહેવું નહીં, એવી તેણે પ્રતિજ્ઞા કરી હતી. થોડી વાર પછી મહારાજે પરમહંસ તરફ જોઇને કહ્યું-યોગીવર! આપ ક્યાંથી આ દેશમાં આવ્યા છો? ચિકિત્સાશાસ્ત્રની આપે કેવી રીતે યોગ્યતા પ્રાપ્ત કરી છે? મારી પાસે નહીં આવતાં પહેલાં નવાબની પાસે કેમ ગયા ?"

પરમહંસે, નિડરતાથી બોલવાનો આરંભ કર્યો-"મહારાજ! અમે તપસ્વી લોકો, છળ, કપટ આદિ નીચ કર્મોને ધિક્કારીએ છીએ. મનમાં કંઇ અને બહાર કંઇ, એવો ધૂર્ત વ્યવહાર અમે જાણતા નથી. મ્હેં ઘણા દેશ ફરી, અનેક પ્રકારના રોગોની અત્યુત્તમ ઔષધિઓ સંગ્રહ કરી છે. મારી ઔષધિ એક વાર સેવન કરવાથી અવશ્ય તેનો મર્મ સમજાશે. મહારાજ જેવા ભુવન વિખ્યાત નરપતિનું મંત્રિત્વ કરી, ભાસ્કર પંડિતે, મને વિના કારણે કુવચનો કહ્યાં છે, તે મારા હૃદયમાં સાલે છે. પરંતુ મહારાજ! હું શઠ તેમ જ ધૂતારો નથી. ઔષધ સેવન કરતાં સુધી હું આપના જ અધિકારમાં રહીશ. ઇચ્છા હોય તો પછી મને પ્રાણદંડ

દેજો. પહેલાં મહારાજની પાસે નહીં આવતાં હું નવાબ અલિવર્દિખાનની પાસે ગયો, તેનું કારણ એ જ છે કે, જો હું એકલો આવ્યો હોત તો, અત્યાર પહેલાં મને ક્યારનોએ બહાર કહાડયો હોત."

પરમહંસનાં વાક્યો રાઘોજીને યથાર્થ લાગ્યાં. તે વારંવાર તેનું મ્હોંડું જોવા લાગ્યો. પરંતુ તેથી કંઇ અંતરમાં પાપ છે, એવું રાઘોજીને જણાયું નહીં. અત્યાર સુધી શું કરવું? પરમહંસની ઔષધિ સેવન કરવી કે નહીં? તે તેનાથી નક્કી થઇ શક્યું ન હતું. તેનું મન સંશયપર ચઢ્યું. જ્યારે એક વખતે પરમહંસની ઔષધિ સેવન કરવાને તેના મને કબુલ કર્યું ત્યારે બીજી જ પળે, તે પાછું ફરી ગયું. ત્યારપછી નવાબના દૂતને સંક્ષેપમાં એક પત્ર લખી આપી ત્યાંથી વિદાય કર્યો.

"શ્રીમાન્ બંગાધિપ !

આપનો પત્ર વાંચી હું ઘણો સંતુષ્ટ થયો છું. જગદીશ્વરની ઇચ્છાથી જો આરોગ્ય લાભ કરીશ તો, હું યુદ્ધ સ્થળે આપની સાથે મળીશ અને આપના પ્રસ્તાવિત વિષયની મીમાંસા કરીશ.

મહારાજા રાઘોજી."

ત્યારપછી યોગીને પ્રણામ કરી, રાઘોજીએ કહ્યું-"આપ હમણાં ગમન કરો. કાલે પ્રાતઃકાલે કૃપા કરીને આવશો તો હું સઘળી વાત કહીશ.

પરમહંસ વિદાય થયા પછી, બીજા સઘળા પોતપોતાને સ્થાને ચાલ્યા ગયા.



## પ્રકરણ ૨૦ મું.

### સ્વપ્નદર્શન.

જ્યારે હુસનઅલ્લીએ જાણ્યું કે, રાણી એક બે દિવસ બેતાઇમાં જ રહેશે; ત્યારે તે મોટા વિચારમાં પડ્યો. તેણે તે જ વખતે કેશવજીને, ભાસ્કર પંડિતને ખબર કરવા કાંટાયા મોકલ્યો. કેશવજી એક નીચમાં નીચ મરાઠો છે. તેને ખુની કહીએ તોપણ અનુચિત કહેવાય નહીં. કેશવજીની વય ત્રીસ વરસની હતી. પરંતુ પૃથ્વીમાં એવું પાપ કર્મ નહીં હોય કે, જે તે નહીં કરી શકે. કેશવજી અને કુલાજી એક જ પંક્તિના માણસો છે. લક્ષ્મીની લાલચે તેઓ સંપૂર્ણ રીતે ભાસ્કર પંડિતને વશ થઇ ગયા છે. કુલાજીને વાંચક પહેલાંથી ઓળખે છે; કેશવજીને હુસનઅલ્લીની મદદમાં ભાસ્કરે મોકલ્યો, ત્યારથી તે વાચકની નજર આગળ

આવ્યો છે. પરંતુ જે કામ માટે **ભાસ્કરે** તેમને નીમ્યા હતા, તે કામ આવી રીતે નિષ્ફળ નીવડવાથી, હુસનઅલ્લીએ, ફુલાજીને કાટોયા વિદાય કર્યો. આ વખતે **ભાસ્કર રાઘોજીની** પાસે હતો. તેથી કેશવજી તેના તંબુએ તેની વાટ જોતો ઉભો રહ્યો. થોડી વારે **ભાસ્કર** પંડિત પોતાના તંબુએ આવ્યો; કેશવજીને જોતાં જ તે બોલી ઉઠ્યો—"હું ધારું છું કે, કામ સફળ થયું નથી. આ વખતે ચારે તરફથી ઉંધું વળતું જાય છે. હવે ઉપાય નથી."

કેશવજી—"આપ આટલા બધા કેમ ચિંતાતુર થાઓ છો? કામ આજે સફળ નહીં થાય તો બે દિવસ પછી થશે; અમે આપનો બેઠાં બેઠાં પગાર ખાઇએ છીએ તે શેને માટે?"

**ભાસ્કર**—"તારી આશા ખોટી છે. મહારાજ ઘણા ક્રોધાયમાન થઇ, હુસનઅલ્લીને એ કામપરથી બોલાવી લેવા માણસ મોકલે છે અને મારા કટ્ટા શત્રુ **સમરસિંહને** એ કામની સોંપણ થઇ છે."

કેશવજીઃ—"આપ જો એને માટે જ નિરાશ થતા હો તો, ઘણી નવાઇની વાત છે. **સમરસિંહ** નાદાન છે, તેને મારી હઠાવતાં ઝાઝી વાર લાગે એમ નથી. એનાથી આપનાં બે કામ પાર પડશે. એક તો એ બહાને **સમરસિંહનો** નાશ થશે, અને બીજાું રાજકન્યા તથા તેની અગાધ સંપત્તિ આપના હાથમાં આવશે. મેં આપને પહેલાંથી જ કહ્યું હતું કે, એ કામ આપના શત્રુને સોંપાશે, ત્યારે જ તે ઘણી સહેલાઇથી પાર પડશે."

**ભાસ્કરઃ**—કેવળ એ જ વાત નથી; **સમરસિંહનો** નાશ કરી આપણું કામ પાર પાડવું, એને માટે હજુ ઘણો વખત છે. પરંતુ હમણાં એક નવી પીડા છે; તેને જો દૂર નહીં કરશું તો, આપણી અત્યાર સૂધીની સઘળી મહેનત પાણીમાં જશે. આજે નવાબ **અલિવર્દિખાને** પત્ર સાથે એક **પરમહંસને** મહારાજ પાસે મોકલ્યો છે. તેણે પોતાના પત્રમાં એવું લખ્યું છે કે, આ **પરમહંસની** પાસે એક અલૌકિક ઔષધિ છે. તેથી તે મહારાજને નિશ્ચય આરોગ્ય કરશે. આથી મહારાજનું મન લલચાયું છે. હું ધારું છું કે, તે **પરમહંસની** ઔષધિ સેવન કરશે અને તેમ થાય તો આપણા લાભમાં ઘણી હાનિ પહોંચે. મારી મરજી નથી કે, મહારાજ સારા થાય; તે આ માંદગીમાંથી ઉઠે તો આપણા સઘળા રસ્તા બંધ થઈ જાશે અને એથી ઇન્દુકુમારીની આશા પણ આપણે તજવી પડશે. માટે મારી મરજી એવી છે કે, જેથી **રાઘોજી**, **પરમહંસની**, ઔષધિ સેવન ન કરે અથવા **પરમહંસ** ફરીથી આ છાવણીમાં આવી ન શકે એવો બંદોબસ્ત કરવો જોઇએ."

કેશવજી:—"પરમહંસની ઔષધથી, રાઘોજી આરોગ્ય થશે જ, એવો શું તમે નિશ્ચય કર્યો છે? મને તો પરમહંસ કપટી જણાય છે. આમાં મુસલમાનોનો ગૂઢ તાત્પર્ય સમાયેલો છે."

ભાસ્કર–"હું પણ એમ જ માનું છું; પરંતુ રાઘોજી માનતા નથી તેનું કેમ? હું ધારું છું કે, પરમહંસ કપટી હશે તોપણ તે રાઘોજીને આરોગ્ય કરશે; એના મનમાં શું છે? તે કોઇ પણ રીતે સમજાતું નથી; તે ગમે તેમ હોય, પરંતુ જેથી રાઘોજી એનું ઔષધ સેવન ન કરે, એવો ઉપાય આ વખતે કરવો જોઇએ."

કેશવજી–"રાઘોજી આરોગ્ય થશે તો તેમાં હાનિ શું છે? પરમહંસની ઔષધિ ગુણકારી હશે, તોપણ તેને સંપૂર્ણ રીતે આરોગ્ય થતાં ઓછામાં ઓછા બે મહિના જોઇશે. તેટલા વખતમાં સમરસિંહને મારીને, રાજકન્યાને હાથમાં લેવાય, તોપછી આપને શાની ચિંતા છે? અને એમ થયાથી આમદેહનો રાજભંડાર આપના જ આધકારમાં આવશે. ઇન્દુકુમારી ઘણી સુંદર છે, તેમ આપ ક્યાં સુંદર નથી? તોપણ ઉમ્મર કંઇક વધારે છે; પણ જ્યારે અઢળક લક્ષ્મી હાથ આવશે અને આપ નાગપુરના સિંહાસને બેસશો, ત્યારે એ વાત કોઇ મ્હોંડે પણ લાવવાનું નથી. સઘળા રાજદરબારમાં આવો જ નિયમ છે."

ભાસ્કર–"તું કહે છે તે બધું ખરું છે. પરંતુ જ્યાંસૂધી આ કપટી પરમહંસ અહીંથી દૂર નહીં થાય; ત્યાંસૂધી એમાંનું કંઇ થવાનું નથી."

કેશવજી–"આપે મહારાજને એને માટે કંઇ કહ્યું નહીં?"

ભાસ્કર—"મેં તો ઘણુંએ કહ્યું. પરંતુ કાંઇ વળ્યું નહીં. દયારામે કહ્યું કે, પરમહંસની ઔષધિ સેવન કરવી યોગ્ય છે. તેથી મહારાજ એક રીતે કબૂલ થયા છે. મેં સાંભળ્યું છે કે, એણે નવદ્વીપમાં સમરસિંહનો એક મોટો ઘા રુઝાવ્યો હતો. તેથી જ મને ભય છે કે, એ મહારાજને પણ સારા કરશે જ. વળી સમરસિંહની સાથે એને સ્નેહ છે; તેથી એ બન્ને જણ મળીને આપણું અનિષ્ટ કરશે. સંતુજી જો કે મારા પક્ષમાં છે, તે પણ ધીરે ધીરે એમનામાં ભળી જશે."

કેશવજી–"મીરહબીબ આ વાત જાણે છે કે?"

ભાસ્કર–"ના; મીર સાહેબ ઘણા દિવસ થયા, મારી પાસે આવ્યા નથી. હું ધારું છું કે, તેનાથી એ કામ પાર પડશે ખરું; અમે જો બન્ને જણા મળીને, કાલે પરમહંસ અને નવાબ વિરુદ્ધ તકરાર કરીએ તો, મહારાજનું મન નિશ્ચય ફેરવી શકીએ.

કેશવજી–"પણ મીરહબીબ હાલ મળે ક્યાં? મેં તો સાંભળ્યું છે

કે, મહારાજ આવતી કાલે પરમહંસની ઔષધ સેવન કરવાના છે. ત્યારે આપણી મહેનત સફળ કેવી રીતે થશે?"

**ભાસ્કર**–"કેશવજી! મેં તેને માટે એક ઉપાય શોધી કહાડ્યો છે. તું એ માણસને સાથે લઇને, જળ માર્ગે **મીરહબીબ**ની પાસે જા અને તેમને અહીં બોલાવી લાવ. તેટલા વખતમાં હું ફારશી ભાષામાં એક પત્ર લખી, કોઇ માણસ સાથે મહારાજને મોકલું છું. જાણે **મીર** સાહેબે જ મહારાજને લખ્યું હોય કે, "મને મળ્યા સિવાય, મહારાજ પરમહંસની ઔષધ સેવન કરે નહીં." હું પણ કાલ સવારે મહારાજને કહીશ. પછી પરમ દિવસે તો **મીરહબીબ** અહીં આવી પહોંચશે."

કેશવજી–"એના કરતાં એક સ્વારને મોકલ્યો હોત તો, **મીર** સાહેબ ઘણી જલદીથી અહીં આવી શકતે."

**ભાસ્કર**–"ના, તેમ થાય એમ નથી; તારે જ જવું પડશે. તને નૌકા માર્ગે મોકલવાનું કારણ એટલું જ છે કે, કદાચ **મીરહબીબ** તને સામો મળે. તેઓ ઘણા દિવસ થયા અહીં આવ્યા નથી; તેથી આજ કાલમાં તેઓ આવવા જોઇએ. તું હવે સહેજ પણ વિલંબ કર્યા વિના જવાની તૈયારી કર." કેશવજી બીજું કંઇ બોલ્યા વિના જવાની તૈયારી કરવા લાગ્યો.

વાચક! ચાલો, એકવાર આપણે **રાઘોજી**ના તંબુમાં જઇ આવીએ. સભા વિસર્જન થયા પછી, નિયમિત ભોજન આટોપી **રાઘોજી** **સંતુજી** અને બીજા સેવકોની સાથે પરમહંસના પ્રસંગની વાતો કરવા લાગ્યા. સઘળા સેવકો એકમત થઇ કહેવા લાગ્યા કે, **પરમહંસની** ઔષધથી મહારાજ નિશ્ચય આરોગ્ય લાભ કરશે; તેથી એને માટે તે જેમ જેમ વિચાર કરતો ગયો, તેમ તેમ પરમહંસની સાધુતા તેના મનમાં દઢીભૂત થવા લાગી. તે ઘણીવાર સુધી એક ચિત્તે પરમહંસની પ્રભામય વદન મંડળની અલૌકિક કાંતિનું ધ્યાન ધરવા લાગ્યો. આ વખતે સૂર્યાસ્ત થવાથી જ્યાં ત્યાં અંધકાર પથરાઇ ગયો હતો. નિયમિત રીતે સાયંકાળની ક્રિયા સમાપ્ત કરી, પહેલાંની પેઠે તે દિવસે પણ **રાઘોજી** અંત:પુર વાસિનીઓના વાસભવને નહીં સૂતાં, પોતાના તંબુમાં જ સૂતા. મનના ઉદ્વેગથી તે રાત્રે તેની વેદના અત્યંત વધી ગઇ. રાત્રી જેમ જેમ વધતી ગઇ, તેમ તેમ તેની વ્યાધિ પણ, ભયંકર રૂપ ધારણ કરી, તેને માનસિક અને દૈહિક કષ્ટ દેવા લાગી. ઘણીવાર સુધી બે સેવકોએ સુખડના સુગંધી પંખાવડે તેને પવન નાંખ્યો, પરંતુ કોઇપણ રીતે તેની વેદના ઓછી થઇ નહીં. મસ્તક ઉપર સુગંધી તેલ મર્દન કરી, સર્વ શરીરે

ગુલાબ જળ છાંટનાએ દુઃખ દૂર થયું નહીં. અંતે સેવક વર્ગને સુવાનું કહી, પલંગપરથી ઉઠી પોતે એકલો, નિરાવરણે તંબુ બહાર જઇ શીતળ વાયુ સેવન કરવા માટે આમ તેમ ફરવા લાગ્યો. આવી રીતે મધ્ય રાત્રિ સુધી ફરતાં, કંઇ ક વેદના ઓછી થયા પછી, તે પાછો પોતાના પલંગપર જઇને સુતો; અને તે જ વખતે નિદ્રાવશ થયો.

નિદ્રામાં મહારાજ એક અદ્દ્ભુત સ્વપ્ન જુવેછે. તેને જણાયું કે, તે પોતાની રાજધાની નાગપુરમાં આવીને રહ્યા છે. એક દિવસે પ્રાતઃકાળે તે રાજમહેલ પાસેના દેવ મંદિરમાં જાય છે. મંદિરમાં જઇ તેણે કાલિકાની મૂર્તિને સાષ્ટાંગ પ્રણામ કર્યાં. આ વખતે દેવીની સામે બે દીવા બળતા હતા. પરંતુ ત્યાં કોઈ જન જણાતું ન હતું. એટલામાં અકસ્માત્ મંદિરમાંથી ગંભીર નાદ થવા લાગ્યો. આવો ભયંકર નાદ તેણે કદી પણ સાંભળ્યો ન હતો. તેણે ધાર્યું કે, આ દુંદુભીનાદ થાય છે. પણ ક્યાં થાય છે? તે જોવાની ઇચ્છાથી રાઘોજી ચારે તરફ જોવા લાગ્યો. એટલામાં તેણે જોયું કે, પ્રતિમાની પાછળ, એક બુરખાવાળી સ્ત્રી ઉભી છે. વાદળાંથી છવાયેલા ચંદ્રમાની પેઠે, તે રમણીની વર્ણપ્રભા વસ્ત્રમાંથી પ્રકાશ પામતી હતી. એથી ઘોર રવે ભયભીત થઇ, મહારાજે તે રમણી પાસે જવા માંડયું, પરંતુ જતાં જતાં રસ્તામાં તેને જણાયું કે, તેના કોઇ કેશ પકડે છે. પાછળ ફરી જોયું તો, તેનાથી તે કંપી ઉઠ્યો.—સર્વ શરીર અવશ થઇ ગયું, સ્વેદજળે તેનું સર્વાંગ ભીજાઇ ગયું—એ જ મંદિરની અધિષ્ઠાતા દેવી કાલિકા પોતાના ડાબે હાથે, રાઘોજીના કેશ પકડી, જમણા હાથમાં એક મોટી તરવાર લઇ, તેનું મસ્તક છેદન કરવા તૈયાર થઇ છે. દેવીની બન્ને બાજુએ, વિકટ સ્વરૂપની બે સ્ત્રીઓ, પોતાના હાથમાં બે નર મસ્તક લઇ આનંદે નૃત્ય કરે છે. આવી અણચીંતવી વિપત્તિ જોઇ, રાઘોજીના ચક્ષુમાંથી જળ ધારા વહેવા લાગી. તે હાથ જોડી દુઃખી સ્વરે બોલ્યો— “હે માત! હે જગદીશ્વરી! દાસનો અપરાધ ક્ષમા કરી પ્રાણરક્ષા કરો. હું પ્રતિજ્ઞા કરું છું કે, હવે કદી પણ પાપાચરણે પ્રવૃત્ત થઇશ નહીં.

દેવી આરક્ત નયને, ગંભીર સ્વરે બોલી—“દુરાત્મા! તને હવે ક્ષમા થશે નહીં. તેં આ નિરપરાધી અબળા ઉપર જે અત્યાચાર કર્યો છે, તે જોતાં તને કદીપણ ક્ષમા થઇ શકે એમ નથી. પૃથ્વી હવે વધારે દિવસ તારા જેવા પાપીનો ભાર સહન કરી શકતી નથી.” દેવીનું આવું ઉગ્રસ્વરૂપ જોઇ, રાઘોજીનું મુખકમળ કરમાઇ ગયું. તે જડની પેઠે ઉભો રહ્યો. દેવીના હાથમાંની તરવાર દિવાના અજવાળે વીજળી પેઠે ચમકવા લાગી. દેવીએ પોતાની તીક્ષ્ણ અસિ જેવી રાઘોજીને મારવા ઉગામી, તેવી જ તે બુરખાવાળી સ્ત્રી રુદન કરતાં કરતાં મહા માયાના પગમાં પડી

અને ગદ્‌ગદ્ વચને બોલી–"દેવી! એનો પ્રાણનાશ કરશો નહીં; ક્ષમા કરો. મેં પણ એને ક્ષમા કરી છે." આ જ વખતે તે સ્ત્રીના પાછળથી એક યુવક આવી દેવીને વિનય વચને કહેવા લાગ્યો–"હે દીનજનનિ! એનો વધ કરશો નહીં. એને બદલે હું મારું જીવન અર્પું છું." આ બોલનાર યુવકનું વિશાળ વક્ષસ્થળ, પ્રભાકર જેવું તેનું હાસ્યવિકસિત વદનમંડળ, સરલતા અને ઉદારતાથી પરિપૂર્ણ થયલાં તેનાં નેત્રો જોઇ, દેવીના મનમાં, દયાનો સંચાર થયો. દેવીએ તેજ વખતે હાથમાંની અસિ નીચી નમાવી અને પકડેલા કેશ મૂકી દઇ, તે **રાઘોજી**ને ક્રોધથી કહેવા લાગી–"જો, આવું કર્મ ફરી કરીશ નહીં." **રાઘોજી** મુકત થઇ વારંવાર આતુર નયને તે બુરખાવાળી સ્ત્રીને જોવા લાગ્યો, પરંતુ તેના મ્હોંડા ઉપરના બુરખાને લીધે, **રાઘોજી** તેને સ્પષ્ટ રીતે ઓળખી શક્યો નહીં. તોપણ તે તરુણની મહા સુન્દર કાંતિ છાયાની પેઠે, તેના હૃદયમાં અંકિત થઇ ગઇ. દેવી આગળ પોતાને માટે પ્રાણ દેનાર પેલો વીર યુવક, તેને **સમરસિંહ** જેવો જણાયો. આ સ્વપ્નાવસ્થામાં **રાઘોજી**એ **સમરસિંહ**ની કાંતિ જેવી રૂપવાળી અને પ્રીતિકર જોઇ, તેવી કાંતિ તેણે કદી પણ જોઇ નહતી. તેની મનોહર કાંતિથી મુગ્ધ થઇ, **રાઘોજી** પોતાના બે હાથ પહોળા કરી જેવો તે યુવકને આલિંગન કરવા જાય છે, તેવા જ એક કાળ ભૈરવ જેવા પુરુષે ભયંકર બૂમ પાડી, તે યુવકને **રાઘોજી**ની દૃષ્ટિ આગળથી દૂર કર્યો.

એજ ભયંકર બૂમે નિદ્રા ભંગ થઇ; **રાઘોજી**નું સ્વપ્ન જતું રહ્યું. તે ચમકીને બેઠો; આંખો ચોળીને ઘડીવાર અચેતન ભાવે ચોતરફ જોતાં તેને જણાયું કે, તે કાટોયાની છાવણીમાં પોતાના તંબુમાં સૂતો છે પરંતુ હજુ સૂધી સ્વપ્ન વૃત્તાંત તેના મનમાં જાગ્રત હતો. વાયુથી કંપતા નવપલ્લવની પેઠે, હજુ પણ તેના મનમાં તે બુરખાવાળી સ્ત્રીની રૂપમાધુર્યતા ડોલતી હતી. તે સ્વપ્ના વિષે વિચાર કરતાં કરતાં પલંગપરથી ઉઠ્યો. તે વખતે સવારના છ વાગી ગયા હતા. તેના ઉઠતાં પહેલાં **સમરસિંહ** અને દયારામ તેની આજ્ઞા લેવાને માટે ઘણીવારથી બહાર ઉભા હતા. એ લોકોના આવતાં પહેલાં પ્રાતઃકર્મ આટોપી, મહારાજની ઉઠવાની વાટ જોતો **પરમહંસ** તેનાં તંબુમાં બેઠો છે. **પરમહંસ**ને જોતાં જ મહારાજ **રાઘોજી** પણ દંતધાવન કરી, શુભ્ર પટવસ્ત્ર પહેરી, સિંહાસન-પર બેઠા. તે જ વખતે **પરમહંસે** જમણો હાથ ઉંચો કરી, તેને શુભ આશીર્વાદ દીધો, મહારાજે પણ પ્રણામ કરીને કહ્યું–"આપે એ ઔષધિથી બીજા કોઇને આરોગ્ય કર્યો છે?"

પરમહંસે આંગળીથી સમરસિંહને દેખાડયો. તે જ વખતે સમરસિંહ મહારાજ પાસે આવી, હાથ જોડી બોલ્યો—"યોગીવરની ઔષધિથી જ નવદ્વીપમાં આ દાસના પ્રાણ બચ્યા હતા."

મહારાજે અધીરતાથી કહ્યું—"ત્યારે હવે વિલંબનું પ્રયોજન નથી. ઔષધિ આપો; હું સેવન કરીશ." પરમહંસે પોતાના વસ્ત્રમાંથી એક વીંટી કહાડી કહ્યું—"મહારાજ ! પહેલાં આ વીંટીને જમણા હાથની કનિષ્ઠ આંગળીએ ધારણ કરો." પછી સુવર્ણ પાત્રમાં એક ઔષધિ આપી કહ્યું—"આને સેવન કરો; અને આ બીજા પાત્રમાંની ઔષધિ ઘા ઉપર લેપન કરજો. આ ઔષધિ સેવન કર્યાં પછી આપ અત્યંત નિદ્રા વશ થશો. તેથી તલ માત્ર પણ ભયભીત થશો નહીં. સ્થિર ચિત્તે વિશ્રામ કર્યા વિના ઔષધિનો ગુણ જણાશે નહીં. માટે અહીંથી સઘળાને વિદાય કરી, આપ પરમસુખે નિદ્રા લ્યો. કેવળ એક વિશ્વાસુ સેવકને, શરીર રક્ષાને માટે આપ અહીં રહેવાનું કહો."

રાથોડજીએ પરમહંસના કહેવા પ્રમાણે ઔષધિ સેવન કરી, સંતુષ્ઠ તેની આજ્ઞા પ્રમાણે ત્યાં જ રહ્યો. સમરસિંહ અને દયારામ, યથાવિહિત અભિવંદન કરી, મહારાજની આજ્ઞા લઇ, આમદેહ તરફ ચાલ્યા. પરમહંસ થોડી વાર સુધી ત્યાં જ બેશી રહ્યો. ઔષધિ સેવન કર્યાં પછી, થોડા વખતમાં જ મહારાજ ઘોર નિદ્રાવશ થયા. ચો તરફ નિસ્તબ્ધ થઇ ગયું છે; એટલામાં ઉતાવળે તંબુમાં કોઇ બે માણસો આવતા હોય, એમ સંતુષ્ઠને જણાયું. જોયું તો ભાસ્કર પંડિત અને મીરબક્ષીશ આવે છે. ભાસ્કર ઉચ્ચ સ્વરે વાત કરતો હતો, તેથી સંતુષ્ઠ હાથ જોડી બોલ્યો—"ધીરે ધીરે વાત કરો, મહારાજની આજ્ઞા છે કે, આ વખતે કોઇએ તેમને વિરક્ત કરવા નહીં." ભાસ્કરે પૂછ્યું—"મહારાજ આ સમયે કેમ નિદ્રા લે છે ?" સંતુષ્ઠ સ્થિર ચિત્તે બોલ્યો—"પરમહંસની ઔષધિના ગુણે તેમને નિદ્રા આવી છે." આથી ભાસ્કરે વિસ્મય પામી કહ્યું—"મહારાજે શું ખરેખર, પરમહંસની ઔષધિ સેવન કરી છે ? સર્વ નાશ થયું છે. હું આજ વખતે મહારાજની નિદ્રા ભંગ કરીશ." પરમહંસે હસતાં હસતાં કહ્યું—"મારી સન્મુખ આપ કોઇ પણ રીતે, મહારાજની નિદ્રા ભંગ કરી શકશો નહીં."

ભાસ્કર અતિશય ક્રોધ કરી બોલ્યો—"તમે દુરાત્મા મુસલમાનોના દૂત છો, મહારાજનો પ્રાણ લેવા આવ્યા છો. મને તમારો વિશ્વાસ નથી."

પરમહંસે ગર્વિત પણ મધુર સ્વરે ઉત્તર દીધો—"આપ આ વખતે અહીંથી વિદાય થાઓ. મહારાજની નિદ્રા ભંગ થયા પછી આવજો." સંતુષ્ઠએ પણ બીજીવાર નિદ્રા ભંગ ન થાય" એવો મહારાજનો આ-

દેશ જણાવ્યો. **ભાસ્કર** પંડિત નિરુપાય થઇ, **મીરહબીબ**ની સાથે પોતાના તંબુ તરફ ચાલ્યો ગયો. **મીરહબીબ** આની પહેલાં **મુર્શિદાબાદ**માં હતો. કાટીયાથી **મુર્શિદાબાદ**, બે દિવસનો રસ્તો છે, તો તે કેવી રીતે. **ભાસ્કર** પંડિતની સાથે એક દિવસ આગમચ મહારાજ **રાઘોજી**ની છાવણીમાં આવ્યો? તેનું કારણ વાચકોને આગળ સમજાશે.



## પ્રકરણ ૨૧ મું.

### જગદંબાનો સંદેશો.

કારાગૃહમાં પીડાતી **મોહિની** અને તેની સાથેનો યુવક, બાગનો કોટ કૂદી નહાસી જવાની ઇચ્છાથી બહાર નીકળ્યાં હતાં પરંતુ તેમાં તેઓ નિષ્ફળ નિવડ્યાં; તે આપણે આગળ જોઇ ગયા છીએ. **મોહિની**, જે વખતે ઝાડપર ચડતી હતી, તે વખતે બાગમાં મસાલોનું અજવાળું જણાયું અને તેની સાથે જ માણસોનો કોલાહલ તેને કાને પડ્યો. આથી તે ભયભિત થઇને હવે શી દશા થશે? એ વિચારે તે અસ્થિર થઇને પૃથ્વીપર પડી. આ જ વખતે તેમની તપાસ કરવા નિકળેલાં માણસો ત્યાં આવી પહોંચ્યાં અને બન્નેને પકડ્યાં. **મોહિની** તે જ વખતે મૂચ્છિત થઇને પડી, તે ક્યાંસૂધી અચેતનાવસ્થામાં રહી? તેનું પણ **મોહિની**ને ભાન રહ્યું નહીં. જ્યારે તેને ભાન આવ્યું, ત્યારે તેણે જોયું તો તે એક ખાટલામાં સૂતી છે. અત્યારે **મોહિની** જે ઓરડામાં સૂતી હતી, તે ઓરડામાં અતિશય અંધારું હતું. તે વખતે રાત હતી કે દિવસ હતો? તે પણ તેને સમજાયું નહીં. થોડીવાર પછી તે પોતાનું ભાન ભૂલી અનેક વિચાર કરવા લાગી. રાતનો બનાવ સાંભળી આવતાં, તેના દુઃખનો પાર રહ્યો નહીં. પહેલાં તો તેણે વિચાર્યું કે, તેની સાથેના યુવકનું શું થયું હશે? તે પણ મારી પેઠે બીજીવાર બંધીવાન્ થયો છે? કે આ પિશાચપુરીમાંથી નહાસી છૂટ્યો છે? તે કોણ હશે? શા માટે તેને અહીં કેદ કરવામાં આવ્યો છે? **મોહિની** સૂતાં સૂતાં તે યુવકની મનમોહન મૂર્ત્તિનું વારંવાર ધ્યાન ધરવા લાગી. વળી તેને બીજો વિચાર એ થયો કે, તે અત્યારે ક્યાં હશે? આ યમપુરી કરતાં પણ વધારે કુસ્થાન નથી? આ ઓરડામાં આટલું બધું અંધારું કેમ? આ દુઃખમાંથી હવે બચવાનો શું કોઇ ઉપાય નથી? આ સઘળાં પ્રશ્નોનો ઉત્તર તેને કોણ આપી શકે એમ હતું?

મોહિની વારંવાર આ વાતનો વિચાર કરવા લાગી. પરન્તુ કોઇ પણ રીતે તેના મનનું સમાધાન થયું નહીં. પોતે ક્યાં અને કેવી અવસ્થામાં છે? તે જાણવાને માટે તે ખાટલામાંથી ઉઠી, ઓરડાનાં બારી બારણાં તપાસવા લાગી. ઘણીવાર તપાસ કર્યા પછી તેણે જાણ્યું કે, આ ઓરડાને ફક્ત બે બારીઓ તથા એક બારણું છે. પરંતુ તે મજબૂત રીતે બંધ કરેલો છે. બન્ને બારીઓએ અને બારણાંએ, મોટા મોટા લીલા પડદા એવી રીતે જડી દીધા છે કે, કોઇ ઠેકાણે એક છિદ્ર સરખું પણ જણાતું નથી. આવું દુષ્ટ અને ચાતુરીનું કામ જોઇ, બીજી સ્ત્રી છળી મરે; પરંતુ મોહિની મોટી હિમ્મતવાન્ હતી. તેણે આ સઘળું ગણકાર્યું નહીં. ઘણીવાર સુધી આમતેમ ફરી તેણે જાણ્યું કે, હવે રાત પૂરી થઇ છેઃ ખરેખર, જેનું મન સ્વાભાવિક રીતે નિર્ભય હોય છે, તે કદી સંકટમાં પડે છે, તોપણ તેનું સાહસ વૃદ્ધિ પામે છે. મોહિની આ દુઃખમાંથી છૂટવાને માટે ફરી ઉપાય શોધવા લાગી. તેણે ઓરડાની બારીઓ ઉઘાડવાને માટે ઘણી મહેનત કરી, પણ અંતે તેમાં નિષ્ફળ નીવડી. પાછી નિરાશ થઇને તે ખાટલામાં પડી. થોડીવાર પછી માણસનાં પગલાંનો અવાજ તેનાં કાને પડયો. ધીરે ધીરે તે અવાજ પાસે સંભળાવા લાગ્યો. તેથી ખાટલામાંથી ઉઠી, તેણે તપાસ કરી તો જણાયું કે, તેના ઓરડા તરફ કોઇ સ્ત્રી આવે છે. મોહિનીના મનમાં કંઇક આશા ઉદય પામી. થોડી વાર પછી ઓરડાનું બારણું ઉઘાડી જગદંબા અંદર આવી. મોહિનીએ આનંદથી તેને પાસે બોલાવીને પૂછ્યું—"જગદંબા! તું ખરું કહે, હું કયાં છું?"

જગદંબા—"તમે આ જ મેહેલના એક ઓરડામાં છો. ગઇ કાલે તમારે અહીંથી નાસી છૂટવાનો સારો અવસર હતો. કેમ કે મીરહબીબ અહીં હતો નહીં. પરંતુ દુર્ભાગ્યે તમે એક તરફ નાઠાં અને બીજી તરફ મીરહબીબ પણ આવી પહોંચ્યો. તે આવતાં જ તમને મળવાને માટે તમારા ઓરડામાં આવ્યો. પરંતુ ઓરડામાં તમને નહીં જોયાથી, તરત જ બે ચાર સીપાઇઓને કેટલીક મસાલો સાથે તમારી તપાસ કરવા મોકલ્યા. સીપાઇઓને તથા બીજા નોકરોને મીરસાહેબે ઘણા ધમકાવ્યાથી, તેઓ તેની બીકેક તમારી તપાસ કરવાને માટે નીકળી પડ્યા. ઘણીવાર પછી એક સીપાઇએ દૂરથી, તમને ઝાડપર ચડેલાં જોઇ, સઘળાને ચેતાવ્યા. પછી શું પૂછવું? તેઓ બધા હરખથી ફુલાઇને, તમને ઝાડ આગળથી પકડ્યાં. તેથી મીરસાહેબે તમને આવા અંધારા ઓરડામાં કેદ કર્યા છે."

મોહિની—"મારી સાથે એક યુવકને પકડવામાં આવ્યો છે, તેનું શું થયું? તે તું જાણે છે?"

જગદંબા—"તેની દશા તો તમારા કરતાંએ ઘણી ખરાબ થઇ ગઇ છે. તે જ દિવસથી તેના હાથપગમાં બેડીઓ ઠોકી, તેને ન દેવાય તેવું દુઃખ દેવામાં આવે છે.

મોહિની—"તેને તું શું ઓળખે છે?"

જગદંબા—"ના, બરાબર નહીં. પણ મેં સાંભળ્યું છે કે, તે આ દેશનો નથી."

મોહિની બીજી કોઇ વાત તેને પૂછી શકી નહીં. યુવકનાં દારુણ દુઃખની વાત સાંભળી, તેનું કોમળ હૃદય દયાથી પીગળી ગયું. થોડીવાર પછી એક બ્રાહ્મણ આવી, નિયમિત આહાર અને પાણીનું વાસણ મૂકી ચાલતો થયો. મોહિનીએ કિંચિત્ આહાર કરી, ક્ષુધા શાંત કર્યાં પછી જગદંબા પણ ઓરડાનાં બારણાં બંધ કરી ત્યાંથી ચાલી ગઇ.

મોહિની ફરી એકલી બેઠી બેઠી, પોતાની ભવિષ્યવત્ ભાવના વિચારવા લાગી. હવે ક્યાંસૂધી આવી દુઃખી સ્થિતિમાં તેને આ પિશાચપૂરીમાં રહેવું પડશે? આ સ્થિતિનું પરિણામ કેવું આવશે? મીરહબીબનો દુષ્ટ વિચાર, મોહિની સારી રીતે જાણતી હતી. પરંતુ મોહિનીને તેને માટે ભય ન હતો. તે રાત દિવસ ઘણી હોશિયારીથી રહેતી હતી. બહાર સહેજ પણ ખડખડાટ થતો, તો મોહિની તે જ વખતે ટટાર થઇને બેસતી હતી. ધીરે ધીરે એક બે દિવસ કરતાં આવી રીતે છ સાત દિવસ વહી ગયા. તેમાં દિવસમાં બે વાર જગદંબા આવી જતી હતી. અને પેલો બ્રાહ્મણ આહાર આપી જતો હતો. આ બે માણસ સિવાય, મોહિની બીજા કોઇને જોઇ શકતી ન હતી. કારણ કે સ્થાભાવિક ક્રિયાને માટે પણ બહાર જવાની જરૂર પડે તેમ ન હતું. એ જ ઓરડાના એક ખુણામાં તેનું સ્થાન નિર્માણ કરેલું હતું. આ છ સાત દિવસમાં મીરહબીબ એક દિવસ પણ અહીં આવ્યો નથી. પરંતુ તે હવે આવશે, એમ મોહિની સારી રીતે જાણતી હતી. એક દિવસે બપોરે મોહિની ખાટલામાં વિચાર કરતી પડી છે, તે વખતે ઓરડાનું બારણું ઉઘાડી, જગદંબા અંદર આવી. મોહિની જગદંબાને જોઇ સહેજ વિસ્મિત થઇ બોલી—"કેમ, જગદંબા! આ તારો આવવાનો વખત નથી. આજે કેમ આમ છાનુંમાનું આવવું પડયું?

જગદંબાએ કહ્યું—"એક છૂપી વાત તમને કહેવા આવી છું.

મોહિનીએ આતુરતાથી પૂછ્યું—"શી વાત?"

જગદંબા—"આજ સવારે હું અહીંથી મારે ઘેર જતી હતી, તે વખતે રસ્તામાં કેટલીએક સ્ત્રીઓએ મારી પાસે આવી મને પૂછ્યું; "તમે દર રોજ આ મહેલમાં કેમ જાઓ છો?" તેથી હું સહેજ ગુસ્સે થઇને બોલી—"તેનું તમારે શું કામ છે?" ત્યારે તેમાંથી એક સ્ત્રી બોલી—

"બ્હેન! ગુસ્સે શું થાય છે? અમે સાંભળ્યું છે કે, આ મહેલ મીર સાહેબનો વિલાસ ભુવન છે; અહીં તેમનો પરિવાર રહેતો નથી. ત્યારે તમે કેમ જાઓ છો? શું આ મહેલમાં બીજી કોઇ સ્ત્રી છે?" હું તો તેનો કંઇ પણ જવાબ આપ્યા વિના ચાલી જતી હતી, પણ તે લોકોએ મારો કેડો મૂકયો નહીં. તેઓને મારી સાથે આવતાં જોઇ મેં પૂછયું-"તમે મારી સાથે કયાં આવો છો?" ત્યારે તેમાંથી એક જણી આવી મને ધીરેથી પૂછવા લાગી-"આ મહેલમાં એક જુવાન સ્ત્રીને કેદ કરી છે, એ વાત શું ખરી છે?" તેની વાત સાંભળી, મેં તમારી પાસે જે પ્રતિજ્ઞા કરી હતી, તે મને સાંભરી આવી. તેથી મેં ધીરે ધીરે તેમને કહ્યું "હા, કોઇ કુલીન સ્ત્રીને આ મહેલમાં કેદ કરેલી છે." મારી વાત સાંભળી, તેઓ ઉદાસ બનીને ચાલી ગઇ. આ ઉપરથી હું ધારું છું કે, કોઇ જલદીથી તમારો છૂટકો કરશે."

જગદંબા ચૂપ રહ્યા પછી, મોહિની દીર્ઘ નિઃશ્વાસ મૂકી બોલી— જગદંબા! સ્ત્રીઓ મારો બચાવ કરશે અને હું અહીંથી છૂટીશ; એ વાત શું માનવા જેવી છે? પરંતુ એ સ્ત્રીઓ મારા પિતાને ખબર કરે તો, તેઓ કદી ઉપાય કરે ખરા; પરંતુ તેમની આશા પણ નિરાશા જેવી છે. તેઓ મારી વાત જાણે તો પણ અહીં કંઇ વળે એમ નથી. કારણ કે, મીરહબીબના મહેલમાં મારા જેવી અનેક અબળાઓ, બંધીખાનામાં સડે છે. જગદંબા! તેં જો મારુ નામ તે સ્ત્રીઓને કહ્યું હોત તો સારું થાત. ચાલો, જે થયું તે ઠીક જ થયું છે. મારાં દુઃખે તું દાઝે છે એ વાત જાણીને જ મને અપાર આનંદ થાય છે. તારો બદલો વાળવા જેવું હાલ તો મારી પાસે કંઇ નથી, પરંતુ મારા ગળામાં આ એક મોતીનો હાર પડયો છે, તે હું તને ઇનામમાં આપું છું." મોહિનીએ ગળામાંથી હાર કહાડી જગદંબાને આપ્યો, તે લઇ જગદંબા તેને આશીર્વાદ દેતી, ત્યાંથી ચાલી ગઇ.



## પ્રકરણ ૨૨ મું.



## મુક્તિ.

જગદંબાના ગયા પછી થોડીવારમાં દિવસ પૂરો થયો. જે બ્રાહ્મણ દરરોજ મોહિની માટે ખાવાનું મૂકી જતો હતો, તે થોડીવાર પછી આવી ઓરડામાં દીવો સળગાવી ગયો. જતી વખતે તેને મોહિનીએ પૂછયું; "કેટલા વાગ્યા?" બ્રાહ્મણ, "નવ"નો ઉત્તર દઇ, ઓરડાનાં બારણાં બંધ

ફરી ચાલતો થયો. આ વખતે ચોતરફ નિસ્તબ્ધ હતું. મોહિની ખાટલામાં સૂતી સૂતી જગદંબાની વાતપર વિચાર કરવા લાગી. તે જ વખતે કોઇ ઓરડાનું બારણું ઉઘાડે છે, એવો શબ્દ મોહિનીને કાને પડયો. તે ચમકીને ખાટલામાંથી ઉઠી અને આજુ બાજુ જોવા લાગી. પરંતુ તેના જોવામાં કંઇ પણ આવ્યું નહીં. થોડીવાર પછી પાછો, માણસનાં પગલાંનો ધીમો અવાજ તેને સંભળાયો. મોહિની સાવધપણે ઓરડામાં ચારે તરફ જોઇ વળી અને થોડીવાર બારણાં પાસે ઉભી રહી. પરંતુ તેને કંઇ પણ સમજાયું નહીં. ફરી પાછું નિસ્તબ્ધ થઇ ગયું; એટલે મોહિની પાછી ખાટલામાં જઇને સૂતી. એટલામાં ઓરડાની અંદર માણસનો પડછાયો પડયો. તેથી મોહિની વિસ્મિત થઇને ફરી ખાટલામાંથી ઉઠીને જોવા લાગી પરંતુ કંઇ પણ તેના જોવામાં આવ્યું નહીં. ઓરડામાંની સઘળી વસ્તુઓ પહેલાંના જેવી બરાબર છે. બારી બારણાં પણ પહેલાંના જેવાં જ બંધ છે; તો પણ નવાઇ જેવું એ હતું કે, ઓરડામાં જે માણસનો પડછાયો દેખાતો હતો; તે હવે દેખાતો નથી. આથી મોહિની વધારે આશ્ચર્ય પામી મનમાં વિચાર કરવા લાગી-"આ શું પિશાચની લીલા છે કે મારાં ચક્ષુને માત્ર ભ્રમ છે?" પરંતુ તે કંઇ પણ નક્કી કરી શકી નહીં. થોડીવાર પછી, પાછો માણસનો પડછાયો મોહિનીના ખાટલા નીચેથી ઓરડામાં પડયો. તેથી મોહિની હતજ્ઞાન થઇ, વારંવાર તે પડછાયાને જોવા લાગી.

અમે જે વખતની વાત કરીએ છીએ, તે વખતે ઘણા માણસોને ભુત પ્રેતનો ભ્રમ હતો. તેથી મોહિનીએ પણ એવું જ ધાર્યું કે, આ ભૂતની છાયા છે. પરંતુ તે હિમ્મતવાન્ હતી, એટલે તરત જ ખાટલામાંથી ઉઠી ચારે તરફ ફરવા લાગી. ફરતાં ફરતાં ખાટલાની નીચે કોઇ વસ્તુને જોઇ, તે ઘડીવાર પથ્થરની પેઠે, ત્યાં જ ઉભી રહી. હવે શું કરવું? તેના વિચારમાં મોહિની પડી. અંતે હિમ્મતથી ખાટલાની પાસે જવા લાગી. ત્યાં જઇ તેણે તપાસ કરી જોયું તો, ખાટલાની નીચે કોઇ સંતાયું છે. ઓરડાનાં બારી બારણાં બંધ છતાં, ખાટલાની નીચે એક માણસને સંતાયેલો જોઈ, મોહિનીના મનમાં અનેક પ્રકારના સંદેહ ઉપજવા લાગ્યા. તે માણસ કોણ હશે? અને કેવા વિચારથી આવ્યો હશે? તે જાણવાને માટે મોહિની ઘણી આતુરતાથી ખાટલા નીચે સંતાયેલા માણસને પૂછવા લાગી—"તમે કોણ છો? આવી અંધારી રાતે ચોરની પેઠે, અહીં શા માટે સંતાયા છો? તમે ભૂત છો કે માણસ?" તે સંતાયેલા માણસે ધાર્યું કે, હવે ગુપ્ત રહેવું નકામું છે. તેથી તે ખાટલા નીચેથી બહાર નીકળી મોહિની સામે ઉભો રહ્યો. તેને વિષયાંધ જોતાં જ મોહિની કમ્પાયમાન થઇ. મોહિનીએ તેને ઓળખ્યો; હિંસક વાઘની આંખો શિકારને જોતાં,

જેવી રીતે લાલ અને પ્રજ્વલિત થાય છે, તેવી જ રીતે તેની આંખો દેખતી હતી. તે જોઇ મોહિની અત્યંત દુઃખથી બોલી–"મીર સાહેબ! મને આટલું દુઃખ દીધા છતાં પણ તમે તૃપ્ત થયા નહીં. આજે શું સ્વચક્ષુએ મારું દુઃખ જોઇ, તમે અહીં આનંદ મેળવવા આવ્યા છો?"

મીરહબીબે મૃદુસ્વરે કહ્યું–"સુંદરી! હું તને દુઃખ દેવા આવ્યો નથી, પણ સુખી કરવા આવ્યો છું. મારા અતુલ ઐશ્વર્યની તું એક માત્ર અધિકારી થઇ મારા તરફ દયાદૃષ્ટિ કર. કસમખાઇને કહું છું કે, હું અહર્નિશ તારો ગુલામ થઇને રહીશ અને તું કહીશ તે પ્રમાણે વર્તીશ."

એમ કહી મીરહબીબ, મોહિનીના પગમાં પડયો. યવનના સ્પર્શથી, વૃશ્ચિક દંશના જેવી અતિ તીવ્ર જ્વાળાની પેઠે મોહિનીનું સર્વ શરીર ક્રોધાગ્નિથી પ્રજ્વલિત થઇ ગયું. તે આવેશમાં બોલી–"પાપિષ્ઠ! આટલું આટલું દુઃખ દીધા છતાં તને હજુ સંતોષ વળ્યો નહીં? તારા સઘળા ઐશ્વર્યને હું તૃણવત્ તુચ્છ જાણું છું. તું ખરો મુસલમાન નથી, પણ એક નીચ કરતાં પણ તું નીચ છે. નિરાધાર અબળા ઉપર જે જુલમ ગુજારે છે, તેના જીવતરને ધિક્કાર છે, અને તેનું મ્હોડું જોવામાં પણ એક જાતનું પાપ છે; પરંતુ હે દુરાચારી યવન! આ મોહિનીના ખોળીઆમાં જ્યાંસૂધી પ્રાણ છે ત્યાંસૂધી તારી નીચ કામના, તું કોઇ પણ રીતે પૂરી કરવાનું કદી પણ મનમાં ધારીશ નહિ." આટલું કહી મોહિની, આવેશમાં ને આવેશમાં ઓરડામાં ફરવા લાગી. મોહિનીને આવી ગર્વિત અને ક્રોધી જોઇ, મીરહબીબ બોલ્યા વિના ત્યાં જ ઉભો રહ્યો. તે મૂઢના મનમાં અત્યારે કામવાસના પ્રબળ હતી. મોહિનીના ભુવન મોહનરૂપે તેણે પોતાનું ભાન ખોયું હતું; તે સહેજ કંપિત સ્વરે બોલ્યો;–"સુંદરિ! તું જેમ જેમ ના કહેતી જાય છે, તેમ તેમ તને મેળવવા માટે મારું મન અધીરું થાય છે. જો આ પ્રાણ જતાં પણ એક દિવસ તારા જેવી લાવણ્યવતીની સાથે સુખ ભોગવી શકીશ તો, આ જીંદગી હું સફળ થયેલી ગણીશ. એટલા માટે જ હું કહું છું કે, તું મારા હાથમાંથી કોઇ પણ રીતે છટકવા પામનાર નથી. જો રાજી ખુશીથી તાબે નહીં થશે તો, પછી બલાત્કારથી પણ તારા જેવા દેવદુર્લભ નિધિને હું લુંટીશ જ." જે માણસ કદી પણ પોતાના દુર્દમનીય રિપુને દમન કરતાં શીખ્યો નથી, તેણે સ્ત્રીરત્નની સાથે, કેવી પૂજ્ય બુદ્ધિથી વર્તવું જોઇએ? તેનો વિચાર તેને ક્યાંથી હોય? એટલા માટે જ મોહિનીનું અલૌકિક રૂપલાવણ્ય જોઇને, મનમાં પૂજ્ય ભાવનો ઉદય થવાને બદલે મીરહબીબના મનમાં પશુવત્ કામવાસના પ્રબલ થઇ ઉઠી. મોહિની મીરહબીબની વાત પર ધ્યાન નહીં દેતાં, પોતાના સતી-

ત્વના રક્ષણું માટે ઉપાય શોધવા લાગી; તેજ વખતે મીરહબીબે તેનો જમણો હાથ પકડી કહ્યું–"કેમ, હજુ પણ કબૂલ થાય છે કે, તારે મારી સાથે જોર અજમાવવું છે?" મોહિની ચારે દિશા શૂન્ય જોવા લાગી. હવે ઉપાય શું? મોહિની પણ, બૂમ પાડવી નકામી જાણી, પોતાનો હાથ છોડવવા જોર કરવા લાગી. પરંતુ અબળાની દુર્બળતા જોઇને દુષ્ટનું સાહસ ધીરે-ધીરે વૃદ્ધિ પામતું ગયું. પહેલાં એક હાથ પકડયા પછી બીજો હાથ પકડી, મીરહબીબ, મોહિનીને નીચે પાડવા તૈયાર થયો; પરંતુ વિશુદ્ધિના પ્રભાવ આગળ તેનું સાહસ નરમ પડયું. ધીરે ધીરે મોહિની અત્યંત અધીર થઇ ગઇ. તેણે જાણ્યું કે, જોર કરવાથી હવે કંઇ વળશે નહીં. ત્યારે તે જગદીશ્વરને પોતાના સતીત્વનું રક્ષણ કરવાનું સોંપી નિર્ભય રહી. પરંતુ તે જ વખતે તેના મનમાં એક વિચાર આવવાથી, તે બૂમ પાડી બોલી ઉઠી–"જો કોઇ પાસે હોય તો, સતીત્વ અને પ્રાણનષ્ટ કરવા તૈયાર થયેલા આ દુષ્ટના હાથમાંથી, અબળાને બચાવજો." મીરહબીબ, આથી હસતાં હસતાં બોલ્યો–"એ આશા મૂકી દે. આ ઓરડામાંથી તારો એક શબ્દ પણ બહાર જાય એમ નથી."

અંતે મોહિની સમયસૂચકતા વાપરી, મીરહબીબપ્રતિ કટાક્ષપાત કરી અતિ મધુર સ્વરે બોલી–"મીર સાહેબ! મારો હાથ દુઃખે છે. માટે એક વખત મૂકી દો." મીરસાહેબનું મન આથી કંઇક નરમ થયું; તે હસતાં હસતાં બોલ્યો–"ત્યારે સુંદરી! સહૃદય થાઓ." મોહિનીની મોહનશક્તિએ તેનાપર જય કર્યો; તોપણ તેને તો વિપરીત જ થયું. મીરહબીબે જાણ્યું કે, મોહિનીએ અંતે મારું માન રાખ્યું ખરું. ત્યારે તેણે આલિંગન કરવા ધાર્યું; તે ધારણાએ જેવો તે આલિંગન કરવા જાય છે, તેવી જ મોહિનીએ ઉછળીને તેની છાતીમાં એવા જોરથી એક લાત મારી કે, તે પાપી દૂર જઇને પડયો. મોહિની તે વખતે નહાસવાની ચેષ્ટા કરવા લાગી. પરંતુ કયાં નહાસવું? ઓરડાનાં બારી બારણાં તો બંધ છે; ગુપ્ત માર્ગની વાત મોહિની જાણતી ન હતી. મીરહબીબ પણ છંછેડાયેલા વાઘની પેઠે, ફલંગ મારીને પાછળથી મોહિનીની કમ્મર પકડી તેને જમીનપર પાડી, પોતાની નીચ વાસના પૂર્ણ કરવા તત્પર થયો. મોહિનીએ જોયું કે, હવે કોઇ ઉપાય નથી. હમણાં જ તેનું અમૂલ્ય સતીત્વ અને તેની સાથે તેનું જીવન નષ્ટ થશે. જ્યાંસૂધી બને ત્યાંસૂધી બળ કરીને પણ દુષ્ટને હઠાવવો, એ વિચારે મોહિનીએ, તેની સામું પોતાનું બળ અજમાવવા માંડયું; પણ કયાં તે કોમળ બાળા અને કયાં આ ક્રૂર રાક્ષસ. મોહિની થોડીવારમાં હતશ્વાસ થઇ પડી. પોતાની નીચ

કામના પૂરી કરવાને માટે આવો અણધાર્યો અવસર મળેલો જોઇ મીર-હબીબના આનંદનો પાર રહ્યો નહીં.

પરંતુ પરમ કૃપાળુ પરમેશ્વર, કદી પણ સતીની અવગણના કરતો નથી. જે વખતે આ પાપી, નિરાધાર અબળાનું સતીત્વ નષ્ટ કરવાની અણી ઉપર આવ્યો; તે જ વખતે, બહારથી એક પ્રચંડ આઘાતની સાથે ઓરડાનાં બારણાં ઉઘડી ગયાં અને તેમાં આઠ હથીઆરબંધ માણસો દાખલ થયાં. હાથમાં આવેલો શિકાર જતો રહેતાં હિંસક પશુઓ જેવી રીતે વિરક્ત થાય છે, તેવી રીતે મીરહબીબ વિરક્ત થયો. તે આવનાર માણસોમાંથી બે માણસોએ મીરહબીબને દૃઢ રીતે પકડી, તેને મોહિની પાસેથી દૂર લઇ ગયા. પોતાના જ ઘરમાં પારકા માણસથી અપમાન પામવું, એ સઘળાને જ અસહ્ય જેવું છે. મીરહબીબને આવી રીતે પકડ-વાથી તે ગર્જના કરી બોલ્યો—"હરામખોરો! ચોરની પેઠે મારા મહે-લમાં ઘુસીને, વળી મારા ઉપર જ તમે જુલમ ગુજારો છો. પણ હમણાં જ તેનો યોગ્ય બદલો તમને આપું છું." એવું કહી મીરહબીબ જોરથી બૂમો પાડી પોતાના નોકરોને બોલાવવા લાગ્યો પરંતુ તેનો કોઇએ પણ જવાબ દીધો નહીં. તેની મદદે કોઇ પણ આવ્યું નહીં. આથી તે માણસો-માંથી એક જણ હસતાં હસતાં બોલ્યો—"મીરસાહેબ! ચૂપ રહો. અમે તમારા નોકરોને હરાવ્યા વિના અહીં આવ્યા નથી. આટલા દિવસ સુધી તમે તમારી ઇચ્છા પ્રમાણે અનેક અબળાઓ ઉપર અત્યાચાર કરતા આવ્યા છો, તે સઘળાં પાપોનું આજ પ્રાયશ્ચિત્ત કરવાનો વખત છે. જો તમે તમારું ભલું ચહાતા હો તો, અમારા આ પુણ્યના કામમાં આડ આવશો નહીં. છાનામાના બેસીને જોયા કરશો તો, તમને કંઇ ઇજા થશે નહીં; પરંતુ કંઇ ગડબડ કરી તો જીવથી જશો.

પોતાના મહેલમાં પોતે જ કેદ; એ કંઇ જેવી તેવી વાત છે? પરંતુ એને માટે હવે કોઇ ઉપાય નથી, એવું ધારી મીરહબીબ વિનયથી બોલ્યો—"તમે ક્યાંથી આવો છો? અને તમારો શું વિચાર છે? તે તો કહો." તે જ માણસે ઉત્તર દીધો—"અહીં ઓળખાણ આપવાનો વખત નથી; અમે જેને માટે અહીં આવ્યા છીએ તે તમે હમણાં જ જાણશો." મોહિની એક ખુણે ઉભી ઉભી આ સઘળો બનાવ અને તે લોકોની વાતચિત ધ્યાન દઇને સાંભળતી હતી. તે વારંવાર આશ્ચર્યચકિત થઇ પેલા લોકોને જોવા લાગી. પરંતુ તે આઠમાંથી એકને પણ ઓળખી શકી નહીં. તે લોકોમાંથી કોઇને પણ તેણે જોયા ન હતા. આ લોકોને અહીંઆં કોણે મોકલ્યા હશે? મોહિની પુનઃ પુનઃ વિચાર કરવા લાગી. એ લોકો કોણ હશે? શા માટે અહીં આવ્યા હશે? તેઓ ચોર કે લુંટારા તો

નથી; એ તો મોહિનીએ સારી રીતે જાણી લીધું. પછી એક માણસે દોરડાવતી, ખાટલાની સાથે **મીરહબીબ**ને મજબૂત બાંધ્યો. અને તેની સાથે "કંઇ પણ ગડબડ કરી તો ઠાર જ કરીશ." એવો દાબ આપ્યો. **મીરહબીબ** નિરુપાય બની, ખાટલામાં પડયો પડયો બોલ્યો—"તમે માંગશો તે આપીશ; પણ અહીંથી તમે ચાલ્યા જાઓ, નહીં તો એને માટે તમારે ઘણું પસ્તાવું પડશે," પરંતુ **મીરહબીબ**ની વાતપર કોઇએ ધ્યાન દીધું નહીં. ત્યારપછી તે લોકોએ **મોહિની**ને કહ્યું—"બહેન! તમે અમારી સાથે ચાલો. મનમાં કોઇ પણ રીતનો અંદેશો લાવશો નહીં. પરંતુ અમે કોણ છીએ? એ વાત તમે અહીંઆં પૂછશો નહીં." **મોહિની** બોલ્યા ચાલ્યા વિના તેમની પાછળ પાછળ જવા લાગી. થોડેક દૂર ગયા પછી **મોહિની** બોલી—"તમે દયા કરીને આ બહેનનું દુઃખ ભાંગ્યું પણ આ જ પિશાચ-પુરીમાં એક યુવક, અનર્થક કેદમાં પડી દુઃખ ભોગવે છે, તેને પણ સાથે સાથે છોડવો તો ઘણું સારું થાય." આ વાત સાંભળી તે લોકોમાંથી એક જણ બોલી ઉઠયો—"તે કયાં છે?" **મોહિની**એ કહ્યું—"આ જ મહેલમાં છે; પણ કયા ઓરડામાં છે? તે હું જાણતી નથી. ત્યારે તેણે પોતાના ચાર સોબતીઓને કહ્યું—"તમે સઘળા ઓરડાઓમાં તપાસ કરી તેને લઇ આવો. તમારા આવતાં સુધી અમે અહીંઆં જ ઉભા રહીશું."

આ વાત સાંભળી **મીરહબીબ** ગર્જના કરી બોલ્યો—"તમે બીજું ગમે તે કરજો પણ એ કામ કરશો નહીં. તમારા સઘળા ગુન્હા માફ થશે, પણ આ કામ કરશો તો, તમે જ્યાં હશો ત્યાં તમારી તપાસ કરી, હું એનો બદલો લઇશ." તે લોકો **મીરહબીબ**ને તુચ્છકારી કહાડી, યુવકની તપાસ કરવા માટે મહેલમાં ચોતરફ ફરી વળ્યા. થોડીવાર પછી તેમને એક મલિન વદનનો યુવક મળી આવ્યો. તેને લઇ તેઓ ત્યાંથી આનંદની સાથે બહાર નીકળવાની તૈયારી કરવા લાગ્યાં. **મીરહબીબ** બંધીવાન દશામાં કદી ક્રોધથી અને કદી વિનયથી, તેઓને, આ યુવકને નહીં લઇ જવા સમજાવવા લાગ્યો. પરંતુ તેની કોઇ પણ વાતને કાને નહીં ધરતાં તેઓ ચાલ્યા ગયા. ધીરે ધીરે તેમનાં પગલાંનો અવાજ, જ્યારે આવતો બંધ થયો, ત્યારે **મીરહબીબ** પોતાના નોકરોને બૂમો પાડવા લાગ્યો; ઘણી બૂમો પાડી પણ કોઇ આવ્યું નહીં. ઘણીવારે ઓરડામાં કેટલાંક નોકરો શ્વાસભેર દોડતા દોડતા **મીરહબીબ** સામા આવીને ઉભા રહ્યા. તેમને જોઇ, **મીરહબીબ** શરમાઇ ગયો અને એ શરમને લીધે તેનાથી કંઇ બોલાયું પણ નહીં. નોકરો પોતાની આંખે, પોતાના ધણીની આવી દુર્દશા જોઇ અત્યંત ઉદાસ થયા. અંતે તે લોકોએ **મીરહબીબ**ને છોડ્યો.

થોડીવાર પછી મીરહબીબ નરમ થઇને બોલ્યો—"લુંટારાઓ ગયા કે હજુ મહેલમાં છે?"

નોકરોએ કહ્યું—"ના, તેઓ ચાલ્યા ગયા પણ જતી વખતે દરવાન અને બીજા સીપાઇઓને બાંધીને ગયા છે.

મીરહબીબે પૂછ્યું—"તમે કેમ તેમની પાછળ ગયા નહીં?"

નોકરોએ વિનયથી ઉત્તર દીધો—"અમે તેમ કરવા ગયા, પણ તેમના ચાર માણસો હાથમાં તરવાર લઇ ઘણીવાર સૂધી દરવાજામાં ઉભા રહ્યા હતા એટલે અમારી હિંમત ચાલી નહીં. હવે તો લુંટારાઓ ઘણે દૂર નીકળી ગયા છે; તેથી તેમની પાછળ જવું નકામું છે."

મીરહબીબ નિરાશ થઇને બહાર આવ્યો. દરવાન અને બીજા સીપાઇઓને છૂટા કરી તેણે નાવિકને નૌકા તૈયાર કરવાનો હુકમ આપ્યો.

થોડીવારમાં નૌકા તૈયાર થઇ. મીરસાહેબ તેમાં બેશી જેમ બને તેમ જલદી પોતાને કાટોયા પહોંચાડવાને નાવિકને કહ્યું. વાચક વર્ગ, નવાબોની ત્વરિત ગતિની નૌકાની વાતો સાંભળી હશે. મીરહબીબ આ જ નૌકા યોગે, ઘણી થોડીવારમાં ભાસ્કર પંડિતને આવી મળ્યો. ત્યાં આવીને તેણે જે જે કર્યું, તે તે વાંચકોની જાણમાં છે, એટલે ફરી લખવાની અહીં જરૂર નથી.

## પ્રકરણ ૨૩ મું.

### આરોગ્ય લાભ.

મહારાજની પાસેથી આવ્યા પછી, ભાસ્કર પંડિત અને મીરહબીબ તંબુમાં થોડીવાર સૂધી તો બોલ્યા ચાલ્યા વિના બેશી રહ્યા. અંતે ભાસ્કર પંડિત બોલ્યો—"મીર સાહેબ! સઘળું કામ બગડી ગયું; હવે કોઇ ઉપાય નથી." આથી મીરહબીબે ઉદાસ થઇ કહ્યું—"એ સઘળી સમયની બલીહારી છે. જ્યારે દિવસ નઠારા હોય છે ત્યારે કોઇ પણ કામ પાર પડતું નથી. આ તરફ આમ થયું; તેમ બીજી તરફના સમાચાર પણ સારા નથી. સઘળું કામ કથળી ગયું છે." ભાસ્કર પંડિતે અધીરાઇથી પૂછ્યું—"આ વખતે તમારું કેમ છે?" મીરહબીબ બોલ્યો—"નવદ્વીપમાંથી જે સ્ત્રીને કેદ કરી લાવવામાં આવી હતી, તે આટલા દિવસ સૂધી મારા મહેલમાં જ હતી પરંતુ ગઇ રાતે કેટલાક લુટારાઓ બળપૂર્વક તેને લઇ ગયાં છે; વળી" આટલું કહી તે થોડીવાર ચૂપ રહ્યો.

ભાસ્કરઃ—વળી શું? જે હોય તે કહી દ્યો. હું ધારું છું કે, ચારે દિશાએ વિપદ ઉભા થયા છે."

મીરહબીબ—"વળી જે યુવકને આપે કેદી તરીકે રાખવાનું કહ્યું હતું; તેને પણ તે લોકો લઇ ગયા છે."

ભાસ્કર પથ્થરની મૂર્તિ પેઠે, ચેષ્ટારહિત અને અવાક્ થઇ ગયો. તેના મનમાં આ વખતે જે દારુણ વેદના થતી હતી, તે તેના મુખ ઉપરથી સ્પષ્ટ જણાતી હતી. તે હતાશ થઇ ભ્રમિતની પેઠે, મનમાં ને મનમાં કદી હસતો, કદી રડતો અને કદી બબડી ઉઠતો હતો. મીરહબીબ ઘણા કઠણ હૈયાંનો હતો, તેના મનમાં પાપ પુણ્યનો હિસાબ ન હતો; તેને તો એવો જ નિશ્ચય હતો કે, ખંતથી સઘળું કામ પાર પડે છે. તેની ધારણા એવી હતી કે, કોઇ પણ ધારેલું કામ, પાર ઉતારવાને માટે અનેક પ્રકારની લુચ્ચાઇ અને કપટની જાળ પાથરવી પડે છે; તો પણ દરેક વખતે કંઇ શિકાર હાથ આવતો નથી. દશ વાર મહેનત કર્યાથી એક વાર કામ પાર પડે છે. ભાસ્કરને હતાશ જોઇ, તે કંઇક દુઃખી થઇને બોલ્યો—"આવી રીતે નિરાશ કેમ થાઓ છો? જો કે બે ત્રણ વાર આપણે નિષ્ફળ થયા છીએ, તો પણ ખંતથી એની પાછળ મંડયા રહીશું તો જરૂર ધારેલું કામ પાર પડશે જ પડશે.

ભાસ્કરનું ધ્યાન બીજી તરફ હતું, તેથી તેની કોઇ પણ વાત તેણે સાંભળી નહીં. અત્યારે તેને જાણે એવો ભાસ થતો હતો કે, મહારાજની આજ્ઞાથી, કેટલાક સીપાઇઓ, તેને કેદ કરવાને માટે તેના તંબુમાં આવે છે. આ વખતે તેમાંથી કેવી રીતે નહાશી છૂટવું? તેના વિચારમાં તે પડયો હતો. મીરહબીબ ફરી બોલ્યો—"આમ કેમ થઇ ગયા? જરા મારી સાથે વાત તો કરો. જુઓ, એક નવો વિચાર મને સૂઝયો છે, તેથી હું ધારું છું કે, તમારુ કામ પાર પડશે." આવી રીતે અનેક ઉપાય કર્યા પછી ઘણી વારે ભાસ્કરને વાકય સ્ફૂર્ત્તિ થઇ. તે ઉદાસ થઇને બોલ્યો—"મીર સાહેબ! હવે ઉપાય નકામા છે. આ વખતે પ્રાણ રક્ષાનો ઉપાય બતાવો." મીરહબીબે ઉત્તર દીધો—"આવા અધીર ન થાઓ. તમે જે વિચાર કરો છો, તે મનમાંથી કહાડી નાંખો એટલે કેમ કરવું? તે સૂઝ પડે. પહેલાંથી જ વિપદની આશંકા કરવી નકામી છે. જો આ વખતે ખુલ્લી રીતે કામ કરવું પડશે તો તેને માટે પણ હું પાછો હઠીશ નહીં."

ભાસ્કર—"ત્યારે તમે શું કરશો? બોલો."

મીરહબીબ—"સમરસિંહને, આમદેહના કિલ્લાનો તથા રાજકુમારીનો રક્ષાભાર સોંપ્યો છે?"

ભાસ્કર—"હા, તેમાં તમે કેમ ફાવશો? તે જ મોટી અડચણ છે તો."

મીર—"આ જ વખતે કિલ્લાપર હુમલો કરી, હું સઘળું કામ પાર પાડીશ. રાજકુમારીને એક વાર કેદ કરીશું તો પછી કોઇ વાતની બીહીક રહેશે?

**ભાસ્કર**–"એ આશા કરશો નહીં. **સમરસિંહ** ઘણી કાળજીથી કિલ્લાની રક્ષા કરે છે, તેમ કિલ્લો પણ સાધારણ નથી, એ કામ ઘણું અઘરું છે."

**મીરહબીબ**–"આપ **સમરસિંહ**ને માટે ચિન્તા કરશો નહીં; તે કામ બેહેન રુન્નિયાબેગમ કરશે; તે ઘણી ચતુર છે. તેની વાત મેં પહેલાં આપને કહી હતી. આ વખતે તે ખુશીની સાથે આ કામ કરશે."

આ વાત સાંભળી **ભાસ્કર** આનંદ પામી બોલ્યો–"ત્યારે તો ઘણું સારું, હવે વિલંબનું કામ નથી. જલદીથી કામનો આરંભ કરો." ત્યારપછી **ભાસ્કર** પંડિત અને **મીરહબીબે** કેટલીક છૂપી મસલત કરી, એક ઉપાય નક્કી કર્યો. તેનું પરિણામ વાંચક, હમણાં જાણી શકે તેમ નથી. તેઓ આવી રીતે વાતચિત કરતા બેઠા છે, એવામાં પ્રતિહારે આવીને કહ્યું–"દ્વારપર મહારાજનો દૂત ઉભો છે." **ભાસ્કર** ઉઠીને બહાર આવ્યો અને તેને કહ્યું "**સંતુજી**! શી ખબર છે?"

**સંતુજી**એ કહ્યું–"મહારાજ આપને બોલાવે છે."

**ભાસ્કર**–"તું જા; હું આવું છું."

**સંતુજી**ના ગયા પછી થોડીવારે, **ભાસ્કર** અને **મીરહબીબ**, **રાઘોજી** પાસે આવ્યા, તેમણે જોયું તો **રાઘોજી** પલંગપર બેઠા છે; તેનાથી થોડે છેટે **પરમહંસ** ઉભા છે. મહારાજનું મુખ હવે પહેલાંના જેવું નિસ્તેજ નથી, તેમ આંગળી ઉપરના ઘાની વેદના પણ ઓછી થઇ છે. **રાઘોજી**ને ક્યારે પીડા થઇ હતી? તે પણ તેને હવે સમજાતું નથી. એ જોઇ **ભાસ્કર** મનમાં ઘણો ખિન્ન થયો; પરંતુ બહારથી આનંદ દેખાડીને બોલ્યો–"મહારાજના શરીરે પહેલાંના કરતાં કંઇ સારુ છે?"

મહારાજ–"**ભાસ્કર**! આવી ઔષધિ મેં પૃથ્વીમાં કદી જોઇ નથી. આ **પરમહંસ** સામાન્ય માણસ નથી. નિદ્રા ભંગ થયા પછી, ઔષધિના ગુણોથી શરીર કેટલું નિરોગી થયું છે! તે મારાથી કહી શકાય તેમ નથી."

**ભાસ્કર** પંડિત અવાક્.

મહારાજ ફરી બોલ્યા–"પીડા આરોગ્ય થઇ છે ખરી, પરંતુ શરીરમાં પહેલાંના જેવી શક્તિ નથી." એ સાંભળી **પરમહંસ** બોલ્યા–"મહારાજ! તેને માટે ચિન્તા કરશો નહીં. ધીરે ધીરે આપની ક્ષુધા વૃદ્ધિની સાથે, શરીરમાં બળની પણ વૃદ્ધિ થશે, પરંતુ કેટલાક દિવસ સ્થિર ચિત્તે રહેવું પડશે."

મહારાજ બોલ્યા–"**ભાસ્કર**! યુદ્ધની તૈયારી કરી છે કે? નવાબ અલિવર્દિખાન મહત્ પુરુષ છે. પરન્તુ યુદ્ધ વિના અમારો વિવાદ ભાંગે તેમ નથી. એ દુષ્ટાએ રાજા રાઘવચન્દ્ર અને તેની કન્યાપ્રતિ, જે અત્યાચાર કર્યો છે, તેની યથોચિત શાંતિ યુદ્ધ વિના અપાય તેમ નથી."

**ભાસ્કર**–"જેણે મહારાજને મોટી વિપત્તિમાંથી બચાવ્યા છે, તેની સાથે યુદ્ધ નહીં કરીએ તોપણ ચાલે એમ છે. સંધિના પ્રસ્તાવની સાથે, તે દુષ્ટોને યથોચિત શાંતિ આપવાની વાત પણ આવી જશે."

મહારાજ–"યુદ્ધ કર્યા વિના સંધિ થઇ શકશે નહીં, નવાબે મને જીવંતદાન આપ્યું છે, તે માટે હું તેનો આભારી છું; પરન્તુ યુદ્ધ કર્યા વિના નવાબ શું પોતાનો પરાભવ કબુલ કરશે? યુદ્ધ વિના, મુસલમાનો જે હિન્દુ રાજાઓ ઉપર અત્યાચાર કરે છે, તેથી શું તેઓ અટકશે? યુદ્ધ વિના મુસલમાનો પ્રાણાન્તે પણ આપણો હિન્દુ ધર્મ, જે એક પવિત્ર ધર્મ છે; તે વાત કદી પણ કબૂલ કરશે નહીં. વળી વલ્લભજી-રાવ આ પ્રદેશમાં આવ્યો છે, તેને યુદ્ધમાં પરાંગમુખ નહીં કરીશું તો, તે આપણી પાસે મોટો દંડ માગશે; તે આપવા હું ખુશી નથી." આટલું કહી મહારાજ પલંગપરથી ઉઠી બહાર જવા તૈયાર થયા. તે જોઇ **પર-મહંસ** બોલ્યા–"મહારાજ! આપને થોડા દિવસ સ્થિર ભાવે રહેવું ઘણું જરૂરનું છે." **રાઘોજી**એ તે ન સાંભળતાં એક અનુચરને પોતાનો અશ્વ લાવવા કહ્યું. થોડીવારમાં અશ્વપર બેશી છાવણીમાંના સહાયક રાજાઓના મુખ્ય મુખ્ય સેનાપતિઓના અને બીજા સૈન્ય સામંતોના તંબુએ જઇ, **રાઘોજી** તેમને યુદ્ધનો ઉત્સાહ દેવા લાગ્યો. **ભાસ્કર** અને **મીરહબીબ** તેની પાછળ જતા હતા. છાવણીમાંના સઘળા માણસો, મહારાજને પહેલાંના જેવા આરોગ્ય જોઇ, અત્યંત આનંદ પામ્યા. તેઓ મહારાજની માંદગીથી અતિશય ચિન્તાતુર રહેતા હતા; પરંતુ આ વખતે તેઓ ઘણા આનંદથી યુદ્ધની તૈયારીઓ કરવા લાગ્યા. છાવણીમાં પહેલાંનો જેવો આનંદ થઇ રહ્યો. મહારાજ સઘળાઓને ઉત્સાહિત કરી પોતાના તંબુએ પાછા ફર્યા. અશ્વપરથી નીચે ઉતરતાં જ તેઓ બે હાથ જોડી **પરમહંસ**ને કહેવા લાગ્યા–"મહા ભાગ! આપની ઔષધિનો ગુણ ઘણો અલૌકિક છે. આ વ્યાધિમાંથી હું બચીશ એવી મને સહેજ પણ આશા નહતી, પરંતુ આપની ઔષધિના ગુણે જ, આ સુખ મેળવવા હું ભાગ્યશાળી થયો છું. આ વખતે પ્રત્યુપકાર કરવાની મારી અત્યંત અભિલાષા છે. કેવી રીતે આપ સંતુષ્ટ થશો? તે ત્વરાથી કહો."

**ભાસ્કર**ના મર્મસ્થળમાં જાણે કોઇ શલ્ય ભોંકવા લાગ્યું. તે, દુઃખથી અધીર થઇને બોલ્યો–"ત્યારે શું મહારાજે, ખરેખરો આરોગ્ય લાભ કર્યો છે?"

મહારાજનો વિનય જોઇ, **પરમહંસે** પરમ પુલકિત ચિત્તે કહ્યું–"મહા-રાજ! પરોપકાર જ અમારું વ્રત અને ધર્મ છે. અમે નિઃસ્વાર્થપણે અન્યનું હિત સાધન કરીએ છીએ. આને માટે મેં કોઇ પણ પ્રત્યુપકારની અથવા પુરષ્કરની આશા કરી નથી." મહારાજ બોલ્યા–"ભગવન્! આપના જેવા

મહાત્માઓને આવું જ આચરણ ઉપયુક્ત છે, પરંતુ હું પ્રતિજ્ઞા કરું છું કે, આપ જે યાચના કરશો, તે, તે જ વખતે પ્રદાન કરી, આપનું મન સંતુષ્ટ કરવાની હું ચેષ્ટા કરીશ."

પરમહંસે કહ્યું–"આપ નૃપતિ અને વીર પુરુષ છો, આપની કૃપા હશે તો ઘણું છે. વખત આવ્યે હું મારી મનોવાંચ્છા પૂર્ણ કરીશ." ત્યારપછી મહારાજે શયન કરી ભાસ્કર અને મીરહબીબને વિદાય કર્યા. ભાસ્કર જતાં જતાં રસ્તામાં મીરહબીબને ધીરે રહીને કહેવા લાગ્યો—"મીરસાહેબ! ગમે તેમ કરો; પણ કામ સફળ થવાની આશા ઘણી થોડી છે. હું જ્યાં જાઉં છું ત્યાં, આપણી ધારણાનું વિપરીત જ ફળ મળે છે."

મીરહબીબ—"આમ સમજવામાં જ આપની ભૂલ છે. જૂઓ મહારાજ હજુ સૂધી આપનાપર વિશ્વાસ રાખે છે; મારા મહેલમાંથી લુંટારાઓ જે યુવક યુવતીને લઈ ગયા છે, તેની સહેજ પણ ખબર મહારાજને પડી નથી. આપ બે ફીકર રહો."

ભાસ્કર—"મીરસાહેબ! હું તે વાત કરતો નથી. જૂઓ ફુલાજી સંપૂર્ણ રીતે મારા આધીનમાં હતો, તે પણ મારું કામ પડતું નાંખી પોતાને દેશ જતો રહ્યો છે. હજુ સૂધી તેનો શું વિચાર છે? તે સમજાતો નથી. વળી લાલજીની સ્ત્રી પોતાના પુત્રને મારા કટ્ટા શત્રુ સમરસિંહ પાસે મૂકી દેવા વિચારે નાગપુર ગઇ છે? તે પણ મારી ધ્યાનમાં ઉતરતું નથી. એવો બીજો કોઇ માણસ પણ નથી કે એની ખરી બાતમી લાવે.

મીરહબીબ–"ફક્ત એને માટે જ આપ આવા ખોટા વિચાર કરો છો. એ લોકોમાંથી કોઇ આપનું અનિષ્ટ કરે, એમ હું તો જોતો નથી."

ભાસ્કર—"તે ઘણી લંબાણ વાત છે, ચાલો તંબુમાં તમને સમજાવી કહું." આવું કહી બન્ને જણા તંબુમાં પેઠા. ત્યારપછી ભાસ્કર પંડિતે, મીરહબીબના કાનમાં કેટલીક ગુપ્ત વાત કહી. તે સાંભળી મીરહબીબનું સર્વ શરીર કમ્પાયમાન્ થયું. મીરહબીબ બોલ્યો—"એ કામ પાર પાડવાને માટે કોઇ પણ જાતની ન્યૂનતા રાખવી નહીં, પરંતુ લાલજીની સ્ત્રી ફરી તેની પુત્રી સાથે મળી નહીં શકે, એવો બંદોબસ્ત જલદીથી કરવો જોઇએ છીએ." ત્યારપછી બન્ને જણા ઘણી વાર સૂધી, પોતાની દુષ્ટ ધારણા પાર પાડવાને માટે, અનેક વિચારો કરવા લાગ્યા. અંતે મીરહબીબને વિદાય કરતી વખતે, ભાસ્કર બોલ્યો—"મીર સાહેબ! પેલાઓની જરૂર ખંતથી તપાસ કરજો."

---

## પ્રકરણ ૨૪ મું.



### આમદેહનો કિલ્લો.

નવદ્વીપ જીલ્લામાં, મહેરપુરથી અડધા ગાઉને છેટે, દક્ષિણ તરફ આમદેહ ગામ છે. આપણે જે વખતની વાત કરીએ છીએ, તે વખતે ત્યાં રાજા રાઘવચંદ્રસિંહ નામનો એક મુખ્ય જમીનદાર રહેતો હતો. એની પૂર્વ સ્થિતિની વાત, આગળ જણાવવામાં આવી છે; રાજા રાઘવ-ચન્દ્રસિંહના પૂર્વ પુરુષોએ, આમદેહમાં મોટી મહેનતે એક મજબૂત કિલ્લો બંધાવ્યો હતો. હજુ પણ એ કિલ્લાનાં ચિહ્ન કોઇ કોઇ ઠેકાણે ત્યાં જોવામાં આવે છે. એ કિલ્લો કેવી રીતનો મજબૂત અને કુશળ-તાથી બંધાવ્યો હશે ! તે તેનાં ખંડેર ઉપરથી આપણને સારી રીતે સમ-જાય એમ છે. અમે જે વખતની વાત લખીએ છીએ. તે વખતે ભૈરવ નદી, એ કિલ્લાના મુખ આગળથી વેહેતી હતી. એ નદીનો પટ ઘણો મોટો હતો અને એના પરિમળ અને સ્વચ્છ જળની હજુ પણ લોકો પ્રશંસા કરે છે. નદી તીરે કિલ્લાની પાસે મોટા મોટા મહેલો હતા, ત્યાં પ્રાતઃકાળે એક તરફ રાણીઓ અને બીજી તરફ રાજા કિંવા તેનો અમાત્ય વર્ગ બેશી ભૈરવ નદીની અને પ્રકૃતિની અપૂર્વ શોભા નીહાળી ચક્ષુની સાર્થકતા અને મનને આનંદિત કરતા હતા. કિલ્લામાં રાજા રાઘવચન્દ્રસિંહનું વાસ ભવન હતું. એ કિલ્લો અડધા કોશ કરતાં અધિક ચકરાવામાં હતો. રાજાના અંતઃપુરથી થોડે છેટે કિલ્લામાં જ એક મોટું સરોવર હતું. એ સરોવરની ચારે દિશાએ શિવાલયો હતાં. સરો-વરના જળમાં હંસ, સારસ વિગેરે વિવિધ જળપક્ષીઓ, ક્રીડા કરી, મનને આનંદ પમાડતાં હતાં. તેની પાસે જ એક મનોહર બાગ હતો. જેમાં ગુલાબ, મોગરો, જાઇ, જુઇ વિગેરે પુષ્પો વિકસિત થઇને ચોતરફ સુગંધ ફેલાવતાં હતાં. સરોવરથી થોડે દૂર એ કિલ્લાનાં દેવાલયો આવેલાં હતાં. તેમાં કોઇ ઠેકાણે શિવ–પાર્વતી, કોઇ ઠેકાણે ગણપતિ, કોઇ ઠેકાણે શાલિગ્રામ અને કોઇ ઠેકાણે રાધા–કૃષ્ણની મૂર્ત્તિ સ્થાપિત કરી હતી. કિલ્લામાં જવા આવવાના માત્ર બે દરવાજા હતા. તેમાં દક્ષિણ દિશાનો દરવાજો હમ્મેશ બંધ રાખવામાં આવતો હતો. કિલ્લાની ચારે તરફ ઠેક-ઠેકાણે બુરજો હતા. તથા સૈનિક પુરુષો સર્વદા કિલ્લાની રક્ષા કરતા હતા. કિલ્લો એવી મજબૂત બાંધણીનો હતો કે, મોટાં લશ્કર વિના તેમાં પેશવાને કોઇ પણ શક્તિમાન થાય નહીં. તે વખતે જ્યાં ત્યાં મુસલ-

આનોનો અને લુંટારાઓનો જુલમ વધારે હોવાથી, કિલ્લાની જમીન નીચેથી બહાર નીકળવાનો એક ગુપ્ત રસ્તો હતો, કોઇ પણ સંકટમાં આવી પડતાં, એ રસ્તે થઇ કિલ્લાની બહાર ઘણી સેહેલાઇથી નીકળી શકાતું હતું. એ ગુપ્ત રસ્તો રાજા અને અંતઃપુરમાંના એક બે માણસો સિવાય કોઇ જાણતું નહતું. એ સિવાય કિલ્લામાં બે ત્રણ ભોંયરાં હતાં, સંકટ સમયે ત્યાં ભરાઇ રહ્યાથી, બહારનું કોઇ પણ માણસ જાણી નહીં શકે કે, આમાં માણસો છે. વળી કિલ્લાની બહાર એક મોટું મંદિર હતું. જેમાં કરાળ–કાળીની મૂર્ત્તિની સ્થાપના થઇ હતી, રાજાનો આખો પરિવાર કાળિકા દેવીની પૂજા અર્ચા કરવા નિયમિત આવતો હતો. એની સેવામાં વરસ દહાડે ઘણો પૈસો ખરચાતો હતો. એ મંદિરની જોડે પુરોહિતનું ઘર હતું અને તેની પાસેના એક ઘરમાં આપણો કૃષ્ણદાસ પોતાની સ્ત્રી સાથે રહેતો હતો. તે શિવાય આજુબાજુ પહેરેગીરો, અનુચરો અને બીજા કારભારીઓનાં મકાનો આવેલાં હતાં.

હાલ આમદેહ એક નહાનું સરખું ગામ છે. પરંતુ તે વખતે રાજા રાઘવચંદ્રસિંહના યત્નથી તે એક શેહેર જેવું હતું. નગરવાસીઓ કિલ્લાથી થોડે છેટે જ રહેતા હતા. રાજાના કારભારી દયારામનું ઘર શેહેરમાં હતું. શેહેરની બાંધણી પણ ઘણી સુંદર હતી. રસ્તા પણ મોટા અને પોહોળા હતા. એ રાજાના સદ્ગુણે નગરવાસીઓ સુખ ચેનમાં દિવસ ગાળતા હતા. કોઇ પણ નાગરિકને આ સ્થાન મૂકી અન્યત્ર જવાની ઇચ્છા થતી નહતી. સઘળા જનો આ રાજ્યથી પ્રતિપાલિત થતા હતા. એ વંશના રાજાઓને તેમાં વિશેષ કરીને રાજા રાઘવચંદ્રસિંહને શિકારનો ઘણો શોખ હતો. કિલ્લાથી બે કોશને છેટે એક મોટું જંગલ હતું, જેમાં વરુ, વાઘ, રીંછ, ડુક્કર વિગેરે વનપશુઓ રહેતાં હતાં, ત્યાં જઇ રાજા વખતો વખત શિકાર કરી આવતો હતો. સમરસિંહ અને દયારામ, રઘોજી પાસેથી વિદાય થઇ, પહેલાં ચેતાઇ ગયા અને ત્યાં રાણી તથા રાજકુમારીને મળ્યા અને ત્યાંથી બીજે દિવસે તેઓ નિર્વિઘ્ને આમદેહ આવી પહોંચ્યા. રાજા રાઘવચંદ્રસિંહના મૃત્યુની વાત સાંભળી, નગરવાસીઓ અત્યંત શોકાતુર થયાં. બે અઠવાડિયાં સુધી આમદેહમાં કોઇ પણ જાતનો આમોદ, પ્રમોદ કે આનંદનો શબ્દ સરખો પણ સંભળાયો નહીં. રાણી અને રાજકુમારીના આવ્યા પછી, નગરવાસીઓ, પાછા પોતપોતાને કામે લાગ્યા. આજુબાજુથી પ્રજાજનો આવી, રાણી અને રાજકુમારીને આશ્વાસન દેવા લાગ્યા. સમરસિંહના સદ્ગુણે સઘળા ચમત્કૃત થઇ તેના તરફ પૂજ્ય ભાવ બતાવવા લાગ્યા. કિલ્લામાં આવ્યા પછી, રાણી અને રાજકુમારી પોતાની સહચરીઓ સાથે અંતઃપુરમાં વાસ કરવા લાગ્યાં, સમરસિંહ દિવસે દયારામની સાથે રાજ-

કાર્ય કરી, સાયંકાળે અશ્વપર બેશી નગરમાં ફરતો અને રાત્રે કિલ્લાના સિંહદ્વારપર પ્રહેરીનું કામ બજાવતો. આવી રીતે એક મહિનો નિર્વિઘ્નપણે વીતી ગયો.



## પ્રકરણ ૨૫ મું.



### કૃષ્ણદાસ.

કાલિકાના મંદિરને ચારે તરફ કોટ હતો. એ મંદિરમાં બીજા ચાર પાંચ ઓરડાઓ હતા; તેમાં દક્ષિણ તરફના બે ઓરડાઓમાં રાણીઓ આવી દેવીની પૂજા અર્ચા કરી જતી. તે ઠેકાણે કોઇને પણ જવા દેવાનો હુકમ ન હતો. વળી મંદિરની ઉત્તર બાજુએ બીજાં ચાર પાંચ મકાનો હતાં, એ મકાનોને બે ભાગે જૂદાં પાડી, તેની આજુબાજુ કોટ ચણાવવામાં આવ્યો, તેમાંના એક મકાનમાં આ પ્રકરણના મથાળે, જે મહાત્માનું નામ અંકિત થયું છે, તે તેમાં રહેતા હતા. કૃષ્ણદાસને વાંચકો સારી રીતે ઓળખે છે પરન્તુ તેઓ કયા વંશના? ને કઇ જ્ઞાતિના છે? વળી તેઓ શું ધંધો કરે છે? તેમનું ચરિત્ર કેવું છે? તથા તેમની સ્ત્રીનું કેવું રૂપ છે? એ સંબંધી વાંચકો અજાણ છે. કૃષ્ણદાસ બ્રાહ્મણ જાતિનો છે. કોઇ કારણને લીધે એના વંશને એક જાતનો અપવાદ ચોટયો હતો, પરન્તુ એ અપવાદ કંઇ બધાની જ જાણમાં ન હતો. કૃષ્ણદાસ અતિ ઉંચા કુળમાં અવતરેલો હતો. "ગજપતિ વિદ્યાદિગ્ગજ" મહારાજનું નામ વાંચકો જાણતા હશે. કારણ કે દિગ્ગજ મહારાજ જગદ્‌વિખ્યાત છે. જેમનાં રૂપ ગુણનું વર્ણન બંકિમચન્દ્રે પોતાની "દુર્ગેશનંદિની" નામની નવલકથામાં સંપૂર્ણ રીતે કર્યું છે. દિગ્ગજ મહારાજના રૂપ પ્રમાણે, તેમનામાં ગુણ અને વિદ્યા હતી. કૃષ્ણદાસ, દિગ્ગજ મહારાજનો પ્રપૌત્ર થાય છે. એમના વંશમાં એક માણસ ઘણો ઠીંગણો અવતર્યો હતો, જેનો આકાર શુદ્ધ વામન જેવો હતો. વિદ્યા અને બુદ્ધિમાં એના સઘળા પૂર્વજો સમાન જ હતા. દિગ્ગજ મહારાજ જેવા ઠીંગણા હતા, તેવા અમારા કૃષ્ણદાસ પણ બીજા વામન અવતાર હતા, પરન્તુ કૃષ્ણદાસની બુદ્ધિ ઘણી તીક્ષ્ણ હતી. જેનો અનુભવ વાંચકોને સહેજમાં થાય એમ નથી. કૃષ્ણદાસની બાલ્યાવસ્થામાં તેના દાદા વારંવાર ગર્વથી કહેતા હતા કે, "અમારા વંશમાં કૃષ્ણદાસ મહાપુરુષ થશે. તે જરૂર દિગ્ગજ મહારાજનું નામ રાખશે." કૃષ્ણદાસે ન્યાયશાસ્ત્રનો અભ્યાસ કર્યો હતો, પણ દુર્ભાગ્યે તેને કંઇ યાદ રહેતું નહતું. કુમાર જગતસિંહ, તિલોત્તમાનું

પાણિગ્રહણ કરી જ્યારે પરિવાર સાથે અંબર ગયો, ત્યારે વિદ્યાદિગ્ગજ મહારાજ પણ તેમની સાથે હતા.

એક દિવસે જગતસિંહે તેમને હસતાં હસતાં કહ્યું-"દિગ્ગજ મહારાજ! તમે તો કુરાન પઢીને મુલ્લાં થયા છો." એથી દિગ્ગજ મહારાજે ગર્વથી ઉત્તર આપ્યો-"ધર્માવતાર! એ તો મેં મારું બુદ્ધિબળ વાપર્યું હતું. દુરાચારી મુસલમાનોના હાથમાંથી છૂટવાને માટે મેં એવી કપટજાળ રચી હતી. રામ! રામ! આ દિગ્ગજ મહારાજ તે વળી કુરાનને—" એટલું કહી તેઓએ એક કટુ ઉક્તિ કહી.

અંબર રાજધાનીમાં દિગ્ગજ મહારાજ, ગોવિન્દજીને ત્યાં પ્રસાદ લેતા હતા. એમના વડિલો પ્રથમ એ જ સ્થાને રહેતા હતા, પરન્તુ કૃષ્ણદાસનો પિતા, વિદ્યાભ્યાસને માટે દક્ષિણ દેશમાં, રાજા રાઘવચંદ્રસિંહના વડિલને ત્યાં રહેતો હતો, તેઓ ઘણા આનંદી સ્વભાવના હોવાથી, આ નરનાં-જંતુનાં કૌતુકોથી, તેને ઘડી પણ વીલો મૂકતા ન હતા. કૃષ્ણદાસનો પિતા ઘણો ઠાંગણો હતો, તેથી સઘળા માણસો તેને "વિદ્યાભુડભુડિ" કહેતા હતા. વિદ્યાભુડભુડિ મહારાજ પોતાના પુત્ર કૃષ્ણદાસ ઉપર ઘણો પ્રેમ રાખતા હતા. તે કંઇ પણ જતા તો પોતાના પુત્રને ખાંધે બેસાડીને જતા હતા. પહેલાં તો વિદ્યાભુડભુડિ મહારાજ પોતે જ કૃષ્ણદાસને વિદ્યાભ્યાસ કરાવતા હતા.

વિદ્યાભુડભુડિ મહારાજની પાસે વિદ્યા હોય કે નહીં હોય, પરંતુ તેમની પુરાતન પોથીમાં તેમણે મનમાન્યો ખજાનો ભર્યો હતો. એક ફાટેલા લુગડાંમાં જુનું દફતર બાંધેલું હતું, જ્યારે કૃષ્ણદાસ તે દફતર ખોલીને જોતો, ત્યારે તે એક સિદ્ધની ઝોળી જેવું જણાતું હતું. કારણ કે, તેમાં કોઇ પણ વસ્તુનો અભાવ ન હતો. કેટલીક જાતના કંદનાં, ધાન્યનાં અને બીજી લીલોત્રીનાં બીયાં, પીતળના તાર, કોરા કાગળ અને બીજી ઘણી ઉપયોગી ચીજો એમાં રહેલી હતી. વળી કૃષ્ણદાસને વડીલોના વારસામાં એક લાકડાંની પેટી મળી હતી. તેથી તે કોઇ કોઇ વાર અહંકારથી બોલતો હતો કે, "આ મારા પિતાની પેટી છે." કૃષ્ણદાસ જ્યારે પોતાના પિતાની પાસે વાંચવા બેસતો, ત્યારે પોથી હાથમાં લેતાં જ તેને ગાઢ નિદ્રા આવતી હતી. તે જોઇ કોઇ કોઇ દિવસ વિદ્યાભુડભુડિ મહારાજ બોલી ઉઠતા-"અહા! છોકરો કેવો ચતુર છે! પણ કોઇ રીતે એ સુખી થાય એમ નથી." થોડા દિવસ પછી કૃષ્ણદાસ મંદિરના પૂજારી પાસે ભણવા રહ્યો. પૂજારી દેવને માટે નૈવદ્ય મૂકી જરા આઘો પાછો ખસે કે, તરત જ કૃષ્ણદાસ તે આરોગી, "ભો!" કરીને ઘર તરફ વિદાય થઇ જતો. વિદ્યાભુડભુડિ મહારાજ ઘરમાં સૂતા કે, કૃષ્ણદાસ તેના માથા

આગળ જઇ અનેક પ્રકારના ચાળા ચસકા કરી, તેને ગુસ્સે કરતો હતો. એક દિવસ મંદિરમાંથી આવી કૃષ્ણદાસ પોતાની માને પૂછવા લાગ્યો– "મા! બાપા તારા શું થાય?" તેની વાત સાંભળી તેના પિતાની આંખમાં પાણી આવ્યું. તે બોલ્યા–"અહા! છોકરો કેવો બુદ્ધિમાન્ છે! અત્યારથી તો તેની ચારે તરફ નજર છે." કૃષ્ણદાસ પૂજારીની પાસે દશ વરસ ભણી ગાયત્રી અને ગંગાનો સ્તવ શીખ્યો હતો.

પૂજારીને ત્યાં એક રસિક વિદ્યાર્થી હતો, તેણે કૃષ્ણદાસને "બલદ પંચાનન"ની ઉપાધિ આપી હતી. તેથી તેના પિતાના અંગમાં આનંદ સમાતો ન હતો. એના ગુણ બલદ પંચનનના જેવા જ અતુલ હતા, તેમ જ રૂપ પણ તેવું જ વિચિત્ર હતું. કૃષ્ણદાસ કોઇ કોઇ દિવસ પોતાનો વિચિત્ર પોષાક પહેરી, ઘોડાપર સ્વાર થઇને નગરમાં ફરવા નીકળતો, તે દિવસે નગરવાસીઓ હસતાં હસતાં આહાર નિદ્રાનો ત્યાગ કરતા. એનો સ્વભાવ પણ તેવો જ ચમત્કારિક હતો. તે બ્રહ્મજ્ઞાની હતો. ચંદન અને વિષ્ઠાનું એને સમાન જ્ઞાન હતું, ભલા અને ભુંડાનો તેને ભેદ ભાવ ન હતો. આ કામ કરવાથી તેનું પરિણામ સારું આવશે? કે નઠારું આવશે? તેનો વિચાર તેને એક વખતે પણ થતો ન હતો. કોઇનું સારું થતાં કૃષ્ણદાસ ખુશી થઇને હસતો અને નઠારું થતાં કૃષ્ણદાસ પોક મૂકીને રડતો. કૃષ્ણદાસ ઘણો આનંદી અને રસિક હતો; તેનો એક દાખલો અમે વાંચકોને આપીશું. તેના પિતાના શ્રાદ્ધને દિવસે ગોર એક પાટલા ઉપર પૂજાની સામગ્રી ગોઠવતો હતો, તે વખતે કૃષ્ણદાસે એક દોરડી-વતી, ગોરના પોતિયાનો છેડો, પૂજાની સામગ્રી ગોઠવેલા પાટલાની સાથે બાંધ્યો. ગોર મહારાજ જ્યારે પરવારીને ઉઠયા, ત્યારે તેની સાથે પાટલો પણ ઉઠયો અને સાથે સાથે પૂજાની સામગ્રી પણ વેરણછેરણ થઇ ગઇ. કૃષ્ણદાસ, હા હા કરી હસવા લાગ્યો. વિદ્યાભુડભુડિ મહારાજ જ્યારે જીવતા હતા, ત્યારે ઘણી મહેનતે કૃષ્ણદાસનો વિવાહ કર્યો હતો. પૃથ્વી તલમાં પરમેશ્વરે, સઘળા જીવજંતુને માટે પ્રયોજનીય વસ્તુ પેદા કરી, તેમને સમભાવે સુખી કરે છે, એ જ કારણે કોઈ પણ જીવ દામ્પત્ય સુખથી વંચિત થતું નથી. કૃષ્ણદાસનું જોડું ભગવાને સરજ્યું હતું. વિદ્યાભુડભુડિ મહારાજે ઘણી મહેનતે એક રમણી રત્નને કૃષ્ણદાસના ગળામાં બાંધ્યું હતું. વળી આ મહાન્ વંશ નિર્વંશ ન જાય તેથી રાજા રાઘવચંદ્રસિંહે સારી મદદ કરી હતી. લગ્નને દિવસે કૃષ્ણદાસે અનેક પ્રકારનાં કૌતુકથી સાસરિયાનાં મન રંજન કર્યાં હતાં. કૃષ્ણદાસની વનિતા પણ ઘણી સુંદર હતી. અમે તેના રૂપનું વર્ણન કરી વાંચકોને સમજાવવા ઇચ્છીએ છીએ પરંતુ તેના જેવું રૂપ જગતમાં કોઇ પણ ઠેકાણે છે નહીં. કુદરતની કોઇ

પણ વસ્તુની સાથે તેના રૂપની તુલના થઇ શકે એમ નથી. ઘણો વિચાર કર્યા પછી, એક વસ્તુની સાથે, અમે તેનું રૂપ મેળવવા જઇએ તો કોઇક અંશે તે મળે એમ અમને લાગે છે.

કૃષ્ણદાસની રમણીનું નામ આદુરી હતું. વાંચકો વિચાર કરશે કે, નામમાં તો જોઇએ તેવી ઝમક નથી, પરંતુ તેનું કરવું કેમ? જ્યારે આદુરી એ જ એનું ખરું નામ છે, ત્યારે ઝમક દેખાડવાને માટે તેનું એક નવું જ નામ પાડવાનું કામ અમારાથી થઇ શકે તેમ નથી. એ પણ માબાપની એક અને ઘણી આદરની પુત્રી હતી. તેથી જણાય છે કે, લોકો એને એ જ કારણે, આદુરી કહેતા હશે. "આદુરી રૂપની માધુરી" હતી. આદુરીની વય વીશ વર્ષની હતી. તેને કેવલ એક જ સંતાન હતું. પરન્તુ સોળમે વર્ષે જેવું તેનું રૂપ હતું, તેવું જ રૂપ હમણાં પણ હતું. તેમાં સહેજ પણ ફેરફાર થયો ન હતો. તે શ્યામ વર્ણની હતી, પણ સ્વામીના કલ્યાણ માટે આદુરી કપાળમાં ચાંલ્લો અને સેંથામાં સિન્દૂર પૂરતી હતી. એક દિવસે સ્નાન કર્યા પછી આદુરી કપાળમાં ચાંલ્લો કરવાનું ભૂલી ગઇ, તેથી કૃષ્ણદાસની મા રડવા લાગી. કૃષ્ણદાસે ત્યાં આવીને પૂછ્યું—"મા ! કેમ રડે છે?" માએ રડતાં રડતાં ઉત્તર આપ્યો—"તારી વહુ રાંડી. જોને ! તેના કપાલમાં ચાંલ્લો નથી." માની વાત સાંભળી, તે પણ જોરથી રડી પડયો. આ ગડબડ સાંભળી, આડોશી પાડોશી ભેગાં થઇ, તેમને રડવાનું કારણ પૂછવા લાગ્યાં; કૃષ્ણદાસની માએ રડવાનું ખરું કારણ કહી સંભળાવ્યું ત્યારે તે લોકો હસી પડયાં. જ્યારે આદુરીને સમજાવી તેના કપાળે ચાંલ્લો કરાવ્યો, ત્યારે તેઓ રડતાં રહ્યાં.

આદુરીના અવયવો દીર્ઘ હતા, તોપણ તે કૃશાંગી હતી, તેનું શરીર લાકડાંના જેવું નરમ અને પથ્થરના જેવું સુંવાળું હતું. તેના માથાંના વાળ ઘણા જ ટુંકા હતા, પરંતુ વાળમાં કોપરેલ નાંખી આદુરી તેનો એક મોટો ચોટલો વાળતી હતી. પતિપત્નિમાં બનાવ ઠીક હતો; કૃષ્ણદાસ ઘડી વાર પણ આદુરીને વીલી મૂકતો નહતો. આખો દિવસ આદુરી આદુરી, કહીને તે બિચારો અસ્થિર થતો. એક દિવસ શરદ્-ઋતુની સાંજે કૃષ્ણદાસ પોતાના ઘરમાં એકલો બેઠો છે; એવામાં સુમધુર ગીત ગાતી ગાતી બે સ્ત્રીઓ ત્યાં આવીને ઉભી રહી.

કોડીલો કામણગારો કાનુડો, માયા લગાડી, અમને ભુલી ગયો. ટેક.
પ્રેમ ગાંઠ તોડી, બાઇ જોડી અવરસું, નાથ નમેરો થયો.—અમને૦
દયાનો પ્રીતમ વહાલો, પહેલાં નહતો કદી આવો, ન ભેદ એનો લહ્યો.—અમને૦
કહો જઇ સંદેશો એ સ્યામ સુંદરને, તજી ગોકુલ શું મથુરા રહ્યો.—અમને૦

આ બે રમણીમાં, એક યુવતી અને બીજી પ્રૌઢા હતી. તેઓ ગૌરવર્ણની અને લાવણ્યમયી હતી. બન્નેના કપાળમાં તિલક અને શરીરપર ધોળાં વસ્ત્રો હતાં. આરંભેલું ગીત પૂરું કર્યા પછી, બન્ને જણીઓએ કૃષ્ણદાસને પ્રણામ કર્યાં એથી કૃષ્ણદાસ પોતાની રસિકતા દેખાડવાને માટે, એક મોટી ફલંગ મારી તેઓની સામું આવ્યો અને લાંબો થઇને પ્રણામ કર્યા પછી તે બોલ્યો–"મા ભગવતિ! દયા કરો."

તે રમણીઓ બોલી–"તું નિપાત થા."

થોડીવાર પછી એક રમણીએ પૂછ્યું–"કેમ લાવ્યો કે?"

પરંતુ કૃષ્ણદાસ કંઇ બોલતો નથી; તે પુતળાંની પેઠે ઉભો રહ્યો છે. તે જોઇ રમણીએ ફરી પૂછ્યું–"કેમ બોલતો નથી? રડે છે કેમ?" કૃષ્ણદાસ રડતાં રડતાં બોલ્યો–"તમે મને કેમ ગાળ દીધી? હું મરી જઇશ તો મારી આદુરીની શી દશા થશે?" તેથી તે રમણી હસતાં હસતાં બોલી–"અમારી વાતથી તને માઠું લાગે છે, ત્યારે અમે જઇએ છીએ." કૃષ્ણદાસ આંખમાંનાં આંસુ લોહી બોલ્યો.–"ના; હવે હું નહીં રડું, તમે જે મોકલ્યું હતું, તે, મને પહોંચ્યું છે.

રમણી–"પેલાને માટે શું કર્યું?"

કૃષ્ણદાસ–"તે પણ લાવ્યો છું. ઘણી મહેનતે આદુરી પાસે મંગાવ્યું છે.

રમણી–"કોઇ જાણવા તો પામ્યું નથીને?"

કૃષ્ણદાસ–"કૃષ્ણદાસ એવું કામ કરે નહીં, કે, કોઇ જાણવા પામે."

રમણી–"તેને બોલાવી લાવીશ કે?"

કૃષ્ણદાસ–"હા; તેમાં શું? કહો તો રાધાજીને પણ બોલાવી લાવું."

રમણી–"ના તેનું કામ નથી, પણ તેને ક્યાં લાવીશ?"

કૃષ્ણદાસ–"મારા ઘરમાં. તેને માટે તમારે કંઇ ચિંતા કરવી નહીં."

રમણી–"ત્યારે અમે જઇએ છીએ." કૃષ્ણદાસ બોલ્યો–"એક બીજું ગીત તો ગાતાં જાઓ." રમણીએ સુમધુર સ્વરથી ગાન આરંભ્યું.

શ્યામ મારે મંદિરીએ આવો;
આવો ન સતાવો, રીઝાવો.
રીઝાવો લઇ પ્રેમ લ્હાવો.–મારે.
સેજ સમારી વહાલા, વાટ જોઉં ઉભી તારી;
કરી મેડી ને અટારી એક, દેહ ભાન મેં વિસારી.
મારી શોક્ય તને આવતાં, રોકે જો ધૂતારી;
કહાડી બહાનું, આવું ટાણું, ન ખોતા ગિરિધારી.
આવજો દઇને ભુલાવો.–મારે.

ગાન સાંભળી, કૃષ્ણદાસ પોતાના બન્ને હાથ ઉંચા કરી નાચવા લાગ્યો, તે જોઇ આદુરી એક પાડોસણને કહેવા લાગી–"અહા! મારા ધણીમાં કેટલા ગુણ છે?" તે સાંભળી કૃષ્ણદાસને તાન ચઢ્યું. નાચતાં નાચતાં તે બોલ્યો–આદુરી રે આદુરી, રૂપની પૂરી માધુરી."

"તને ન જોઉં તો, હું દીવાનો થાઉં; તારા વિના, હું કેઇ નવ જાઉં."
"તારી મારી, જોડી મળી; જેવી દૂધમાં સાકર ભળી."



## પ્રકરણ ૨૬ મું.

## દેવી મંદિર.

ઉપલા બનાવને બીજે દિવસે, કિલ્લાની દક્ષિણ તરફના એક મહેલના ઝરુખામાં, ઈન્દુકુમારી અને હિરણ્યમયી વાતો કરતાં બેઠાં છે. સાયંકાળનો સમય હોવાથી, પશ્ચિમગગનમાંના અસ્તાચળે જતા, દિનમણિનાં મ્લાન કિરણોથી કાંચનવર્ણે રંજિત થઇ, જોનારનાં મન હરણ કરે છે. શરદ્કાળના સમાગમે આકાશમંડળ મેઘશૂન્ય છે. ઝરુખાની સામે એક મેદાન છે અને તેનાથી ઘણે દૂર આવેલી, વારિપૂર્ણા–ભૈરવી નદી- દૃષ્ટિગોચર થાય છે. નદીને સામે કાંઠે આવેલાં વન, ઉપવન અને લીલી હરિયાળીથી ભરેલાં ખેતરો, નયનને તૃપ્ત કરે છે. નદીકાંઠે સંધ્યાનો સમીરણ સેવન કરવા લોકો બેઠા છે; લોકોના સમાગમે ભૈરવ નદીએ અત્યારે કંઇક અલૌકિક ભાવ ધારણ કર્યો છે. આ બન્ને રમણીઓ કોઇ કોઇ વખત આ લીલા જુએ છે, તો કોઇ કોઇ વખત વાતચિતમાં પોતાનું મન રોકે છે. એવામાં વાતનો વિષય બદલી હિરણ્યમયી બોલી–"બહેન! તમે શું લગ્ન નહીં કરો? મહારાજ રાઘોજી પૂછશે, ત્યારે શું કહેશો?" એ સાંભળી ઈન્દુકુમારી બોલી,–"હિરણ્ય! ઘડી ઘડી એની એ વાત કહાડી મને કેમ દુઃખ દે છે? આ જન્મે મેં સઘળાં સુખોની આશા છોડી છે." આટલું કહેતામાં ઈન્દુકુમારીના નયનમંડળમાંથી એક બે અશ્રુબિન્દુ જણાયાં. તેણે તે જ વખતે પોતાના લૂગડાથી લુંછી કહાડયાં; હિરણ્યમયી તે જોઇ શકી નહીં.

હિરણ્ય–"તમે સમરસિંહ ઉપર જેવી રીતે અનુરક્ત છો, તેવી જ રીતે સમરસિંહ પણ તમને ખરા પ્રેમથી ચહાય છે, પરન્તુ તમે એની સાથે લગ્નગાંઠે જોડાઓ, એવી આશા નથી. કારણ કે એ વાત સાંભળીને મહારાજ પણ ક્રોધે ભરાય એમ છે."

ઈન્દુકુમારી—"હિરણ્ય! આ જન્મે હું મારા મનની વાત કોઇને પણ કહીશ નહીં; કારણ કે, તે ભાવીમાં નથી. તું હમ્મેશ મારી પાસે રહે છે, તેથી આ વાત સમરસિંહ કે બીજું કોઇ પણ જાણવા પામે નહીં, તેની સંભાળ રાખજે. હું તેના સુખમાં આડે આવનાર નથી.

હિરણ્ય—"ભર્તૃદારિકે! તમે જેવું કહો છો, તેવું જ સમરસિંહ પણ કહે છે. અધરજીના મ્હોંડે મેં સાંભળ્યું છે કે, તે સર્વદા તમારી મન-મોહન મૂર્ત્તિનું ધ્યાન ધરે છે. તેણે પણ પ્રતિજ્ઞા લીધી છે કે, આ જીવને કૌમાર્ય વ્રત ધારણ કરી, સદા રાજકુમારીના હિતમાં રહીશ. અંતે તેને સુખી જોઇને, સંસારત્યાગ કરી, હું પૃથ્વીપર્યટન કરીશ."

ઈન્દુકુમારી—" સખિ! પૃથ્વીમાં મને કોઇ સુખી જોઇ શકવાનું નથી."

હિરણ્ય—" મેં સાંભળ્યું છે કે, મહારાજ આરોગ્ય થયા પછી, તેમની પાસે રાજ્યમાતા તમારાં લગ્ન માટે, માણસ મોકલનાર છે."

ઈન્દુકુમારી—" તે આશા વૃથા છે. હું લગ્ન કરનાર નથી."

હિરણ્ય—" એમ ન બોલો; લગ્ન નહીં કરો તો, આ વિપુલ સંપત્તિ કોણ ભોગવશે?"

ઈન્દુકુમારી—"મારા પિતાએ દત્તક પુત્ર લેવાનો અધિકાર મારી માતાને આપ્યો છે; અંતે તે જ થશે. સ્ત્રી જાતિને ધનની સાથે શું કામ છે?"

હિરણ્ય—"સમરસિંહ કંઇ નીચ કુલનો નથી. તેની સાથે તમારાં લગ્ન કરવા મહારાજ વખતે હા પણ પાડે, તમે એને માટે ઉપાય કરો."

ઇન્દુકુમારી ચૂપ રહી. હિરણ્યમયીનાં વાકયો સાંભળી તેની આંખો-માંથી આંસુ ધારા પડવા લાગી. તે જોઇ હિરણ્યમયી અતિશય દુઃખથી બોલી—"બ્હેન! જાણ્યે અજાણ્યે મારાથી કંઇ અપરાધ થયો હોય તો, મને ક્ષમા કરો. હું તમારી હિતચિંતક છું, તેથી જ મેં મારા મનનો ભાવ તમને અત્યારે જણાવ્યો."

ઇન્દુકુમારી બોલી—"સખિ! તારો શો અપરાધ? એ તો મારા ભાગ્યનો દોષ છે. હું જન્મથી દુઃખી છું. નહીં તો અકાળે મારા પિતા કેમ મરે?"

હિરણ્ય—"તમારા પિતા હોત તો, જરૂર સમરસિંહની સાથે તમારાં લગ્ન થતે. પરંતુ હજુ પણ નિરાશ થવા જેવું નથી. ઇશ્વરકૃપાથી સઘળાં કાર્ય સિદ્ધ થાય છે. વળી મેં મારી દાદીનાં મોઢે સાંભળ્યું છે કે, સમર-સિંહ કંઇ નીચ વંશનો નથી. તે, તેની તપાસ કરવા દેશમાં ગઇ છે. તે, આવશે, ત્યારે સઘળું જાણી શકાશે."

ઇન્દુકુમારી–"હિરણ્ય! એ વાત પડતી મૂકી, કોઇ બીજી વાત કર. હું ખાત્રીથી કહું છું કે, આ જીવનમાં હું **સમરસિંહ**ના ગુણની પક્ષપાતિની રહીશ. કોઇપણ કાળે તેના પ્રતિ મારી ભક્તિ નાશ પામશે નહીં."

હિરણ્ય–"રાજકન્યા! અત્યાર સુધીમાં તમે **સમરસિંહ**ને એકવાર પણ મળ્યાં નથી?"

ઇન્દુકુમારી–"ના; તેની સાથે મળવાનો મહારાજનો નિષેધ છે. જે કાર્યને માટે ગુરુજનો અનુમોદન આપે નહીં, તે કાર્ય હું પ્રાણાન્તે પણ કરીશ નહીં."

હિરણ્ય–"વારું ખરું કહો; તેને જોવાને માટે તમારું મન વ્યાકુલ થાય છે કે નહીં?"

ઈન્દુકુમારી–"જેની ભક્તિ અને શ્રદ્ધા કરીએ, તેની સાથે બોલવાની ઇચ્છા થાય ખરી; પરંતુ ઇચ્છા થવાથી પણ તે કાર્ય કરવું યોગ્ય નથી."

હિરણ્ય–"મહારાજનો સૈનાપતિ **ભાસ્કર**, તમને ઘણો ચહાય છે. હું ધારું છું કે, તે મહારાજની પાસે, તમારી સાથે લગ્ન કરવાની વાત કહે, તો તેથી મહારાજ હા પાડ્યા વિના રહે નહીં."

ઇન્દુકુમારી–"**ભાસ્કર**નું નામ સાંભળતાં મને કંપારી છૂટે છે. મારો પ્રાણ જાય તો ભલે, પણ હું **ભાસ્કર**ને પતિ તરિકે કદી પણ કબૂલ નહીં કરું."

હિરણ્ય–"**ભાસ્કર** કેવો ખટપટી અને નીચ છે, તે હું જાણું છું. તમારા જેવા રૂપના ભંડારને હાથ કરવામાં તે સહેજ પાછો હઠે એમ નથી. જરૂર પડશે તો તે ગમે તેવું નીચ કાર્ય પણ કરવા તૈયાર થશે; અને તમારો હાથ મેળવશે. તમે **સમરસિંહ**ને ચહાવ છો, તે વાત શું **ભાસ્કર** જાણે છે કે?"

ઇન્દુકુમારી–"હું જેના ગુણની પક્ષપાતિની છું, તેથી હું ધારું છું કે, સેનાપતિ તે જાણવા માંગે તો જાણી શકે એમ છે. પણ તેમાં વિઘ્ન શું છે?"

હિરણ્ય–"વિઘ્ન? **ભાસ્કર** પંડિતને તમે ઓળખતાં નથી. તેને હું સારી રીતે ઓળખું છું. તે **સમરસિંહ**નો પ્રાણ લેતાં પણ પાછો હઠે એવો નથી. આવી સ્થિતિમાં હું ધારું છું કે, **સમરસિંહ** કોઇ મોટા સંકટમાં આવી પડશે."

ઈન્દુકુમારી—"કેમ? શાથી?"

હિરણ્ય–"**ભાસ્કરે** હજુ સુધી તમારી આશા મૂકી નથી. જુઓને, તે દિવસે પણ પેલી સ્ત્રીઓને મોકલી તમને કેવો ભય બતાવ્યો હતો?

મેં સાંભળ્યું છે કે, તે એક મુસલમાન સરદારની સાથે દરરોજ છૂપી મસલત ચલાવે છે. તમારાં દુઃખનું મૂળ તે જ છે. તે વખત આવ્યે શું નહીં કરે, તે કોણ કહી શકે એમ છે?"

ઇન્દુકુમારી—"હું એ માનતી નથી. જો મારા માટે સમરસિંહ, સંકટમાં આવી પડશે, તો મારા દુઃખની સીમા રહેશે નહીં. આવા સદ્ગુણીની કોઇ અનિષ્ટ ઇચ્છા કરે, તેને પાષાણ સમજવો. હવે એને માટે શું કરવું?"

હિરણ્ય—"મારી વાત ખરી છે કે ખોટી, તે તમે પાછળથી જાણશો. આ વખતે ભગવતી–વિશ્વજનની શિવાય અન્ય કોઇ ઉપાય નથી. માટે તમે ભક્તિભાવે, તમારી કુળ દેવી કાલિકાની આરાધના કરો."

ઇન્દુકુમારી—"જ્યારે કોઇ વખતે પિતા વિપદ્ગ્રસ્ત થતા, ત્યારે કાલિકાને મંદિર જઇ, અનશને આખી રાત્રી તેની આરાધના કરી, પોતાનો મનોરથ સફલ કરતા હતા. હું પણ ગુપ્તપણે તેમ જ કરીશ. તેથી જગદંબા મારાં સઘળાં સંકટો દૂર કરશે."

હિરણ્યમયીએ આથી વિસ્મય પામીને પૂછ્યું—"માતાને મંદિરે તમે રાત્રે કેવી રીતે જશો? સમરસિંહ અથવા દયારામ તમને જવા દેશે?"

ઇન્દુકુમારી બોલી—"તેનો એક ઉપાય છે. ચાલ આજ રાત્રે જ. આપણે બન્ને જણીઓ, ભોંયરાંના ગુપ્ત રસ્તે મંદિરમાં જઇ, જગજ્જનનીની આરાધના કરીએ. સવાર થતાં પહેલાં તો, ત્યાંથી પાછાં આવીશું એટલે કોઇ જાણી શકશે નહીં." હિરણ્યમયીએ આવવાની હા પાડી. તેઓ જવાની તૈયારીમાં હતાં; તેટલામાં "હરિ હરિ બોલો. ભિક્ષા દીઓ મા." એવો શબ્દ તેમનાં સાંભળવામાં આવતાં, તેઓએ ચકિત થઇને પાછળ જોયું તો, સામેથી કૃષ્ણદાસની આદુરી પોતાના પ્રિય પતિને ખાંધપર બેસાડીને આવતી હતી." કૃષ્ણદાસ ખાંધપર બેઠો બેઠો, અનેક પ્રકારના ચેનચાળા કરતો બોલતો હતો—"હરિ હરિ બોલો. ભિક્ષા દીઓ મા."

કૃષ્ણદાસ એવો બુદ્ધિમાન્ અને રૂપવાન્ હતો કે, તેને અંતઃપુરમાં જવાને સહેજ પણ બાધ ન હતો. ઇન્દુકુમારી અને હિરણ્યમયી આ નવો ઢોંગ જોઇને હસી પડયાં. હસતાં હસતાં ઇન્દુકુમારીએ કહ્યું—"દેવ! આજે આ શી લીલા કરવા માંડી છે?" કૃષ્ણદાસ બોલ્યો—"આ જ યુગલ રૂપે દર્શન દઇ, હું તમારો ઉદ્ધાર કરવા આવ્યો છું. આ વખતે એક જ ભિક્ષા છે. આદુરી આજ રાત્રે કિલામાં રહેશે." આટલું કહી, કૃષ્ણદાસ આદુરીના ખભાપરથી છલંગ મારી, દોડતો દોડતો ચાલ્યો ગયો. પ્રદોષની તૈયારી થવાથી કિલાના દેવ મંદિરોમાં આરતિનો આરંભ થયો. આદુરી

ત્યાંથી ચાલી ગઇ. વખત મળવાથી ઇંદુકુમારીએ "રાત્રે આહાર કરવો નથી," એવું દાસીને કહીને વિદાય કરી. ત્યારપછી, હિરણ્યમયીની સાથે ઇન્દુ-કુમારી પોતાના શયનમંદિરમાં ગઇ અને તેનાં દ્વાર બંધ કર્યાં. રાત્રીના નવ વાગ્યાને સુમારે ઇન્દુકુમારી અને હિરીણ્યમયી ભોંયરામાં ઉતર્યાં. અને સુરંગને રસ્તે થઇ, તેઓ મંદિરના મધ્યભાગના એક ઓરડામાં આવીને ઉભાં રહ્યાં. રાત્રીના પહેલા પ્રહરને સમયે, દેવાલય, નિર્જન અને નિ:સ્તબ્ધ હતું. ત્યારપછી બન્ને જણીઓએ, દેવી સન્મુખ ઉભાં રહી, નયન મુદ્રિત કરી, આંતરિક ભકિતભાવ સાથે, પ્રાર્થના કરવા માંડી. તે જ વખતે, કોઇ અતિ સાવધાનપણે, તેમની પાસે આવતું હોય, એવો માણસનાં પગલાંનો અવાજ તેમને સંભળાયો. બન્ને જણીઓ ધ્યાનમાં મગ્ન હતી, તેથી તે અવાજ, તરફ તેમણે ધ્યાન દીધું નહીં; પરંતુ પગલાંનો અવાજ છેક પાસે આવતાં, આંખો ઉઘાડી બન્ને જણીઓએ જોયું તો, એક અદ્દભુત ભૈરવી મૂર્તિ તેમની સાંમે ઉભી છે. આ કોણ! દેવી કે માનુષી! શું કહેવું? રાત્રી સમયે અચાનક મંદિરમાં એક અલૌકિક મૂર્તિ જોઇ, આ બન્ને રમણીઓ, એક અસ્ફુટ ચિત્કાર કરી, મૂર્ચ્છિત થઇને પડી. તે જ વખતે ભૈરવી મૂર્તિ ત્યાંથી અલોપ થઇ. થોડીવાર પછી, કેટલાંક માણસો બે મ્યાનાઓ લાવી, તેમાં આ મૂર્ચ્છિત થયેલી રમણીઓને સુવડાવી, મંદિરમાંથી ચાલ્યા ગયા.

---

## પ્રકરણ ૨૭ મું.

### કિલ્લાપર હલ્લો.

આ વખતે રાત્રે, ભગવાન્ રજનીનાયકે, પોતાની સુમધુર રશ્મિજાળ વિસ્તાર કરી, ભૂમંડળને અપૂર્વ સુંદરતા અર્પણ કરી છે. શરદ્કાળની અજવાળી રાત અતિ રમણીય લાગે છે. પૃથ્વી કૌમુદીમય થઇને જાણે મંદ મંદ હાસ્ય કરે છે. ચન્દ્રનાં અજવાળાંથી, વૃક્ષલતા, વન, ઉપવન અને કિલ્લામાંના મહેલો વિગેરે સ્પષ્ટ દેખાય છે. ચોતરફ નિ:સ્તબ્ધતા પ્રસરી રહી છે. કેવળ કિલ્લાના પહેરેગીરોનાં પગલાનાં અવાજ કોઇ કોઇ વખતે સંભળાય છે. ઉત્તર તરફ કિલ્લાનું મોટું સિંહદ્વાર છે; તે ધણુંકરીને બંધ જ રહેતું હતું, પરન્તુ હમણાં તે સહેજ ઉઘાડું દેખાય છે. ત્યાં સમરસિંહ હથિયારસહ પહેરો ભરે છે. તે કોઇ વખત પોતાના રહે-ઠાણપર બેસીને, તો કોઇ વખત આજુબાજુ ફરીને, કિલ્લાની રક્ષા કરે છે. આ વખતે તે સિંહદ્વાર આગળ પહેરો ભરતો હતો, એટલામાં

માણસનો પડછાયો તેની નજરે પડયો. તેણે ચકિત થઇને જોયું તો, તેનો પૂર્વપરિચિત યોગી ત્યાં ઉભો હતો. તેથી **સમરસિંહ** વિસ્મિત થઇને બોલ્યો–"કોણ યોગીવર! આવી રાત્રે તમે એકલા અહીં ક્યાંથી?" **યોગી** મંદ હાસ્ય કરી બોલ્યો–"મહારાજ! **ભાસ્કર** પણ્ડિત જે અતિ નીચ માણસ છે, તેની તમને ખાત્રી થઇ છે કે નહીં? તે હું અત્યારે તપાસવા આવ્યો છું."

**સમરસિંહ**–"સેનાપતિએ નીચ કર્મો કર્યાં હશે; પરન્તુ તેની વાત તમારે અત્યારે કેમ સંભારવી પડી?"

**યોગી**–"કેમ? **રાઘોજી** જેવા રાજાના આધીનમાં રહી, તમારા જેવા વીરપુરુષ, કદી પણ તેની પાસેથી યોગ્ય બદલો પામવાના નથી. કારણ કે તે **ભાસ્કર**ને સંપૂર્ણ રીતે આધીન છે. તમે જો નવાબ અલિવર્દ્દિખાનની સેવા સ્વીકારો તો, જલદીથી તમારા ભાગ્યનો ઉદય થાય, એમાં સંદેહ નથી. તમારી ખુશી હોય તો, હું તમને નવાબ પાસે લઇ જવાને તૈયાર છું."

**સમરસિંહ**–"ઘણી સારી વાત કહી. પરન્તુ તમે જાણો છો કે, આ દેશમાં અમે મુસલમાનોનું નિર્મૂળ કહાડવા આવ્યા છીએ. તેમના દુરાચારમાંથી **બંગાળ** પ્રાંતને બચાવવા માટે, મરાઠાઓનું અહીં આવવું થયું છે. અલિવર્દ્દિખાનના વિચારો, તેના કામપરથી મારી જાણમાં આવ્યા છે. તમે શું એમ કહો છો કે, **રાઘોજી**ની સેવા કરવી મૂકી દે? પરન્તુ **રાઘોજી**ના કાર્ય માટે, હું મારો પ્રાણ પણ તુચ્છ ગણું છું. મહારાજના ઉદાર સ્વભાવની તમને ખબર નથી, તેથી જ તમે આમ કહો છો."

**યોગી**–"**રાઘોજી** ઉદાર હશે, પણ તેને વિચાર નથી. તેને સારાં નઠારાંની પારખ નથી. દુરાચારી **ભાસ્કર**ના કહેવા પ્રમાણે તે સઘળાં કામ કરે છે. હું હજુ પણ કહું છું કે, તમે **રાઘોજી**ની સેવાનો પરિત્યાગ કરી, નવાબની પાસે ચાલો. પછી જુઓ તમારાં ભાગ્યનો કેવો ઉદય થાય છે તે."

**સમરસિંહ** સહેજ ગુસ્સે થઇને બોલ્યો–"તમે હવે મારી સાથે કંઈ પણ વાદવિવાદ કરશો નહીં. કૃપા કરી અહીંથી ચાલ્યા જાઓ. તમારી સાથે વાત કરવા હું ઇચ્છતો નથી."

**યોગી**–"મહારાજ! **આમદેહ**ની રાજકન્યા સાથે, નવાબના દોહિત્રાનાં લગ્ન થનાર છે, એ વાત તમે સાંભળી છે કે? નવાબની સાથે સન્ધિ થવાની છે, તેથી રાજકન્યા મુસલમાનની સાથે વરશે."

યોગીનાં વાક્યો; સમરસિંહને વિષવત્ લાગ્યાં; તે ક્રોધે અધીર થઇને બોલ્યો—"તમે અહીંથી ચાલ્યા જાઓ. તમે એક વખતે મારાપર ઉપકાર કર્યો છે, નહીં તો આજ પળે, હું તમને આનું ફળ ચખાડતે."

યોગી—"તમે બાળક છો, તેથી જ આમ બોલો છો. પૃથ્વીમાં સઘળાનો મનોભાવ સમજવો, એ તમારી બુદ્ધિની બહાર છે."

સમરસિંહ—મહારાજા, જેને પોતાના કરતાં, સહેજ પણ ઉતરતા કુળમાં દેવાને રાજી નથી, તે શું આ રમણીરત્નને મુસલમાનના હાથમાં અર્પણ કરશે ? કદી નહીં."

યોગી—"તમો ઘણા ભોળા છો. ભાસ્કરની કપટજાળ ભેદવા જેટલી તમારામાં બુદ્ધિ નથી. તેથી હું કહું છું કે, તમે નવાબની પાસે ચાલો; ત્યાં તમને યોગ્ય બદલો મળશે."

સમરસિંહની આંખોમાંથી અગ્નિ વરસવા લાગ્યો. તે અતિશય ક્રોધ કરી, ત્યાંથી તીરની પેઠે કિલ્લામાં ચાલ્યો ગયો. યોગી જતી વખતે બોલ્યો—"આ વખતે તો હું જાઉં છું. પણ વખત આવે તમે મારી વાત સંભારશો." આ વખતે ચારે તરફ નિસ્તબ્ધ હતું. શશાંકની સ્નિગ્ધ અને અમૃતમય રશ્મિજાળથી, સિંહદ્વાર સામેની વૃક્ષશ્રેણિ પ્લાવિત થઇ ગઈ છે. ચારે તરફ સુશીતળ વાયુ વાય છે. સમરસિંહ થોડીવાર પછી પાછો સિંહદ્વાર પાસે આવ્યો. આ વખતે સિંહદ્વારની બહાર અજવાળી રાતની સુંદર શોભા નીરખી, તેના મનમાં અનેક વિચાર આવવા લાગ્યા. તે અત્યારે શું વિચાર કરતો હશે ? શું ઇન્દુકુમારીની મનમોહન મૂર્તિ તેના મનમાં ઉદય થઇ છે? વાચક, અમે શું કહીએ ? તેનો વિચાર તું જાતે જ કરી લે. સમરસિંહ આમ વિચાર કરતો ઉભો છે, એવામાં તેની સામે ઘણે દૂર, અંધારામાં વળી એક માણસની આકૃતિ જણાઇ. તે આકૃતિ કદી તેની સામે આવતી, તો કદી તેની પાછળ જતી રહેતી હતી. જોતજોતાંમાં તે આકૃતિ તેના સન્મુખ આવી. સમરસિંહે ચકિત થઇને જોયું તો, કૃષ્ણદાસ તેની પાસે આવે છે. સમરસિંહ સિંહદ્વારની બહાર નિકળતાં જ, કૃષ્ણદાસે નાસવા માંડયું. તે જોઇ સમરસિંહ કુતૂહલથી બોલ્યો—"કેમ કૃષ્ણદાસ ! આવીને વળી ચાલ્યો કેમ જાય છે?"

કૃષ્ણદાસ પાછો વળીને બોલ્યો—"હું તમારી પાસે આવતો હતો, પણ તમારી ભયંકર મૂર્તિ જોઇ, હું ભયથી નાસતો હતો."

સમરસિંહ હસતાં હસતાં બોલ્યો—"જ્યારે તું મને ચહાતો નથી? બોલ, હું તને કોઈ દિવસ કંઇ કહું છું?"

કૃષ્ણદાસ—"ના, તમે કોઈ દિવસ કંઇ બોલ્યા નથી પણ તમારા હાથમાં તરવાર જોઇ, મારો તો જીવ ઉડી જાય છે. મને

મારી ચિંતા નથી પણ મારા ગયા પછી, મારી બાદુરી માબાપ વિનાની થાય; તેની જ મને ચિંતા છે."

સમરસિંહ તેની વાત સાંભળી હસતાં હસતાં બોલ્યો–"તું મરે, તેમાં તારી સ્ત્રી માબાપ વિનાની કેવી રીતે થાય?"

કૃષ્ણદાસ–"કેમ ન થાય? મારા પિતા મરી ગયા પછી, સઘળા લોકો મને તથા મારી માને પિતૃહીન કહે છે. શાસ્ત્ર કહે છે કે, જેવા બાપ તેવા બેટા; એમ ન્યાય શાસ્ત્રનો મત પણ છે."

સમરસિંહ–"તે વળી કેવો?"

કૃષ્ણદાસ–"તે ઘણો લંબાણ છે; તમે બાળક છો; તેથી તે સમજી નહીં શકો. મારી મા, તે કૃષ્ણદાસની માતા; કૃષ્ણદાસ જીવ; બાદુરી મારા પુત્રની માતા, તે પણ જીવ."

સમરસિંહે કૃષ્ણદાસનો હાથ પકડી કહ્યું–"હવે એ વાત જવા દે; મારે તારી વિદ્યાની પરીક્ષા કરવી નથી. આ વખતે તું અહીં કેમ આવ્યો છે? તે મને કહે." કૃષ્ણદાસે જોરથી પોતાનો હાથ ખેંચતાં કહ્યું–"તમે મારો હાથ મૂકી દ્યો; મારે તમને ઘણું કહેવાનું છે.

સમરસિંહ–"જલદી બોલ, નહીં તો મૂકીશ નહીં."

કૃષ્ણદાસ–"તમારૂં મન ઘણું કઠણ છે. રાજકન્યા તમારા માટે ગાંડી થઇ છે અને તમે તો તેને સ્વપ્ને પણ યાદ કરતા નથી."

સમરસિંહ–"હસવાની વાત જવા દે; ખરી વાત શું છે? તે જલદીથી કહે."

કૃષ્ણદાસ–"હું તમને હસતો નથી. ઇન્દુકુમારીએ ઘણા દિવસ થયા તમને જોયા નથી, તેથી એક વખત તમને મળવા માગે છે."

સમરસિંહ–"કૃષ્ણદાસ! ખબરદાર, ઇન્દુકુમારી તારી પ્રભુ-કન્યા છે. તેની વાત કહી તું મજાક કરે છે, તે શું તને યોગ્ય છે?"

કૃષ્ણદાસ–"મારી વાતની તમને ખાત્રી ન પડતી હોય તો મને છોડી દ્યો, હું મારે રસ્તે ચાલ્યો જાઉં."

સમરસિંહ–"ના, ના, કૃષ્ણદાસ! ગુસ્સે થઇશ નહીં. બોલ, ખરી વાત બોલ. પ્રીતિનું કામજ એવું છે."

કૃષ્ણદાસ અતિ મૂર્ખ માણસ છે, તે સમરસિંહ સારી રીતે જાણતો હતો. પરંતુ પ્રણયિનિની વાત સાંભળતાં વારમાં જ તે સઘળું ભૂલી જઇ, તેની વાત સાંભળવાને માટે વધારે આતુર બન્યો.

કૃષ્ણદાસ બોલ્યો—"મને રાજકુમારીએ તમારી પાસે મોકલ્યો છે અને તમને આજ વખતે મળવાને માટે કહ્યું છે. બોલો તમારી શું મરજી છે?"

સમરસિંહનું મન આનંદે નૃત્ય કરવા લાગ્યું. તે બોલ્યો—"રાજકુમારીને મારે ક્યાં મળવું?"

કૃષ્ણદાસ—"આજ સવારે, રાજકુમારી તથા હિરણ્યમયી, મારે ઘેર આવ્યાં હતાં અને અત્યારે પણ તમને મળવાને માટે મારા ઘરમાં જ બેઠાં છે."

સમરસિંહ, ભ્રુકુટિ ચડાવી ફરી તેનો હાથ પકડી ગુસ્સાથી બોલ્યો, "મને પણ ઉડાવે છે કે? મને કહ્યા વિના રાજકન્યા કેવી રીતે કિલ્લાની બહાર ગયાં?"

કૃષ્ણદાસ રડતાં રડતાં બોલ્યો, "ભાઇ! હું તો ચિઠ્ઠીનો ચાકર; મને જેવું રાજકન્યાએ કહ્યું; તેવું મેં તમને કહ્યું. તમને વિશ્વાસ નહીં આવતો હોય તો નહીં જાઓ; પણ તમે મારો જીવ લેવા કેમ તૈયાર થયા છો? મૂકી દ્યો હું ચાલ્યો જાઉં."

સમરસિંહ મોટી વિપદમાં પડયો. એક તરફ મહારાજની આજ્ઞા અને પોતાનું કર્ત્તવ્ય કર્મ; બીજી તરફ તેની હૃદયાધિષ્ઠાત્રીની આજ્ઞા. ત્યાં જાય છે, તો પોતાનાં કર્ત્તવ્યકર્મથી વિમુખ થવાય છે. નહીં જવાથી, જે પ્રાણ કરતાં પણ અધિક વહાલી છે, જેની સ્વર્ણ પ્રતિમાનું ધ્યાન ધરી તે જીવિત ધારણ કરે છે, તેનું અપમાન કરવા જેવું થાય છે. તેણે ધાર્યું કે, કૃષ્ણદાસ જૂઠું બોલે છે. તેણે ફરી પૂછ્યું "કૃષ્ણદાસ! તું મને જૂઠું કહેતો નથી, તેની ખાત્રી મને કેવી રીતે થાય? ચારે તરફ દુશ્મનો ઝઝૂમે છે. વળી રાજકન્યા મને અથવા દયારામને કહ્યા વિના કિલ્લાની બહાર જાય, એ કેવી રીતે મનાય?"

કૃષ્ણદાસ—"રાજકુમારી છૂપી રીતે ગયાં છે. તેથી તમારો મત લેવાની તેમને શું જરૂર? વળી તમારી સાથે તેને કંઇ જરૂરનું કામ છે. તમે શું એમ જ ધારો છો કે, હું જૂઠું બોલું છું."

સમરસિંહ—"તને રાજકન્યાએ જ મોકલ્યો છે, તેની તારી પાસે કંઇ નીશાની છે?"

કૃષ્ણદાસ—"તમે એ વાત મને પૂછશો જ, એવું હું પહેલાંથી જાણતો હતો; તેથી તેનો ઉપાય હું કરીને જ આવ્યો છું."

એવું કહી કૃષ્ણદાસે પોતાની ઓટીમાંથી એક સુવર્ણ મુદ્રિકા કહાડીને સમરસિંહના હાથમાં મૂકી, મુદ્રિકા લઇ, ચંદના અજવાળાથી સમ-

રસહે, સારી રીતે તપાસ કરીને જોયું તો, મુદ્રિકા ઉપર ઇન્દુકુમારીનું નામ હતું. હવે તેને સંદેહ રહ્યો નહીં. તેના વદન મંડળ ઉપર મધુર હાસ્ય પ્રકટી નિકળ્યું. સમરસિંહ બોલ્યો–"હવે મને ખાત્રી થઇ; પરંતુ આવી રાત્રે કિલ્લાને સૂનો મૂકી હું કેવી રીતે આવું? જો બીજા પહેરેગીરોને બોલાવું છું તો વધારે ગડબડ થશે; કૃષ્ણદાસ! તું વહેલો કેમ નહીં આવ્યો?"

કૃષ્ણદાસે કહ્યું–"મેં તો તમને પહેલાંથી જ કહ્યું છે ને, કે આપણે તો ચિઠ્ઠીના ચાકર; જ્યારે હુકમ કરે, ત્યારે હું તો આવું. હવે તમારી જેમ મરજી. પણ મારું ઘર કંઇ દૂર નથી, ઘણું પાસે જ છે. તમે એક વાર રાજકન્યાની વાત સાંભળીને તુરત પાછા આવજો, ને એટલામાં અહીં શું લુંટાઇ જવાનું છે?" સમરસિંહ થોડીવાર સૂધી તો શું કરવું? તેના વિચારમાં પડ્યો. તેણે ધાર્યું કે, "પ્રાણ જાય તો ભલે પણ રાજકન્યાની અવગણના કરવી યોગ્ય નથી, વળી તે સ્ત્રી જાતિ છે. કૃષ્ણદાસ જેવા મૂર્ખની સાથે, ભવિષ્યમાં આવું કામ નહીં કરે, એમ તેને જરૂર કહેવું જોઇએ. પ્રકાશપણે કહ્યું–"ચાલ કૃષ્ણદાસ! રાજકુમારીને મળવાને માટે હું આવું છું." એટલું કહી, કિલ્લાનો દરવાજો જે સહેજ ઉઘાડો હતો, તેને બહારથી બંધ કરી, સમરસિંહ હથિયાર સહ કૃષ્ણદાસની પાછળ પાછળ ચાલ્યો. થોડી વારમાં તે કૃષ્ણદાસના ઘર પાસે આવી પહોંચ્યો. કૃષ્ણદાસ તેને ઘરના આગલા ઓરડામાં બેસાડી પોતે અંદર ચાલ્યો ગયો. સમરસિંહ ઘણીવાર સૂધી ત્યાં એકલો બેસી રહ્યો. પરંતુ કોઇ પણ દિશામાંથી કોઇનો શબ્દ સરખો તેના સાંભળવામાં આવ્યો નહીં, આથી સમરસિંહ તો મનમાં ને મનમાં અતિશય ગુસ્સે થયો, અને તેની સાથે અનેક પ્રકારના સંદેહ પણ તેનાં મનમાં ઉપજવા લાગ્યા." હું ઠગાયો તો નથી? આ મૂર્ખને કોઇએ ભમાવ્યાથી, તે મને પ્રપંચથી તો અહીં નહીં લાવ્યો હોય?" વળી વિચાર આવ્યો. "ના, ના, તેમ કેવી રીતે થઇ શકે? તેમ હોય તો, કૃષ્ણદાસ રાજકન્યાની વીંટી કયાંથી લાવે?" ત્યારે ખરી વાત શું છે? તે જાણવાને માટે સમરસિંહ ઉઠી, જેવો અંદરના ઓરડામાં જતો હતો, તેવો જ તેને એક બળતો દીવો જણાયો. દીવાનાં અજવાળાંથી સમરસિંહે જોયું તો, તે જ ઓરડાનાં બારણાં આગળ એક પરમ રૂપવતી રમણી પડદો ટાંગતી જોઇ, સમરસિંહ બોલ્યો–"કોણ હિરણ્યમયી?" રમણી કંઇ પણ જવાબ આપ્યા વિના, પડદો ટાંગીને ચાલી ગઇ. થોડીવાર પછી બીજી બે રમણીઓ, ત્યાં આવી, પડદાની પાસે ઉભી રહી. આ જ વખતે કિલ્લા તરફ માણસનો કોલાહલ સંભળાયો. સમરસિંહ ચકિત થઇ, તે આવેલી રમણીઓમાંથી એકને અધીર થઇ કહેવા લાગ્યો–"રાજકુમારી! હું આપની આજ્ઞાથી, આવું કઠિન કાર્ય કરવા સાહસિક થયો છું, તેથી મને

આશા છે કે, આનું પ્રતિફળ મને અવશ્ય મળશે. આ વખતે મને વાતચિત કરવા સમય નથી. આપની શું અનુમતિ છે? તે કહો.

ઉત્તર મળ્યો–"હું પણ તમારે માટે, સઘળું ત્યાગ કરવા તૈયાર છું. તમે એકવાર માત્ર પ્રસન્ન થાઓ. તે રમણીના શબ્દો સાંભળી, સમરસિંહ જેવો આશ્ચર્યચકિત થયો તેવો આશ્ચર્ય ચકિત આ ઓરડામાં એકી સાથે હજારો વજ્રપાત થવાથી પણ તે થાત કે નહીં? તેનો અમને સંદેહ છે. તેણે તે જ વખતે ગુસ્સાથી કહ્યું–"તમારા સ્વરપરથી હું સમજ્યો છું કે, મૂર્ખ કૃષ્ણદાસે, મુસલમાનોએ આપેલી લાલચે લલચાઇ, આ અનર્થ કર્યો છે. આ વખતે હું તમને આટલું જ પૂછું છું કે, તમે કોણ છો? અને શા માટે આવું નીચ કામ કરવા તૈયાર થયાં છો?"

વાકય પૂરું થતાં, એક રમણી, સમરસિંહની સામે આવીને કહેવા લાગી–"સમરસિંહ! મને ઓળખો છો કે? હું તે જ નવદ્વીપની મણીબીબી. અને આ અમારી પ્રભુ કન્યા રજિયાબેગમ. તમને જોયા ત્યારથી જ એ તમારા પ્યારમાં પડી છે; એના મનમાં બીજો કોઇ પણ નીચ વિચાર નથી. તમારા પ્રેમપાશમાં પડી, તમને મળવાને માટે, એણે આવી જાળ પાથરી છે. જો હવે કબુલ નહીં થાઓ તો તમારા દેખતાં જ તે પોતાનો પ્રાણ તજશે." સમરસિંહ ગુસ્સાથી અધીર બની, પોતાના કપાળમાં હાથ મારી બોલ્યો–" તમારા જેવી કુલટાઓનું મુખ જોવામાં પણ પાપ છે. શું કરું કે, તમે સ્ત્રીઓ છો, નહીં તો આ જ વખતે તમારા લોહીથી આ જગ્યાને હું ભીની કરતે. શા માટે તમારા જેવી કુલટાઓનો નકામો ભાર, પૃથ્વી વહે છે? તમારા જેવી કુલટાઓને તે પોતાના ઉદરમાં કેમ સમાવી દેતી નથી? કે, જેથી સ્ત્રી જાતિ નિષ્કલંક અને સંસારને પૂજવા યોગ્ય ગણાય. હું હજુ પણ કહું છું કે, તમે મારી નજર આગળથી દૂર થાઓ; નહીં તો મારો ક્રોધ સહન કરવો તમને ભારે થઇ પડશે. તમારા મનમાં શું હશે! તે હું જાણી શકતો નથી. હમણાં કિલ્લાની તરફ કોલાહલ થતો સંભળાય છે; તેથી મારી શંકા પ્રમાણે જો કંઇ બનશે તો મુસલમાનોની ઇચ્છા પૂર્ણ થવાની સાથે, આ સંસારમાંથી સમરસિંહનું નામ પણ લુપ્ત થઈ જશે."

તે રમણી ભ્રકુટિ ચઢાવી બોલી–"અમે તમારા હિતને માટે જ અહીં આવ્યાં છીએ. તમે જેની આશા કરો છો, તે હવે તમને મળવાની નથી." આ વખતે ફરી કિલ્લા તરફ કોલાહલ થતો સાંભળી, સમરસિંહ ક્રોધથી, દુઃખથી અને પશ્ચાત્તાપથી, અધીર થઇ પહેલાં કૃષ્ણદાસને શોધવા લાગ્યો. પરંતુ આખું ઘર શોધી વળતાં પણ કૃષ્ણદાસ મળ્યો નહી.

ત્યારે તેની ખાત્રી થઇ કે, આમાં મુસલમાનોનું કપટ છે. તે સ્ત્રીઓ તેની આગળ પાછળ ફરી વળી, તેને અનેક રીતે સમજાવવા લાગી, પરંતુ તેમની કોઇ પણ વાત સાંભળ્યા સિવાય, સમરસિંહ તેમને અને કૃષ્ણદાસને ધિક્કારતો, ત્યાંથી કિલ્લા તરફ દોડયો તેણે કિલ્લા પાસે આવીને જોયું તો, તે જગ્યા નરરક્તે પ્લાવિત થઇ ગઇ છે. મસ્તક વિનાના અનેક મૃતદેહ જ્યાં ત્યાં પડયા છે. અશ્વ વિનાના અસંખ્ય યોદ્ધાઓનાં શરીર રસ્તામાં પડેલાં જોઇને, સમરસિંહ સમજ્યો કે, કિલ્લાના રક્ષકોએ પ્રાણાર્પણે યુદ્ધ કરી, કેટલાક મુસલમાનોના પ્રાણ લીધા છે. તેણે અંદર જઇ જોયું તો ત્યાં પણ એવી જ અવસ્થા હતી. ત્યાંથી તે અંતઃપુર તરફ દોડયો. ત્યાં પણ ઠેકઠેકાણે મસ્તક વિનાના નરદેહ પડેલા હતા અને રક્ત પ્રવાહે રસ્તો પણ ભરાઇ ગયો હતો. રાજસેવકો પણ હત થઇને પડયા હતા. તે કોઇને પૂછે, એવું ત્યાં કોઇ પણ માણસ નહતું. ત્યાંથી ફરી સમરસિંહે પોતાના મહેલમાં આવીને જોયું તો, ત્યાંના સેવકો પણ મરેલા પડયા હતા. આ વખતે અતિ દુઃખદાયક એક કરુણસ્વર, સમરસિંહને કાને સંભળાયો. તેણે આજુ બાજુ ઘણી તપાસ કર્યા પછી જોયું તો, અધરજી શત્રુઓથી ઘાયલ થઇ, એક ઠેકાણે પડયો પડયો આર્ત નાદ કરે છે. તે પતિત અવસ્થામાં મૃત્યુની વિકટ પીડા ભોગવે છે. ઘડી ઘડીમાં તેનો શ્વાસોચ્છ્વાસ બંધ થઇ જાય છે. તે જોઇ સમરસિંહે પાણી લાવી તેના મુખપર છાંટયું. તેથી તેને સહેજ ભાન આવતાં, સમરસિંહે પૂછયું–"અધરજી! આ બનાવ કેવી રીતે બન્યો? રાણી, રાજકુમારી અને હિરણ્યમયી કયાં છે? બીજી અંતઃપુરની સ્ત્રીઓ કયાં ગઇ?"

અધરજીએ વાત કરવાને માટે ઘણાંએ ફાંફાં માર્યાં, પરંતુ તેનો કંઠ રુંધાતો હતો. અંતે તે ઘણા કષ્ટે બોલ્યો–"તમને જીવતા જોઇ, મને ઘણો આનંદ થાય છે. બીજા બધા શત્રુને હાથે મરાયા છે." આટલું કહેવાને માટે જ જાણે અધરજીના પ્રાણ ટકી રહ્યા હોય, તેમ વાત પૂરી કરતાંમાં જ અધરજીનું મ્હોડું બદલાઇ ગયું. હાથની દૃઢ મુંઠી વાળી, અતિ કષ્ટ સાથે શ્વાસ મૂકતાં મૂકતાં, તેનો પ્રાણ ઉડી ગયો. અધરજીના મૃત્યુથી સમરસિંહ દુઃખી ચિત્તે રડતો રડતો કિલ્લાની બહાર આવ્યો અને આજુ બાજુ ભ્રમિતની પેઠે ફરવા લાગ્યો. આ વખતે રાત્રી પૂરી થવા આવી હતી. ચંદ્રમા અસ્તાચળે જવાથી, ધરાતલ પાછું અંધકારમય બની ગયું હતું. સમરસિંહ મોટી ચિંતામાં જડની પેઠે ઉભો છે. તેની પાસે અત્યારે કોણ ઉભું છે? તેની પણ તેને ખબર નથી. જ્યારે તેની પાસે ઉભેલા માણસે ખોખારો ખાધો, ત્યારે તેણે જોયું કે, પાસે યોગી ઉભા

છે. યોગીને જોઇ સમરસિંહ બોલ્યો–"યોગીરાજ! હવે મુસલમાનોની કીર્ત્તિ ચિરસ્થાયી થઇ છે. હવે તેઓ સુખે રાજ્ય કરશે."

યોગીએ કહ્યું–"તમારું કહેવું હું સમજ્યો નહીં."

સમરસિંહ–"આ જુઓ મુસલમાનો પ્રપંચથી, રાત્રે કિલ્લો સર કરી, રાજકુમારી, રાણી અને કિલ્લામાંની સઘળી ધન સંપત્તિ લૂંટી ગયા છે."

યોગી–"મહારાજ! કેવળ મુસલમાનોને જ કેમ દોષ દ્યો છો? તમારા સેનાપતિએ, આવી કપટ જાળ રચી, મુસલમાનોના હાથમાં કિલ્લો અપાવ્યો, તેનું કેમ? હવે તમને મહારાજ ગુન્હેગાર ઠેરવી તમારો પ્રાણ લેશે. મરાઠાઓનો ભેદ સમજવો ભારે છે. હજું પણ હું કહું છું કે, જો પ્રાણ બચાવવાની ઇચ્છા રાખતા હો તો, મારી સાથે ચાલો. નવાબની પાસે તમને નોકરી અપાવું."

સમરસિંહ ઘણો ગુસ્સે થઇને બોલ્યો–"તમે સંન્યાસી નથી, પણ કોઇ પિશાચ છો. કેવળ કુપ્રવૃત્તિમાં જ તમે રમો છો. હું મહારાજની પાસે એક વાર નહીં પણ હજારે વાર પ્રાણ આપીશ. તથાપિ પ્રાણભયે ભયભીત થઇને મુસલમાનોને શરણે જઇશ નહીં."

યોગી–"ત્યારે હવે તમે શું કરશો?"

સમરસિંહ–"કાલે મહારાજની પાસે જઇને, હું ખુશાથી મારો દોષ કબૂલ કરીશ. મારો પ્રાણ નાશ થાય તે જ યોગ્ય છે. તેનો મને કિંચિત્ પણ ભય નથી. આવી સ્થિતિમાં પ્રાણ જાય તે જ શ્રેયસ્કર છે."

યોગી સમરસિંહનાં વાક્યો સાંભળી, અતિ આશ્ચર્ય પામ્યો. તે મનમાં ને મનમાં તેને હજારો ધન્યવાદ દેતો ત્યાંથી ચાલ્યો ગયો.



## પ્રકરણ ૨૮ મું.



### વલ્લભજીરાવ.

આગલા પ્રકરણમાં વર્ણવેલી ઘટનાની ચાર દિવસ પહેલાં, એક દિવસે મધ્યાન્હે મુર્શિદાબાદના આજીમગંજની પાસે અને સાગરવિધિ ગામની ઉત્તર બાજુના ખુલ્લા મેદાનમાં આવેલા એક તંબુમાં, પ્રબળ પ્રતાપી, જગદ્વિખ્યાત મહારાજાધિરાજ, પૂર્ણાધિપતિ વલ્લભજીરાવ પેશ્વા સિંહાસનારૂઢ થઇ, અમાત્ય વર્ગની સાથે વિચાર કરે છે. તંબુ બહાર સૈન્યના સિપાઇઓ, યોદ્ધાઓ, સ્વારો અને સામન્તો ઉભા છે. તેનાથી થોડે

છેટે, સૈન્ય અને સામંતોના તંબુઓ, તરંગ માળાની પેઠે શોભાયમાન દેખાય છે.

કોઇ કોઇ ઠેકાણે નાની નાની પર્વતશ્રેણિની પેઠે, ગોળાકાર ગોઠવેલાં વિવિધ શોણિત અસ્ત્રોની દીપ્તિથી, ચક્ષુ વિકસિત થાય છે. કોઇ કોઇ ઠેકાણે નાનાં મોટાં આગ્નેય અસ્ત્રો, મોટી મોટી તોપો, અને અસંખ્ય બંદુકો, જોનારના નયનમાં ભયનો સંચાર કરે છે. એક તરફ હાથીઓનું ટોળું મેઘ ગર્જનાની પેઠે ગંભીર નાદ કરી, મેદિનીને કંપાયમાન કરે છે. તો બીજી તરફ અસંખ્ય અશ્વોનો હણહણાટ શ્રુતિગોચર થાય છે. ચારે તરફ નિસ્તબ્ધ છે. સઘળા એક ચિત્તે મહારાજના મુખપર દ્રષ્ટિ નાંખી ઉભા છે. જાણે સઘળા તેની આજ્ઞાની વાટ જોતા હોય, એમ જણાય છે. આ વખતે વલ્લભજીરાવ પેશ્વા, હિંદુસ્થાનમાં સર્વ શ્રેષ્ઠ હતો; કારણ કે, તૈમુરવંશના દિલ્લીશ્વરોનું શૌર્ય, વીર્ય અને પરાક્રમ આ વખતે વિલુપ્ત-પ્રાય થઇ ગયું હતું. તેઓ નામ માત્રના જ અધીશ્વરો હતા. સન્ધિ, વિગ્રહ અથવા કોઇ પણ આવશ્ય કાર્ય તેઓ વલ્લભજીરાવને પૂછયા વિના કરતા ન હતા. બંગાળ, બિહાર, ઉડિયા, માળવા અને રજપૂતાના વિગેરે પ્રદેશો અત્યારે તેમના સ્વાધીનમાં હતા. તેમના ભયથી, કોઇ પણ તેમના વિરુદ્ધ અસ્ત્ર ધારણ કરવાને હિમ્મત ધરતું ન હતું. કેવળ રાઘોજી જ તેની સાથે પ્રતિકુળ આચરણે પ્રવૃત્ત થયો હતો. તેથી સાધારણ સેનાપતિથી રાઘોજીને પરાસ્ત કરવો, અસંભવ જાણી, તે પોતે સૈન્ય સાથે આ પ્રદેશમાં આવ્યો છે. તે શિવાય એક બીજું પણ કારણ તેને અહીં આવવાનું હતું. આજથી બાર વરસ પહેલાં, આ પ્રદેશની ભૈરવ નદીમાં તેની એક નૌકા ડૂબી જવાથી, તેની વનિતા અને એક શિશુ કન્યા જળ મગ્ન થયાં હતાં. તેથી એ ઠેકાણે પોતાની સહધર્મિણીના સ્મરણાર્થે એક સ્તંભ નિર્માણ કરવાનો તેનો વિચાર હતો.

વલ્લભજીરાવ, આ પ્રદેશમાં લોકોના મ્હોંડે, રાઘોજીના અત્યાચારની વાતો સાંભળી, ક્રોધે પ્રજ્વલિત થઈ ઉઠયો; પરંતુ પાછળથી અલિવર્દિખાનના મ્હોંડે, રાઘોજીના સદ્‌ગુણો, તેની ઉદારતા તેની આકસ્મિક પીડા અને પરમહંસના હાથે અલૌકિક રીતે આરોગ્ય થવાની વાત સાંભળી, તેણે, અતિશય ચમત્કૃત થઇ, તેની સાથે યુદ્ધ કરવાનો વિચાર માંડી વાળ્યો. તેણે એમ ધાર્યું કે, યુદ્ધ કર્યા વિના મારી ધારણા પાર પડશે અને એથી જ તેણે પોતાના દૂતને, સન્ધિનું કહેણ કહેવા રાઘોજી પાસે મોકલ્યો હતો.

વલ્લભજીરાવ દરબારમાં રાજકાર્ય તપાસતો બેઠો છે, એવામાં પ્રતિહારે આવીને કહ્યું -"મહારાજ! બહાર રાઘોજીના પ્રત્યુત્તર સાથે દૂત ઉભો છે." વલ્લભજીરાવ બોલ્યો—"તેને અંદર લાવ."

દૂતે પ્રણામ કરીને, મહારાજને નિવેદન કર્યું; "મહારાજ! રાઘોજી સન્ધિને માટે ખુશી નથી."

એ સાંભળી વલ્લભજીરાવ બોલ્યો–"મારી સઘળી વાત, તેં તેમને કહી હતી?"

દૂત–"હા, મહારાજ! મેં સઘળું કહ્યું હતું, પરંતુ સન્ધિ કરવાને માટે તેઓ કબુલ થતા નથી. તેઓ યુદ્ધ કરવાને તૈયાર છે."

વલ્લભજીરાવ–"સેનાપતિ ભાસ્કર પંડિતની પાસે તું ગયો હતો?"

દૂત–"હા! તેમણે મહારાજની સાથે એકાંતમાં મળી, આપની સઘળી વાત કહી હતી. તેમણે એક પત્ર આપ્યો છે."

વલ્લભજીરાવે, દૂતની પાસેથી પત્ર લઇને વાંચ્યો. વાંચ્યા પછી તેણે પોતાના સેનાપતિને બોલાવીને કહ્યું; "યુદ્ધની તૈયારી કર; આ વખતે જલદીથી સમરાનલ સળગવાની સંભવના છે." આ વખતે બે સિપાઇઓએ એક માણસને બંધિવાન કરીને, મહારાજની સન્મુખ ઉભો કર્યો. તેથી વલ્લભજીરાવે આશ્ચર્યતાથી પૂછ્યું "આ કોણ છે?" તે બંધિવાનની વય પાંત્રીશ વર્ષની હતી. તે ભીમ મૂર્તિના જેવો બલિષ્ઠ અને હૃષ્ટપુષ્ટ જણાતો હતો. સીપાઇએ કહ્યું હે મહારાજ! આ માણસ ચોર છે. આજથી બાર વર્ષ પહેલાં મહારાજની જે જે વસ્તુઓ ચોરાઈ હતી, તેમાંની કેટલીક વસ્તુઓ એની પાસેથી મળી આવી છે. આ માણસ જ તે વસ્તુઓ અમારી પાસે વેચવાને માટે આવ્યો હતો." વાત પૂરી કરી સિપાઇએ કેટલીક વસ્તુઓ મહારાજની પાસે મૂકી. વલ્લભજીરાવે ચકિત થઇને જોયું તો, તેમાં તેની મૃતવનિતાનું એક ચિત્રપટ, બે સ્વર્ણાલંકારો તથા કેટલાએક પત્રો હતા. પોતાની સહધર્મિણીનું ચિત્રપટ અવલોકન કરી, તેના ચક્ષુમાંથી અશ્રુધારા વહેવા લાગી. તેણે ગદ્ગદિત કંઠે પૂછ્યું–આ તું ક્યાંથી લાવ્યો? આ મારી પ્રિય વસ્તુઓ છે. કોઇ કોઇ વખત એને જોઇને હું મારૂં મન શાંત કરીશ."

બંધિવાને હાથ જોડી ઉત્તર દીધો–"ધર્માવતાર! હું નિર્દોષ છું. આ વસ્તુઓ મેં ચોરી નથી. એક પરમહંસે આ વસ્તુઓ મને વેચવાને માટે આપી છે." પરમહંસનું નામ સાંભળતાં જ, વલ્લભજીરાવ અતિ વિસ્મયતાથી, ઘણીવાર સુધી તે બંધિવાનને જોઇ રહ્યો. તેથી તેને સારી રીતે ખાત્રી થઇ કે, આ માણસ નિર્દોષ છે. તેણે ફરી પૂછ્યું; "પરમહંસ ક્યાં છે?" તે બંધિવાન ચુપ રહી, કેવળ તંબુમાં ચારે તરફ જોવા લાગ્યો. મહારાજે તેની મુખમુદ્રા ઉપરથી તેનો મનોભાવ સમજી, એક અનુચરને કહ્યું. "આ વખતે એને સન્માનની સાથે લઇ જાઓ. રાત્રે એને મારી પાસે લાવજો. તે વખતે એનો વિચાર કરીશું." સીપાઇઓ તેને બંધન-

મુક્ત કરી ત્યાંથી લઇ ગયા. સભા વિસર્જન થયા પછી, સરદારો, સૈન્ય-સામંતો અને બીજા કર્મચારીઓ, પોતપોતાના સ્થાન તરફ ચાલ્યા ગયા. વલ્લભજીરાવ પોતાના શયનમંદિરમાં વિશ્રાન્તિ લે છે, એવામાં સિપાઇઓએ પેલા અપરાધીને તેની સન્મુખ ઉભો કર્યો. મહારાજે સિપાઇઓને ત્યાંથી ચાલ્યા જવાની આજ્ઞા કરી. તેમના ગયા પછી વલ્લભજીરાવે પેલા બંધિવાનને પાસે બોલાવીને પૂછયું, "તમારું જન્મસ્થાન કયા દેશમાં છે?"

બંધિવાન—"નાગપુરમાં"

વલ્લભજીરાવ—"તમારું નામ શું?"

બંધિવાન—કેશવજી."

વલ્લભજીરાવ—"કેશવજી! ખરું કહે; આ વસ્તુઓ તેં કયાંથી મેળવી?"

કેશવજી—"હું મહારાજની સન્મુખ ખરું જ કહું છું કે, આ વસ્તુઓ મને પરમહંસે આપી છે. એ પરમહંસ ઘણી અલૌકિક શક્તિ ધરાવે છે; તેમની સાથે કેટલાએક શિષ્યો પણ છે. તેમાંના એક બાળકને, કદી મહારાજ જુવે તો, તેને સ્વપ્ને પણ ભૂલી શકે નહીં."

વલ્લભજીરાવ તેની વાત સાંભળી અત્યંત આનંદ પામી બોલ્યો; 'કેશવજી! પરમહંસની પાસે, તું મને લઇ જઇશ?"

કેશવજી—"ઘણા માણસની સાથે જવાથી કદી, પરમહંસ ગુસ્સે થાય. તેથી ઇચ્છા હોય તો તેઓ જ મહારાજને મળવાને માટે અહીં આવી શકશે."

વલ્લભજીરાવ—"ના હું એકલો જ તેમની પાસે જઇ તેમનાં ચરણ-દર્શન કરીશ. એવા મહાત્માને કલેશ આપવાની મને ઇચ્છા થતી નથી."

કેશવજી બોલ્યો "કયે દિવસે જવાનો વિચાર રાખો છો? તે જણાવશો તો હું પરમહંસને પૂછીને મહારાજને લેવા આવીશ."

વલ્લભજીરાવે કહ્યું—"આજથી ચોથા દિવસે, પ્રાતઃકાળે મને લેવા માટે આવજે." કેશવજી મહારાજને પ્રણામ કરી ત્યાંથી વિદાય થયો. વલ્લભજીરાવ, ગત વાતની મર્માન્તિક સ્મૃતિથી અધીર થઇ, પોતાના મનમાં અનેક પ્રકારના તર્ક વિતર્ક કરવા લાગ્યો."

## પ્રકરણ ૨૯ મું.

### પુરસ્કર પ્રદાન.

જે દિવસે મુસલમાનોએ કિલ્લાપર હલ્લો કર્યો, તેને બીજે દિવસે સવારે સમરસિંહે રાજપુરીમાંના એકે એક ઓરડા ઘણી સંભાળથી તપા-

સવા માંડ્યા. તેને ઘણે ઠેકાણે મસ્તક વિનાનાં પુરુષ અને સ્ત્રીઓનાં મૃતદેહ જોવામાં આવ્યાં. કોઇ કોઇ ઠેકાણે તો રમણીઓના સર્વાંગે હજુ સૂધી પણ આભરણ શોભા પામતાં હતાં. કેટલીક જગ્યાએ યુવક અને યુવતીના મૃતદેહ સાથે સાથે પડ્યા હતા; પરંતુ તેમનાં મસ્તક ક્યાં પડ્યાં? એ તપાસવું હાલ કઠિન હતું. આવી રીતે અનેક મૃતદેહ જોઇ, સમરસિંહનું શરીર દુઃખ શોકથી કંપી ઉઠ્યું. તેના ચક્ષુમાંથી વેગભર અશ્રુધારા વહેવા લાગી. આટલી આટલી તપાસ કરી, પણ તેને રાજપુત્રી, રાણી અથવા હિરણ્યમયીનું મૃતદેહ હાથ લાગ્યું નહીં. આવાં અનેક મૃતદેહમાં એક ધારેલું શબ શોધી કહાડવું, એ કંઇ સહેજ વાત નથી. અંતઃપુર, દેવાલય અને સઘળાં સ્થાન નરરક્તે પ્લાવિત થઇ ગયાં હતાં. અંતે સમરસિંહ નિરાશ ચિત્તે બહાર આવ્યો; ત્યાં આવી તેણે જોયું તો, દયારામ કિલ્લાની સામે રડતો ઉભો છે. તેનાથી થોડે છેડે નગરવાસીઓ વિલાપ કરે છે.

સમરસિંહને જોઇ દયારામે કહ્યું—"તમને જીવતા જોઇશ, એવી મને આશા નહતી. આ બનાવ કેવી રીતે બન્યો? રાણીઓ ક્યાં છે?"

સમરસિંહ, ઘડીવાર સૂધી તો આનો શું ઉત્તર આપવો? તે નક્કી કરી શક્યો નહીં. તે અંતે મૃદુ સ્વરે બોલ્યો—"મને કોઇ વાત પૂછશો નહીં. આ હતભાગીના દોષથી જ, આવું બનવા પામ્યું છે."

દયારામ—"રાણીઓ શું કિલ્લામાં નથી?"

સમરસિંહ—"ના, તે મરાયાં હોય કે પછી મુસલમાનોને હાથે પકડાયાં હોય." એટલું કહી એની પહેલાંનો સઘળો બનાવ તેણે દયારામને કહ્યો. અચાનક વજ્રપાત થવાથી માણસ જેમ ચકિત થાય છે; તેવી જ રીતે દયારામે ચકિત થઇને કહ્યું—"કૃષ્ણદાસ ઘણો મૂર્ખ છે. તે, લોકોનો પ્રપંચ નહીં સમજવાથીજ આવું કામ કરવાને તૈયાર થયો હશે. ગમે તેમ હોય, પણ આમાં કંઇ છૂપો ભેદ છે. જૈનુદ્દીન તરફથી આ કામ થયું હોય, એમ મને લાગતું નથી. કારણ કે, તે અહીંઆં નથી, પરંતુ રાજકુમારીનું હરણ કરવા માટેજ તેમણે આ કામ કર્યું છે, એ તો નિઃસંદેહ વાત છે. આ વખતેજ એની તપાસ કરવી જરૂરની છે. સમરસિંહે કહ્યું—"હું મહારાજને સઘળી બીના કહીશ. પછી તેમને જે યોગ્ય લાગશે તે કરશે."

દયારામ બોલ્યો "એની પૂરેપૂરી તપાસ કર્યા વિના, તમે મહારાજની પાસે જશો તો, તેઓ ક્રોધે ભરાઇ તમને પ્રાણદંડ દેશે."

સમરસિંહે ઉત્તર આપ્યો "હું તેને માટે સહેજ પણ દુઃખિત નથી. મેં જે કુકાર્ય કર્યું છે, તેનું પ્રતિફળ અવશ્ય મારે ભોગવવું જ પડશે. પરંતુ પરોક્ષે જે આ પ્રપંચ થયો છે, તે મહારાજને જણાવવો, એ મારું

કર્ત્તવ્ય છે." ત્યારપછી **સમરસિંહે** દયારામ અને નગરવાસીઓની સહાયતાથી, **અધરજી** અને બીજા મૃત માણસોને અગ્નિસંસ્કાર કર્યો. અને દયારામને કિલ્લાની રક્ષાનો સઘળો ભાર સોંપી, તે ઘોડાપર બેસી કાટોયા તરફ જવા તૈયાર થયો. **સમરસિંહ** કાટોયા જાય છે, તેટલા વખતમાં વાચક! ચાલો આપણે મરાઠાઓની છાવણીમાં જઇ આવીએ. મહારાજ **રાઘોજીએ** હાલ સંપૂર્ણ રીતે આરોગ્યલાભ કર્યો છે. દિવસે દિવસે બળવૃદ્ધિ થવાથી તેનું શરીર અપૂર્વ કાંતિમય બન્યું છે. શારીરિક સ્વચ્છંદતાની સાથે સાથે, પહેલાંના જેવું અપરિસીમ બળ, વીર્ય, સુંદરતા અને મનની દૃઢતા આવિર્ભૂત થઇ છે. હવે મહારાજે દરરોજ સવારે અને સાંજે, પહેલાંની પેઠે, પોતાના સૈનિકોને યુદ્ધશિક્ષા આપવા માંડી છે. તેથી મરાઠાઓની છાવણી, આમોદ, પ્રમોદ, ગીતવાદ્ય, નૃત્ય, સંગીત અને કૌતુક ક્રીડાથી પરિપૂર્ણ થઇ રહી છે. છાવણીમાં જઇને જોવાથી, ત્યાંના આનંદે આપણું મન પણ નૃત્ય કરે છે. જ્યાં ત્યાં યુદ્ધની તૈયારીઓ થઇ રહી છે. જ્યાં ત્યાં સઘળાનાં મ્હોંડાપર હાસ્ય અને ઉત્સાહની રેખા અંકિત થયેલી જણાય છે.

મહારાજ **રાઘોજી** એ દિવસે બીજા પહોરને સમયે, ભોજન પછી, પોતાના તંબુમાં વિશ્રાંતિ લે છે. કેટલાક અનુચરો અને પ્રહરીઓ દ્વાર આગળ ઉભા છે. આણી તરફ **ભાસ્કર** પંડિત પોતાના તંબુમાં પલંગપર સૂતો છે. **ભાસ્કરનું** મુખમંડળ આજ અધિક મલિન જણાય છે. તે અધિર ચિત્તે કોઇની વાટ જોતો હોય એમ જણાય છે. એટલામાં એક ઘોડેસ્વારે વેગભેર તેના તંબુમાં પ્રવેશ કર્યો. પ્રતિહારે તેની ખબર કહેતાંની સાથે **ભાસ્કર** આનંદથી એકદમ ઉઠીને બોલ્યો—"તેમને આવવાને કહે." તે ઘોડેસ્વારને આવતો જોઇ, **ભાસ્કરે** પૂછ્યું "**મીર** સાહેબ! શી ખબર છે?"

વાચકોએ જાણ્યું હશે કે, આ ઘોડેસ્વાર બીજો કોઇ નહીં પણ, **મીર**હબીબ છે. **મીર**હબીબે ઉત્તર દીધો—"આપનું કામ પાર પાડવાને મેં આ વખતે આઘું પાછું જોયું નથી, અને તેથી હું કેટલીક રીતે ફત્તેહમંદ થયો છું. પરંતુ કહેવાને દીલગીર છું કે, આ કામમાં હું સંપૂર્ણ રીતે ફત્તેહ પામ્યો નથી."

**ભાસ્કર** આતુરતાથી બોલ્યો—"તે કેવી રીતે? આપણી મૂળ ધારણાનું શું થયું?"

**મીર** હબીબે ઉત્તર દીધો—"તેને માટે તો મેં જાતે કિલ્લાપર હલ્લો કર્યો હતો. રાતની વખતે જેટલી તપાસ થઇ શકે તેટલી તપાસ કરી; પરંતુ અનેક સ્ત્રીઓમાં કઇ રાજકુમારી અને કઇ રાણી! તે મારાથી

નક્કી થઇ શક્યું નહીં. તે વખતે આખો મહેલ અંધારાથી છવાઇ ગયો હતો. તેથી કેટલીક મસાલો સળગાવી અમે આખા મહેલમાં ફરી વળ્યા. ત્યારે એક ઓરડામાં કેટલીક યુવાન્ સ્ત્રીઓ મળી આવી. આમાં રાજકન્યા અને રાણી હશે એમ ધારી, તે સ્ત્રીઓને મેં સાથે લીધી. તેઓને લઇને હું બહાર આવ્યો અને લશ્કરને કિલ્લો લુંટવાનો તથા દુશ્મનોને મારવાનો હુકમ આપ્યો. અમારી યુક્તિથી, સમરસિંહ તો પહેલાંથી જ વિદાય થયો હતો. એટલે બીજો કોઇ માણસ અમને અટકાવી શકે તેમ નહતું. લશ્કરના માણસોએ કિલ્લો લૂટયા પછી, હું મારા નાનાભાઇને કિલ્લાનો બંદોબસ્ત રાખવા સૂચવી, પેલી સ્ત્રીઓની સાથે કેટલાક સિપાઇઓને લઇ, ત્યાંથી ચાલતો થયો. આ સ્ત્રીઓમાં રાજકન્યા અને રાણી હતી, એમાં સહેજ પણ સંદેહ નહતો. પરંતુ દુર્ભાગ્યે તે સઘળાંને હું નિર્વિઘ્નપણે અહીં લાવી શક્યો નહીં. રસ્તામાં કેટલાક લુટારાઓ અમારા ઉપર તૂટી પડયા. અને તેમાંથી ત્રણ સ્ત્રીઓને લઇ ગયા. મેં ઘણીવાર સુધી તે લુટારાઓના સરદારની સાથે જીવસટોસટની લડાઇ કરી. પરંતુ કંઇ ફળ મળ્યું નહીં. અંતે લાચાર બની બાકી રહેલી બે સ્ત્રીઓને લઇ હું મુર્શિદાબાદમાં આવ્યો. તેઓને મારા મહેલમાં મેં કેદ કરી છે. તેમાં કદાચ રાજકન્યા પણ હોય તો હોય. આપ નજરે જુઓ તો ઓળખી શકો."

મીરહબીબની વાત સાંભળી, ભાસ્કર અતિશય વિસ્મય થયો. ભયથી તેનું સર્વ શરીર કંપાયમાન થયું. તે અતિશય આતુરતાથી બોલ્યો— "તમને લુટારાઓએ કેદ કર્યાં નહીં, એ જ ઘણું સારું થયું. તમારી વાત ઉપરથી હું ધારું છું કે, રાજકન્યા તથા રાણી, લશ્કરને હાથે મરાયાં હશે. તે પણ એક રીતે ખુશી થવા જેવું જ છે. આ વખતે મને એટલો જ ભય છે કે, તમે આમાં સામેલ છો, એ વાત કોઇ જાણે નહીં. નહીં તો મોટી પીડા ઉભી થશે."

મીરહબીબ બોલ્યો—"તેમ કંઇ થવાનું નથી. કારણ કે રસ્તામાં જેઓએ અમારાપર હુમલો કર્યો હતો, તેઓ લુટારા જ હતા; એમાં સહેજ પણ સંદેહ નથી."

ભાસ્કર અને મીરહબીબ આવી રીતે વાતચિત કરે છે; તે વખતે સમરસિંહ રાઘોજીના તંબુ આગળ આવી, પ્રતિહારદ્વારા મહારાજને પોતાની આવવા વિષેની ખબર કહાવી. થોડીવાર પછી, પ્રતિહાર તેને તંબુમાં લઇ ગયો. સમરસિંહે મહારાજ સન્મુખ ઉભા રહી, કર જોડી અભિવંદન કર્યું. મહારાજે કંઇક આશ્ચર્ય પામીને પૂછ્યું "કેમ સમરસિંહ ! અચાનક તારું કેમ આવવું થયું ? રાણીઓ તો ખુશીમાં છે ?"

સમરસિંહે ઘડીવાર મૌન્ય રહી, મૃદુ સ્વરે સર્વ વૃત્તાન્ત મહારાજને નિવેદન કર્યો. તે સાંભળતાં જ રાઘોજી ક્રોધે અધીર બની, ગર્જના કરી બોલ્યો–"દુરાત્મન્! અત્યાર સૂધી સ્વચ્છંદ શરીરે ઉભો રહી, મારી સામે અમ્લાન વદને વાત કરે છે? મૂઢ! મહારાષ્ટ્રીઓના નામનું ગૌરવ લોપ કરી, તું હજુ સૂધી જીવતો રહ્યો છે? આ જ વખતે તેનું સમુચિત પ્રતિફળ હું તને આપું છું." એટલું કહી રાઘોજી, પોતાની અસિ કહાડી, સમરસિંહનું શિરચ્છેદન કરવા તૈયાર થયો.

સમરસિંહ નિડરતાથી તેની સામે ઉભો રહીને બોલ્યો–"ખરેખર, એ શિક્ષાને હું યોગ્ય જ છું; પરંતુ હું નિર્દોષ છું. રાજકન્યાનું હરણ કરવાને માટે કોઇ દુષ્ટે, પ્રપંચથી આવું કુકર્મ કર્યું છે." રાજકન્યાનું નામ સાંભળી રાઘોજીએ અતિશય ક્રોધાયમાન થઈ, પોતાની અસિ ઉંચકીને કહ્યું–"દુરાત્મન્! પાછી એની એ જ વાત કરે છે?" આ જ વખતે સંતુજી પાછળથી આવી, હાથ જોડીને બોલ્યો–"આવા નિરાધાર નિરસ્ત્ર માણસનો પ્રાણ સ્વહસ્તે વધ કરવો, એ આપને ઉચિત નથી. જો એ ખરેખર દોષી જ હોય તો, ન્યાય કર્યા પછી એનો પ્રાણવધ કરજો." આ વાત મહારાજને કાને પડતાં જ તેને જ્ઞાન આવ્યું. આણી તરફ સમરસિંહનું અસીમ સાહસ અને તેનાં નિર્દોષ મુખમંડળનો અપૂર્વ ભાવ જોઇ, રાઘોજી પ્રાણદણ્ડ કરતાં અટક્યો. તે બોલ્યો–"સંતુજી! તું ખરું કહે છે. એ માણસ દોષી હોય તો આવો ભાવ જણાય નહીં. પરન્તુ આ કલંક લઇને એને ભૂમંડળપર જીવિત રહેવું ઉચિત નથી. એને જોવાથી મારો ક્રોધ વૃદ્ધિ પામે છે. માટે એને મારી પાસેથી લઇ જા અને ભાસ્કર પંડિતને બોલાવ. આ જ વખતે એનો ન્યાય કરીને હું એનું યથોચિત શાંતિપ્રદાન કરીશ." આ આજ્ઞાથી સંતુજી, સમરસિંહને રક્ષકોના હાથમાં સોંપી; ઉતાવળે ભાસ્કર પંડિતને મહારાજની પાસે બોલાવી લાવ્યો. આ વખતે ભાસ્કરનું મુખ વિવર્ણ હતું. તે જડની પેઠે, મહારાજની સન્મુખ હાથ જોડીને ઉભો રહ્યો. મહારાજ તેનું મલિન મુખ જોઇને અધિરતાથી બોલ્યા–"કેમ! તમારા જીવને પણ કંઇ અસુખ છે કે શું?"

ભાસ્કરે કંઇક સુસ્થિર થઇને ઉત્તર દીધો–"આજ્ઞા, ના; પરન્તુ મેં જે ખબર સાંભળી છે, તેથી હું અતિશય ખિન્ન થયો છું. મારી ઇચ્છા પ્રથમથી જ આ બાળકને, તે કઠિન કાર્ય સોંપવાની ન હતી."

મહારાજે કહ્યું–"હવે સોંપશું નહીં. પણ આ વખતે જ એને યોગ્ય શિક્ષા કર."

એટલામાં મહારાજની આજ્ઞા લઇ, કેટલાક રાજગણો તંબુમાં આવી સમરસિંહને માટે પ્રાર્થના કરવા લાગ્યા. પરન્તુ મહારાજે તેમનું માન્યું

નહીં. રાઘોબા તેને પ્રાણદંડ દેવા તૈયાર થયો. ભાસ્કરનું મન આનંદે નૃત્ય કરવા લાગ્યું; કેમ કે તેનો કટ્ટો શત્રુ અને તેના સુખમાર્ગમાં નડતો કંટક આજ દૂર થવાનો સારો અવસર આવ્યો છે. છાવણીમાંના સઘળા લોકો, સમરસિંહને માટે દુઃખી થઇ, એકે અવાજે કહેવા લાગ્યા–"સમરસિંહ નિર્દોષ છે. તેના જેવા એક વીર પુરુષનો નાશ થાય, એ મરાઠાઓને માટે કેવળ દુર્ભાગ્યનો વિષય છે." ઘણાં માણસોએ સમરસિંહને માટે પ્રાર્થના કરી, પરન્તુ કોઇ પણ રીતે રાઘોબાનું મન પીગળ્યું નહીં. અંતે પ્રતિહારે આવીને મહારાજને હાથ જોડી નિવેદન કર્યું–"મહારાજ! દ્વારપર પરમહંસ ઉભા છે."

"મહારાજ બોલ્યા–"તેમને સન્માનથી અંદર લઈ આવ."

પરમહંસે આવી, મહારાજને આશીર્વાદ દીધો અને કહ્યું–"આપનું શરીર તો આરોગ્ય છે?"

મહારાજ–"હા, આ વખતે શું આજ્ઞા છે?"

પરમહંસ–"મહારાજ! મેં તીર્થપર્યટન કરવાનો સંકલ્પ કર્યો છે. આ વખતે પુરસ્કરની પ્રાર્થના કરું છું."

મહારાજ—"અનુમતિ આપો; આપને અદેય કશું નથી."

પરમંહસ—"મહારાજ! હું યોગી છું. સર્વદા દેશ વિદેશ ભ્રમણ કરું છું. માર્ગમાં અનેક પ્રકારનો ભય છે. તેથી મારી એટલી જ પ્રાર્થના છે કે, સમરસિંહને મને અર્પણ કરો તો, તે મારો શાથી થાય."

પરમંહસની ઉદારતા અને મહત્વતા જોઇ, મહારાજે અતિશય ચમત્કૃત થઇને કહ્યું, "આવા નિર્ભિક અને અપરિણામદર્શી યુવકને, ક્ષમા કરવાની મને સહેજ પણ ઇચ્છા નથી. પરંતુ આપની આજ્ઞા હું લોપી શકતો નથી. આપ એને આ દેશમાંથી લઈ જાઓ, કે જેથી એનું કલંકિત મુખ મારે ફરી જોવું ન પડે." મહારાજના આ શબ્દોથી સઘળા હર્ષિત થયા. પરમહંસ પણ પોતાના બન્ને હાથ ઉંચા કરી, મહારાજને આશીર્વાદ દેતાં દેતાં બહાર આવ્યો અને રક્ષકો પાસેથી સમરસિંહને છોડવી, તેને પોતાની સાથે સાથે આવવાનું જણાવી ત્યાંથી ચાલ્યો ગયો. છાવણીમાં સઘળા લોકો, પરમહંસનું આવું અલૌકિક આચરણ જોઇ, તેને મનમાં ને મનમાં ધન્યવાદ દેવા લાગ્યા. મહારાજ રાઘોબા નિર્વાક બની ચિંતામાં પડયા અને ભાસ્કર પંડિત હતાશ થઇને, ધીરે ધીરે પોતાના તંબુ તરફ ચાલ્યો ગયો.

—✱✱✱✱✱✱✱✱✱✱✱✱✱—

# પ્રકરણ ૩૦ મું.

## સમર! આ શું?

મરાઠાઓની છાવણી મૂકી, પરમહંસ અને સમરસિંહ મુર્શિદાબાદ તરફ જવા લાગ્યા. જતાં જતાં રસ્તામાં સમરસિંહે કહ્યું "ભગવન્! આપ વારંવાર આ દાસની પ્રાણરક્ષા કરો છો, પરંતુ આ વખતે મહારાજે મને પ્રાણદંડની આજ્ઞા કરી, એ વાત આપે કેવી રીતે જાણી?"

પરમહંસ–"વત્સ! હું કેવળ તારા હિતમાંજ ફરું છું. મુસલમાનોએ કિલ્લાપર હુમલો કર્યો છે; અને તું નિરાશ થઇને મહારાજ પાસે ગયો છે; એ વાત મેં યુક્તિથી જાણી હતી. ત્યારપછી આ દુઃખદાયક સમાચાર સાંભળી હું મહારાજ પાસે આવ્યો."

સમરસિંહ–"મારી પ્રાણરક્ષા કરી આપે મારાપર મહત્ ઉપકાર કર્યો છે. પરંતુ ઇન્દુકુમારીનું મુસલમાનોએ હરણ કર્યું છે, અને ભાસ્કર તેમાં સામેલ છે; એ વાત મહારાજને કહેવામાં આવી નહીં."

પરમહંસ–"વત્સ! જે ખરું હશે તે ધીરે ધીરે બધું બહાર આવશે. તેને માટે તારે કંઇ ઉપાય લેવા નહીં. પરંતુ રાજકન્યા હયાત છે, એ તેં કેવી રીતે જાણ્યું?"

સમરસિંહ–"મેં કિલ્લામાં ઘણી તપાસ કરી હતી. જો તે હત થયાં હોત તો, જરૂર રાજકન્યાનું મૃત દેહ મારા જોવામાં આવતે. વળી યોગીને મ્હોંડે મેં સાંભળ્યું છે; તેથી મારી વધારે ખાત્રી થઈ છે."

પરમહંસ–"યોગી કોણ? તેણે શું કહ્યું હતું?"

સમરસિંહ–"યોગી એક ભિક્ષુક છે. સર્વત્ર ફરતો રહે છે. માણસ પણ અતિ સુજન અને ચતુર છે. તેના મ્હોંડે એ બનાવ બન્યો, તે જ રાત્રે મેં સાભળ્યું હતું કે, સેનાપતિ ભાસ્કરે પ્રપંચ રચી નવાબના દોહિત્રાની સાથે ઇન્દુકુમારીનાં લગ્ન કરવાની ઇચ્છાથી તેનું હરણ કરાવ્યું છે. સેનાપતિએ મહારાજના હિતને માટે આમ કર્યું હશે પરંતુ હું ધારું છું કે, એ વાત જો મહારાજાના જાણવામાં આવશે, તો તેઓ ગુસ્સે થયા વિના નહીં રહે."

પરમહંસ–"યોગીએ ખરું કહ્યું છે કે ખોટું કહ્યું છે? અથવા સેનાપતિનો શું વિચાર છે? તે પાછળથી જણાશે. પરંતુ નવાબના દોહિત્રાની સાથે ઇન્દુકુમારીનાં લગ્ન થાય તો, તેમાં તને શું હરકત છે? હું તો એમાં સારું જ જોઉં છું. કારણ કે એમ થવાથી મહારાજની સાથે નવા-

બને સલાહ થશે. અને પૃથ્વી જે વૃથા નરરક્તે પ્લાવિત થાય છે, તે પણ થતાં અટકશે."

સમરસિંહ કંઇક ગંભીર ભાવે બોલ્યો-"દુરાત્મા નર પિશાચના હાથમાં આવું રત્ન જશે, એ વાત વિચારતાં જ દેહનું રક્ત શુષ્કપ્રાય થાય છે. નસીબ જોગે મહારાજના મુખથી આવું નિષ્ઠુર વચન સાંભળી મારું મન વિદીર્ણ થાય છે." સમરસિંહ ગદ્‌ગદ્ કંઠે બોલ્યો-" મહાભાગ! હું પ્રતિજ્ઞા કરું છું કે, ફરી એક વાર રાજકન્યાને બચાવવા માટે પ્રયત્ન કરીશ. દુરાચારી મુસલમાનોના હાથમાંથી તેને છોડવવા હું પ્રાણાર્પણ યુદ્ધ કરીશ.

પરમહંસ-" વત્સ! તારા જેવા વીર પુરુષને આવી પ્રતિજ્ઞા ઉપયુક્ત છે ખરી; પરંતુ જો રાજકુમારી પોતાની ખુશીથી મુસલમાનની સાથે લગ્ન કરે, તો તારી પ્રતિજ્ઞાનું ફળ શું? વળી તું બાળક છે; સ્ત્રી ચરિત્ર સમજવાં અસાધ્ય છે. તેમના મનનો ભાવ એકવાર પણ પુરુષો જાણી શકે તેમ નથી. તેઓ કઇ વખતે કોનાપર આસક્ત થશે? એ વાત સહેજે સમજાય તેવી નથી."

સમરસિંહ-"પ્રભો! ઇન્દુકુમારીનું મન અતિશય સરલ અને પવિત્ર છે; તે મેં ઘણા દિવસના અનુભવથી જાણ્યું છે. રાજકુમારીના મનમાં કપટાચાર લેશ પણ નથી. મુસલમાનો દુરાચારી અને પરપીડક છે, એ તે સારી રીતે જાણે છે. રાજકન્યા પ્રાણ જતાં પણ મુસલમાનની સાથે લગ્ન કરશે નહીં."

પરમહંસે કહ્યું "વત્સ! તે ગમે તેમ હો; પણ જ્યારે ઇન્દુકુમારી હયાત છે કે નહીં? એ જ નક્કી નથી, ત્યારે એને માટે વધારે ચિંતા કરવી નકામી છે. વળી તે રાજકન્યા છે. મહારાજ રાધોજી તેને માટે જે યોગ્ય હશે તે જ કરશે. એટલે રાજકન્યાને માટે આપણે વિચાર કરવાનું કાંઇ પ્રયોજન નથી. આ વખતે ચાલ આપણે તીર્થ પર્યટનદ્વારા પારમાર્થિક કાર્ય સાધન કરીએ."

આ વાત સાંભળી સમરસિંહ દીર્ઘ નિઃશ્વાસ મૂકતો બોલ્યો-"પ્રભો! આ વખતે હું આપને સંપૂર્ણ આધીન છું. જે પ્રમાણે કહેશો, તે પ્રમાણે કરવા તૈયાર છું. મહારાજ તેનું રક્ષણ નહીં કરશે પણ જગદીશ્વર જરૂર તેનું રક્ષણ કરશે જ. વારુ મોહિનીના કંઇ સમાચાર મળ્યા?"

પરમહંસે કહ્યું. "હા, મોહિની હયાત છે; એવું કેટલાંક પરિમાણોથી હું જાણવા પામ્યો છું. ઇશ્વર ઇચ્છાથી તે જલદી મુક્તિ-લાભ મેળવશે. વત્સ! મોહનીનું સ્વભાવ ચરિત્ર અતિ નિર્મળ છે. જો તારી ઇચ્છા હોય તો, દયારામ ઘણી ખુશીથી, તારી સાથે એનાં લગ્ન કરી આપશે.'

સમરસિંહે ઉત્તર દીધો "ભગવન્! આ દાસ હવે આ જન્મે કોઇનું પણ પાણીગ્રહણ કરશે નહીં. પાર્થિવ સામાન્ય સુખે લિપ્ત થવા હવે મારી ઇચ્છા નથી. કેવળ આપની સાથે પવિત્ર વિષયની ચર્ચા કરી જીવન ગાળવાનો મેં નિશ્ચય કર્યો છે."

પરમહંસ—"સમર! હું ધારું છું કે, તું ઈન્દુકુમારીના પ્રેમમાં પડી, આવી કઠિન પ્રતિજ્ઞા કરે છે; પરંતુ તું બાળક છે; સામા માણસના મનનો ભાવ સમજવો, એ કંઇ સહેલું નથી. ઈન્દુકુમારી રાજકન્યા છે; તેનો સ્વભાવ ઉત્તમ હોવા છતાં પણ, તેને ધન ગૌરવનો ગર્વ છે. તું એક સામાન્ય માણસનો સંતાન છે, એ ઈન્દુકુમારી સારી રીતે જાણે છે. તે કદી તારાપર મમતા રાખતી હશે. તેથી તું મનમાં એમ સમજીશ નહીં કે, તે તારી સાથે લગ્ન કરશે. જો મારી વાત માને તો, તું રાજકન્યાની આશા પરિત્યાગ કર અને અન્યની સાથે લગ્ન કરવાની તારી ઇચ્છા હોય તો તું મને કહે કે, તે પૂર્ણ કરવા હું પ્રયત્ન કરું."

સમરસિંહ—"ઇન્દુકુમારી મારી સાથે લગ્ન કરશે, એવી આશા મેં કદી પણ કરી નથી. તે હયાત છે કે નહીં? તે પણ હજુ સંદેહજનક છે. પરંતુ પ્રભો! હું હવે આ ઇહકાલના અકિંચિતકર સુખોથી મગ્ન થઇશ નહીં; તેથી જ મેં આવી પ્રતિજ્ઞા કરી છે. તોપણ મારાથી જો કોઇ રીતે રાજકન્યાનું હિત થતું હશે, તો તેમ કરવા હું કદી પણ પાછો હઠીશ નહીં. આપની પ્રત્યેક આજ્ઞાનું હું પ્રાણાર્પણે પાલન કરીશ; પણ આને માટે મને ક્ષમા કરજો."

વાક્ય પૂરું કરી, સમરસિંહે જોયું તો, પરમહંસના ચક્ષુમાંથી અશ્રુધારા વહે છે. તે જોઇ સમરસિંહ વિષાદ ચિત્તે બોલ્યો—"પ્રભો! જાણ્યે અજાણ્યે મારાથી કંઇ અપરાધ થયો હોય તો મને ક્ષમા કરશો. હું આપનો એકાંત અનુભવ દાસ છું.

પરમહંસે સારી રીતે જાણ્યું કે, રાજકન્યા પ્રતિ તેનો પ્રેમ અતિ દૃઢ છે. રસાળ ભૂમિમાં એક વાર બીજ રોપાયા પછી, તેનું અંકુર ફુટે છે, અને ધીરે ધીરે તે જ અંકુર વૃક્ષના રૂપમાં ફેરવાય છે; ત્યારે તેને મૂળ સહિત ઉખેડવું ઘણું કઠિન થઇ પડે છે. પરમહંસે અતિ મૃદુ સ્વરે કહ્યું—"વત્સ! તારો કંઇ અપરાધ થયો નથી. મેં મારા જીવનની અદૃશ્ય વાત સ્મરણ કરી રુદન કર્યું હતું. હવે ચાલ એ વાતને પડતી મૂક, કે દિવસ અવસાન થતાં પહેલાં આપણે કોઇ સારી જગ્યાએ પહોંચીએ." આવી રીતે વાતચિત કરતાં બન્ને જણા ચાલ્યા જાય છે; ધીરે ધીરે દિવસ પૂરો થવા આવ્યો; ભગવાન્ માર્તંડ દેવ આહ્નિક કાર્ય પૂરું કરી, વિશ્રામ લેવાને માટે પશ્ચિમ સાગરમાં ઉતરી અદૃશ્ય થઇ ગયા. સન્ધ્યાનો સમીરણ

પ્રમાણે ઈન્દુકુમારી જીવતી નથી. જે દિવસે તમે કિલ્લાપર હલ્લો કર્યો, તે જ દિવસે તે કોઇને હાથે મરી ગઇ હશે."

મીરહબીબ–"તમારુ ધારવું ખરું હોય તો કામ કેવી રીતે સફળ થશે વારુ? એમ થશે તો મહારાજ આમદેહના રાજ્યભંડારના અધિકારી થશે, અને આપણી મહેનત પાણીમાં જશે."

ભાસ્કર–"તમે હજુ સૂધી સમજ્યા નથી, કે મારો રસ્તો હવે મોકળો થયો છે. મહારાજનો બીજો કોઇ વારસ રહ્યો નથી. વળી હાથ નીચેના તથા ઉપરી અધિકારીઓ મારા આધીનમાં છે. અત્યાર સૂધી મહારાજે પણ મારો વિચાર જાણ્યો નથી અને હવે પછી તેને જાણવાનો અવસર મળે એમ પણ નથી. આણી તરફ અલિવર્દ્દિખાન સન્ધિ કરવાને તૈયાર છે; તેની સાથે મહારાજ પણ મારા હાથમાં છે. છતાં તેઓ જો કદી આડા ઉતરશે તો હું તેમનો પણ પ્રાણ નાશ કરીશ. હવે હું મારો મનોરથ સફળ કરતાં આઘું પાછું જોવાનો નથી.

દુરાત્માનાં આવાં કુપ્રવૃત્તિ ભરેલાં વાક્યો સાંભળી, કઠિન હૃદયના મીરહબીબના મનમાં પણ ભયનો સંચાર થયો; તેનું સર્વ શરીર રોમાંચિત થઇ ગયું. રાઘોજી જેવા ઉદાર અને સરળ સ્વભાવના સ્વામીનો પ્રાણ લેવા, ભાસ્કર કિંચિત્ પણ કુંઠિત નથી; એ જોઇ મીરહબીબ અતિ વિસ્મિત થયો. મીરહબીબ અત્યંત નિષ્ઠુર અને નીચ પ્રવૃત્તિનો માણસ હતો. તે કેવળ પોતાના વેરી અલિવર્દ્દિખાનનો વિનાશ કરવાને માટે જ આવા નીચ કાર્યમાં પ્રવૃત્ત થઇ, જો કે ભાસ્કરને પ્રિય થઇ પડયો હતો; પરંતુ રાઘોજીના પ્રાણનાશમાં તેનો કંઇ લાભ સમાયો ન હતો.

અલિવર્દ્દિખાનનું અનિષ્ટ કરવાની ઇચ્છાથી જ તેણે પોતાની જન્મ ભૂમિને લૂંટી હતી. તેથી અલિવર્દ્દિખાનની સાથે સન્ધિ કરવાની વાત સાંભળી, તે મનમાં ને મનમાં ખિન્ન થઇ પ્રકાશ પણે બોલ્યો–"જે યુવકને બાંધવાન કરી, મેં મારા મહેલમાં રાખ્યો હતો, તે નાશી ગયો છે, એ વાત મેં આગળ કહી હતી. તેને માટે આપે શું કરવા ધાર્યું છે? હું ધારું છું કે, નવાબ અલિવર્દ્દિખાનની સલાહથી જ તે નાસવા પામ્યો છે; અને હમણાં પણ તે તેની પાસે જ છે. આપ નવાબની સાથે સન્ધિ કરવાનું કહો છો, પણ સંભાળજો; અલિવર્દ્દિખાન ઘણો કાવત્રાંબાજ અને કુટિલ છે."

ભાસ્કર–"તમે તેને માટે ચિંતા કરશો નહીં. તે યુવક ગાંડો છે. તે રાઘોજીનો ભાણેજ થાય છે; એ વાત કોઇ માને એમ નથી. મહારાજ પોતે પણ એને સારી રીતે ઓળખશે નહીં. મારી મુખ્ય ધારણા તેને અહીંથી દૂર કરવાની હતી. તે તમને મેં પ્રથમ જણાવ્યું હતું. અલિ-

વર્દ્દિખાન કાવત્રાંબાજ હશે, પરંતુ મરાઠાઓ પાસે તેનાં કાવત્રાં ચાલે એમ નથી. સન્ધિ થયા પછી મારું ધારેલું કામ પૂરું કરી, પાછળથી તેને પણ નષ્ટ કરતાં હું પાછો હઠવાનો નથી અને તેમ કરીને હું તમને જ બંગાળની ગાદીપર બેસાડીશ."

આ વાત સાંભળી મીરહબીબ ખુશી થતાં બોલ્યો; "લાલજીની સ્ત્રી દેશમાંથી પાછી આવી છે. એવી મેં વાત સાંભળી છે, તેને માટે કેમ કરીશું?"

ભાસ્કર–"તે ગઇ કાલે મહારાજની પાસે આવતી હતી, તે વખતે એક અનુચરની પાસે મેં તેના પગમાં એવો સખ્ત ઘા કરાવ્યો છે કે, તે હજુ સૂધી અચેતન અવસ્થામાં જ પડી છે. તેની જીવન દોરી તુટવામાં હવે વધારે વિલંબ નથી. તેને માટે હવે ભય રાખવા જેવું કશું નથી.

આજ વખતે પ્રતિહારે આવીને કહ્યું "ધર્માવતાર! બહાર સંતુજી ઉભો છે."

ભાસ્કરે પ્રતિહારને કહ્યું–"તેને અંદર આવવા કહે."

સંતુજીએ થોડીવાર પછી આવીને કહ્યું–"મહારાજ આપને બોલાવે છે." ભાસ્કર કંઇક ભયભીત બન્યો. દોષિત માણસના મનમાં હમ્મેશ અનેક પ્રકારની શંકાઓ ઉત્પન્ન થાય છે. તે બોલ્યો–"સંતુજી! શી ખબર છે? આ વખતે મહારાજ કેમ બોલાવે છે?"

સંતુજીએ અતિ વિનયથી હાથ જોડી ઉત્તર આપ્યો–"હું ધારું છું કે, કાંઇ અગત્યના કામમાં, આપની સલાહ લેવાને માટે મહારાજ આપને બોલાવે છે. આપના ઉપર મહારાજનો એટલો બધો વિશ્વાસ અને સ્નેહ ચોંટયો છે કે, કોઇ પણ કામ આપને પૂછ્યા વિના તેઓ કરતા નથી. મહારાજ! મારાપર દયાદૃષ્ટિ રાખજો. કેમ કે, આપ મહારાજના વારસ અને નાગપુરના ભવિષ્યના રાજા છો."

ભાસ્કરનું મન આનંદમાં નૃત્ય કરવા લાગ્યું. મીરહબીબે ધાર્યું કે, સંતુજી કહે છે તે ખરું છે; સેનાપતિ જે કરે તે થાય એમ છે. માટે તેની મરજી વિરુદ્ધ ચાલવું એ ઠીક નહીં. થોડીક વાર પછી ભાસ્કર પંડિત અને મીરહબીબ મહારાજની પાસે આવ્યા. મહારાજ સિંહાસનપર બેઠા હતા અને તેની સામે કેટલાક પત્રો પડયા હતા. તંબુનાં બારણાં આગળ એક અપૂર્વ વેશધારી દૂત ઉભો છે. ભાસ્કરે અને મીરહબીએ આશ્ચર્ય પામીને જોયું તો, તે મહારાજ પુણાધિપતિનો દૂત છે એમ જણાયું.

ભાસ્કર આવતાંની સાથે મહારાજે પ્રથમ તેને એક પત્ર આપીને કહ્યું "આ પત્ર વાંચ."

**ભાસ્કર** વાંચવા લાગ્યો:-

**મહારાજ !**

આ દાસ ધર્માવતારની પાસે પરિચિત નથી. તોપણ હું પ્રાર્થના કરું છું કે, આ દાસ જ્યાંસૂધી મહારાજની પાસે આવે નહીં, ત્યાંસૂધી કોઈ પણ પ્રપંચીની વાત સાંભળી, **સમરસિંહ** ઉપર અનુચિત આદેશ ન થાય.

**બ્રાહ્મણ.**"

પત્ર વાંચી **ભાસ્કર**નું મલિન મુખ અધિક મલિનતર થયું. તે અતિ મૃદુ સ્વરે બોલ્યો—"મને તો આ મુસલમાનોની કપટજાળ લાગે છે. **સમરસિંહ** પણ મુસલમાનોને મળી ગયેલો જણાય છે."

મહારાજે કહ્યું—"ના, ના, તેમ નથી. **સમરસિંહ**નું મન એટલું બધું નીચ નથી. જવા દે, એ વાતની વધારે તપાસ કરવી હાલ જરૂર નથી." એટલું કહી તેમણે એક બીજો લંબાણ પત્ર; **ભાસ્કર**ના હાથમાં મૂક્યો. પત્રના મથાળે **ભાસ્કરે** જોયું તો, મોટા સુવર્ણાક્ષરે **વલ્લભજીરાવ**નું નામ હતું. **ભાસ્કરે** પત્ર વાંચવાનો આરંભ કર્યો:—

"શ્રીમાન્ **નાગપુરાધિપતિ !**

હું **દિલ્લીશ્વર**ની આજ્ઞાથી, આપને યુદ્ધે પરાસ્ત કરી, આ દેશમાંથી દૂર કરવા આવ્યો છું. અહીં આવ્યા પછી આપના સઘળા વિષયોથી હું જાણીતો થયો છું. આપનું મન અતિ પ્રશસ્ત, સરળ અને મહત્ છે; તેનાં પ્રમાણ પણ મેં મેળવ્યાં છે. પરંતુ આપ સઘળા વિષયોનું સમભાવે અવલોકન કરતા નથી. ઘણાં કાર્યો આપે તેની યોગ્ય તપાસ કર્યા વિના કરેલાં જણાય છે. મુસલમાનો અતિશય દુરાચારી છે, તેમાં સંદેહ નથી. તેમ તેઓ સઘળાં જ નિંદિત કર્મો કરે છે, તેમ પણ નથી. આપ એમ ધારો છો કે, **આમદેહ**ના રાજાનો પ્રાણનાશ, મહન્તના દેવાલયપર તથા **આમદેહ**ના કિલ્લાપર થયેલો હલ્લો, રાજકન્યા વિગેરેનું હરણ અને નગરની લુંટ, એ વિગેરે સઘળાં દુષ્કર્મો, નવાબના ભત્રિજાએ કરેલાં છે. પરંતુ નવાબ એ સઘળી વાતનો ઇનકાર કરે છે, અને આપના કોઇ કોઇ કર્મચારીઓ ઉપર આ દોષારોપ મૂકે છે. એ ક્યાં સૂધી ખરું છે? તે જગદીશ્વર જાણે. પરંતુ મારા વિચાર પ્રમાણે આ જ વખતે ખરાં ખોટાંની પરીક્ષા કરવી જરૂરની છે. મારા અનુચરની પાસે એક મર્કટ છે. તે મર્કટ ઘણી અલૌકિક શક્તિ ધરાવે છે. ઘણાં માણસો ભેગાં મળ્યાં હોય તેમાંથી પણ આ મર્કટ દોષી માણસને, વસ્ત્ર પકડી બહાર કહાડે છે. આપની ઇચ્છા હશે તો એ અનુચરને હું આપને દેખાડીશ. મારી ઇચ્છા એ છે કે, આપના અને નવાબના મુખ્ય મુખ્ય અધિકારીઓ, અમાત્યો અને તેમના સંબંધીઓને એક જ ઠેકાણે ભેગા

કરી, આ અલૌકિક અને અવ્યર્થ પરીક્ષા કરવી. એથી દોષિત માણસ નિશ્ચય પકડાશે. એ સભામાં **જૈનુદ્દિન** હાજર રહેશે. માટે આપનો અભિપ્રાય ત્વરાથી જણાવશો. ઇતિ."

પત્રની હકીકત સાંભળી, **મીરહબીબ** આભો બન્યો.

પત્ર પૂરો કરી **ભાસ્કર** બોલ્યો—"કેવી ચતુરાઇથી જાળ પાથરી છે? વલ્લભજીરાવ પણ મહારાષ્ટ્રીય થઇ, મુસલમાનોના પક્ષમાં ભરાયો છે. મહારાજ! શું આવાં નીચ કાર્યમાં સમ્મત થશો?"

મહારાજ—"મારા ધારવા પ્રમાણે સમ્મત થવું ઉચિત છે. એમાં કોઇ પણ પ્રકારની હાનિ મારા જોવામાં આવતી નથી. વળી વલ્લભજીરાવ પણ ફરીથી કોઇ વાત કરી શકશે નહીં અને ખરું હશે તે એની મેળે બહાર આવશે."

**ભાસ્કર** પંડિત અતિશય ખિન્ન થઇને બોલ્યો—"મહારાજની જેવી ઇચ્છા. હું તો એક સેવક છું, કહેશો તેમ કરીશ, પરંતુ આમાં મુસલમાનોનું, અતિ ગૂઢ તાત્પર્ય સમાયેલું છે. આત્મીય સ્વજનની સાથે મહારાજનો વિરોધ કરવાનો તેમણે આ ઉપાય રચ્યો છે. એનું પરિણામ કેવું આવશે! તે મારાથી કહેવાય એમ નથી.

મહારાજ—"કંઇ ચિંતા નહીં. આ જ વખતે વલ્લભજીરાવને પત્ર લખ કે, આ કાર્યમાં હું સમ્મત છું. આપની જે દિવસે ઇચ્છા હશે, તે દિવસે સભા થઇ શકશે." **ભાસ્કર** ક્યાંસુધી પોતાનો ભરમ રાખે? જ્યાં મહારાજની આજ્ઞા થઇ, ત્યાં તેની ચાતુરી ક્યાંસુધી ચાલે? અંતે નિરૂપાય થઇ **ભાસ્કરે**, વલ્લભજીરાવના પત્રનો ઉત્તર લખ્યો. ત્યારપછી અતિ નિરાશ ચિત્તે તે પોતાના તંબુએ પાછો ફર્યો. **મીરહબીબ**ની પણ એવી જ સ્થિતિ હતી. મહારાજનાં છેલ્લાં વાક્યોથી તેના પેટમાં તેલ રેડાયું હતું. **મીરહબીબ** પણ તેની પાછળ પાછળ જવા લાગ્યો.



## પ્રકરણ ૩૨ મું.

### એ યોગી કોણ?

જે દિવસે કિલ્લાપર હલ્લો થયો, તેને બીજે દિવસે મહારાજ **રાઘોજી**એ રાજકન્યા અને રાણી વિગેરેની ઘણી તપાસ કરાવી, પણ તેમનો કાંઇ પત્તો મળ્યો નહીં. સઘળાનું કહેવું એમ હતું કે, તેઓ મુસલમાનોને હાથે મરાયાં છે; એમાં સહેજ પણ સંદેહ નથી. તેથી **આમદેહ**ની

ધનસંપત્તિ હાથમાં લેવાને માટે, સઘળા સામંતો મહારાજને કહેવા લાગ્યા. પરંતુ રઘોજીએ તેમ કર્યું નહીં. તેનો વિચાર એવો હતો કે, યુદ્ધદ્વારા અલિવર્દિખાનને એનું વિશેષ પ્રતિફળ આપીશ; અને ત્યારપછી એને માટે જે યોગ્ય હશે તે કરીશ. પરંતુ આશ્ચર્ય જેવું છે કે, ભાસ્કર પંડિત એ સંબંધી મહારાજને કંઇ કહી શક્યો નહીં.

રાજકન્યા અને રાણી ક્યાં છે? સમરસિંહને કેમ બંધિવાન્ કરવામાં આવ્યો છે? એ પ્રશ્નના ઉત્તરને માટે વાચક! એક વાર તમારે મુર્શિદાબાદ આવવું પડશે. ભાગીરથીના સામે તીરે નવાબ અલિવર્દિખાનનું મોટું વિલાસભુવન જણાય છે. એનાથી થોડે છેટે દક્ષિણમાં નવાબની બેગમોનો મહેલ છે. આ મહેલ જૂદા જૂદા ભાગોમાં વિભક્ત છે. તેમાં જવા આવવાનાં ઠેકાણે ઠેકાણે એક એક દ્વાર છે. પ્રત્યેક દ્વારપર પહેરેગીરો રક્ષા કરે છે. કોઇની પણ શક્તિ નથી કે, આ મહેલમાં કોઇ પ્રવેશ કરે. સમરસિંહ બંધિવાન્ થયા પછી એક દિવસે સાયંકાળે આ જ મહેલના દક્ષિણ ભાગની એક નિર્જન ઓરડીની બારીમાં એકલો ઉભો રહી, ભાગીરથીની અપૂર્વ શોભા નિરીક્ષણ કરે છે. તેને ક્યાં? અને કેવા વિચારથી બંધિવાન્ કરવામાં આવ્યો છે? તે પણ હજુ સૂધી સમરસિંહ જાણતો નથી. અનુચર વર્ગને પૂછતાં તેઓ ખરો જવાબ આપતા નથી. સઘળા અનુચરો તેનું વિશેષ માન રાખે છે અને તેની પ્રત્યેક આજ્ઞા વિનાવિલંબે પાલન કરે છે. તેથી તે બંધિવાન્ દશામાં છે કે સ્વતંત્ર છે? એ તેનાથી સમજી શકાતું નથી. આ ઓરડીમાં તેને દરેક રીતની ફરવા હરવાની છૂટ હતી; પરંતુ બહાર જવાની આજ્ઞા ન હતી. સમરસિંહ ભાગિરથીની શોભા જોતો જોતો, પોતાના મનમાં અનેક પ્રકારની ચિંતા કરે છે. અત્યારે તેના ચિત્તપર રાજકન્યાએ અધિકાર કર્યો છે કે નહીં? એ વાત સમરસિંહ જ જાણે. આવી રીતે તે ચિંતામાં ઉભો છે, એટલામાં, માણસનાં પગલાંનો અવાજ તેને કાને પડ્યો. સમરસિંહે પાછળ ફરીને જોયું તો પરમહંસ. તે જ વખતે અતિ આશ્ચર્યથી પરમહંસને પ્રણામ કરી સમરસિંહે પૂછ્યું–"દેવ! હું ક્યાં છું? આ જન્મે ફરી આપનાં ચરણ દર્શન કરીશ, એવી મને આશા ન હતી. અહીંથી મને બચાવો. અથવા મને અહીં કેમ બંધિવાન્ કર્યો છે, તે જો આપ જાણતા હો તો મને કૃપા કરીને કહો."

પરમહંસે તેનો કાંઇ પણ પ્રત્યુત્તર આપ્યા વિના, સમરસિંહને પોતાની પાછળ પાછળ આવવા જણાવ્યું. તેઓ જે મહેલમાં ઉભા હતા તેનાથી થોડે છેડે એક જૂદો મહેલ તેઓના જોવામાં આવ્યો. એ મહેલ બેગમનો હતો. બહારના એક મોટા દાદરપરથી તેમાં જવાતું હતું. પરમહંસે

કહ્યું–"વત્સ! તું આ મહેલમાં જા; હું આવું છું," પરમહંસ ગયા પછી સમરસિંહ દાદર ચઢીને મહેલમાં ગયો. ઉપર જઇને જોયું તો તેમાં કેવળ ચાર જ ખંડ હતા. પ્રત્યેક ખંડ ઘણી સુંદરતાથી શણગારેલો હતો. ત્યાં ઠેકઠેકાણે અને દ્વારે દ્વારે ખોજાઓ પહેરો ભરતા હતા. ખોજાઓને જોઇ સમરસિંહ આશ્ચર્ય પામ્યો. કેવલ નવાબ અથવા મુસલમાન સરદારોના જનાનખાનામાં જ ખોજા પહેરેગીરો હોય છે. ત્યારે તે શું નવાબના જનાનખાનામાં છે? સમરે ધાર્યું એમ હોવું અસંભવિત છે."

દાદર મૂકી પહેલાં એક નાના ખંડ દ્વાર આગળથી, સમરસિંહે જોયું તો, તે ખંડમાં અતિ મૂલ્યવાન્ સુકોમલ ગાલીચો પાથરેલો છે. તે ગાલીચાના મધ્ય ભાગમાં અનેક પ્રકારના, ફળ ફૂલ સહિત વેલાઓ એવી સુંદર કારીગીરીથી કહાડવામાં આવ્યા છે કે, તેનાપર એકદમ પગ મૂકતાં મનમાં સંકોચ ઉત્પન્ન થાય છે. આ જ ખંડમાં એક અપૂર્વ સિંહાસન ગોઠવેલું હતું. સમરે ત્યાં જન માનવ જોયું નહીં. તે, દ્વાર આગળ પરમહંસની વાટ જોતો ઉભો રહ્યો, પણ જ્યારે ઘણી વારે તે આવ્યો નહીં, ત્યારે તે ખંડને મૂકી બીજા એક ખંડમાં સમરે પ્રવેશ કર્યો. તેમાં જતાંની સાથે, બે અપૂર્વ વેશધારિણી લલનાઓએ તેને અતિ આદરની સાથે એક આસનપર બેસાડયો. આ ખંડ પણ સુંદર રીતે શણગારેલો હતો. તેના પ્રત્યેક દ્વારપર સુંદર કીનખાબના અને મખમલના પડદા ટાંગેલા હતા. તેમાં બીછાવેલો ગલીચો એવો નરમ રેશમ જેવો હતો કે, તેપર ચાલતાં પગલાંનો અવાજ સહેજ પણ સંભળાતો નહતો. સમરસિંહને આસનપર બેસાડયા પછી, તે લલનાઓ, તેની સામે ગાલીચાપર બેઠી. સમરસિંહે જોયું કે, તે બંન્ને ઉદાસ, ચિંતાતુર અને નિર્વાક્ બની, કદી સમરસિંહના મુખપ્રતિ, તો કદી ખંડની રમણીયતા પ્રતિ પોતાની દૃષ્ટિ નાંખતી હતી. થોડી વાર પછી સમરસિંહે પૂછયું "તમે શું મને અહીંઆં બોલાવ્યો હતો?"

એક લલનાએ અતિ કાતર સ્વરે કહ્યું–"મહારાજ! અમે પણ તમારી પેઠે બંધિવાન્ છીએ. અમારી પ્રભુકન્યાએ, અત્યંત અધીર થઇ, કોઇ વાત કહેવાને માટે આપને બોલાવ્યા છે." એમ કહી તેણે એક ખુણા તરફ આંગળી કરી. સમરસિંહે તે તરફ જોયું તો; એક બીજી રમણી તેની તરફ આવે છે. સમરસિંહની પાસે આવતાં જ તે રમણી વ્યાકુલ ભાવે સમરસિંહના પગમાં પડી, રુદન કરવા લાગી. અંતે તે મૃદુ મધુર સ્વરે બોલી–"અમારું રક્ષણ કરો, તમે જ્યાં જશો, ત્યાં અમે આવીશું; તમારા સિવાય અમારે બીજો કોઇ ઉપાય નથી."

સમરસિંહ અવાક્ બન્યો, શું કહેવું? એ તેનાથી સ્થિર થઇ શકયું નહીં, એટલામાં પાસેના એક બીજા ખંડનું સહેજ દ્વાર ઉઘડયું, તેમાંથી

કોઇ સ્ત્રીનો અસ્ફુટ ચિત્કારધ્વનિ સમરસિંહના સાંભળવામાં આવ્યો, તેણે તે તરફ અધીરતાથી જોયું તો, તે એકદમ આર્ત નાદ કરી ઉઠ્યો–"આ કોણ? ઇન્દુકુમારી? આ શું સ્વપ્ન?" સમરસિંહનું મસ્તક ભમવા લાગ્યું, તે બાહ્યજ્ઞાન શૂન્ય થઇ ગયો. આ વખતે સમરસિંહે આશ્ચર્ય ચકિત થઇને જોયું તો બે અજાણી સ્ત્રીઓ ઇન્દુકુમારીને ઉચકીને ત્યાંથી લઇ ગઇ. સમરસિંહ વાયુથી કંપતા તરુની પેઠે, જ્ઞાન વિહીન થઇ મૂર્ચ્છિત થયો.

* * * * * * *

જ્યારે મૂર્ચ્છા વળી અને તેણે આંખો ઉઘાડીને જોયું તો, તે ખંડમાં હવે કોઇ નથી. સમરસિંહ ઊભો થયો અને ચકિત થઇને પાછળ ફરીને જોયું તો પેલો યોગી ઉભો છે. સમરસિંહે અતિ આશ્ચર્ય પામી કહ્યું–" આજે મેં કેવો આશ્ચર્યકારક બનાવ જોયો, તે તમને કહી શકાય એમ નથી. હું ધારું છું કે, આ સઘળી મુસલમાનોની લીલા છે. આટઆટલું દુઃખ દીધા છતાં પણ તેમને હજુ સંતોષ થયો નથી. તમે હિંદુ થઇને આ યવન પુરીમાં કેવી રીતે આવ્યા?"

યોગી બોલ્યો " અમારા જેવા યોગીઓનું સઘળે ઠેકાણે ગમનાગમન હોય છે. આપની વાત સાંભળીને હું અહીંઆં આવ્યો છું. મેં પ્રથમથી જ આપને કહ્યું હતું કે, ઇન્દુકુમારી મુસલમાનની સાથે લગ્ન કરશે અને તેમ થવામાં કેવળ ભાસ્કર પંડિતનો જ પ્રપંચ છે; મહારાજ રાઘોજી એ સંબંધી કંઇ જાણતા નથી. એ વાતની આજે ખાત્રી થઇ હશે. હજુ પણ કબૂલ કરો તો, નવાબ અલિવર્દિખાન આપને મોટી પદવી આપી શકશે."

સમર–" હાલ તો હું મુસલમાનોના આધીનમાં છું, તેથી નવાબની જેવી ઇચ્છા હશે, તેવું તે કરી શકશે, પરંતુ મારે કંઇ પદવીની પરવા નથી." ત્યારપછી યોગીએ બીજું કંઇ બોલ્યા વિના, સમરસિંહને પોતાની પાછળ પાછળ આવવાને જણાવ્યું. સમરસિંહ તેની પાછળ પાછળ જવા લાગ્યો; જ્યારે એક સ્વતંત્ર મહેલના દ્વાર આગલ બન્ને જણા આવ્યા, ત્યારે સમરસિંહને તેની અંદર જવાનું કહી, યોગી ચાલતો થયો. સમરસિંહે તેમાં જઇ જોયું તો, ત્યાં પરમહંસ એક આસનપર બેઠા છે. તે જ વખતે સમરસિંહે તેની પાસે જઇને કહ્યું " દેવ! આ અદ્‌ભુત ચમત્કારનો ભાવ હું કાંઇ પણ સમજી શકતો નથી. આ શું નવાબનો મહેલ છે? રાજકન્યાને શું નવાબના હાથમા સોંપવામાં આવી છે? વળી યોગી અહીં કેવી રીતે આવી શકયો?"

પરમહંસે ઉત્તર આપ્યો–"વત્સ! તારી સઘળી વાતોનો ઉત્તર હું આપી શકતો નથી, પરંતુ અત્યાર સુધીમાં મેં જે જાણ્યું છે, તે ઉપરથી હું કહી

શકુ છું કે, નવાબ અલિવર્દ્દિખાન ઘણો ઉત્તમ માણસ છે. તેણે કોઇ શુભ હેતુથી જ તને અહીં બંધિવાન્ કર્યો છે. ભાસ્કર પંડિતના પ્રપંચથી જ, રાજકન્યા મુસલમાનોના હાથમાં આવી છે. હજુ પણ કહું છું કે, વત્સ ! રાજકુમારીની આશા પરિત્યાગ કરી, અન્ય રમણીનું પાણિગ્રહણ કરી સંસારી થાઓ."

સમરસિંહ અતિ દુઃખે, આંખમાં આવેલાં આંસુ લુંછતાં લુંછતાં બોલ્યો–"પ્રભો ! જ્યાંસૂધી હું બંધિવાન્ છું ત્યાંસુધી મુસલમાનો મારી પાસે સઘળાં કાર્ય કરાવવાની ચેષ્ટા કરશે. પરંતુ પ્રાણાન્તે પણ આવું નિંદિત કર્મ હું કરીશ નહીં. ગમે તેવું અસહ્ય કષ્ટ હું સહન કરીશ, પણ મારી પ્રતિજ્ઞા હું મૂકીશ નહીં."

આ જ વખતે એક પ્રતિહારે, પરમહંસને જણાવ્યું "નવાબ સાહેબ પધારે છે." તેથી સમરસિંહે દ્વાર તરફ જોયું તો, અપૂર્વ વસ્ત્રાલંકારોથી ભૂષિત થઇ, ચાર પાંચ સશસ્ત્ર પ્રહરીઓની સાથે નવાબે તે ખણ્ડમાં પ્રવેશ કર્યો. તેની વય સાઠ વર્ષની હતી. વર્ણ ગૌર, પ્રશાન્ત મૂર્તિ, વદન-મંડળ હાસ્યમય અને તેના ચક્ષુની જ્યોતિ અતિ ઉજ્જવલ હતી. તે આવતાંની સાથે જ, પરમહંસે ઉભા થઇને કહ્યું "નવાબ સાહેબનો જય થાઓ." સમરસિંહ પણ ઊભો થયો. નવાબે પરમહંસ તરફ જોઇને કહ્યું. "આ જ સમરસિંહ કે ?" તેનો સ્વર સાંભળી, સમરસિંહ ગભરાઇ ઉઠયો અને ઘણીવાર સૂધી સ્થિર દૃષ્ટિએ તેનું મુખ નિરક્ષણ કરવા લાગ્યો. તેણે ધાર્યું કે, આ જ મૂર્તિને મેં પહેલાં ક્યાં જોઇ છે. આ જ સ્વર આગળ પણ ઘણીવાર સાંભળ્યો છે. થોડીવાર પછી, તે ઘુંટણીએ પડી હાથ જોડીને બોલ્યો–"જહાંપનાહ ! આ દાસનો અપરાધ ક્ષમા કરો. હું આપને એક સાધારણ યોગી સમજી આપની સાથે, અતિ નીચ વ્યવહારે વર્ત્યો છું. શત્રુ છતાં પણ આપ નરપતિ છો. મારા જેવા રંક માણસને આપ માનનીય છો."

અલિવર્દ્દિખાને કહ્યું–"સમરસિંહ! હું તારા પર ઘણો જ ખુશ છું. તારી હિમ્મત અપાર છે; તારા જેવો વીર અને સ્વામીભક્ત પુરુષ પૃથ્વીમાં કોઇક જ હશે. તે, મેં યોગીના વેશે જાણ્યું છે. ભાસ્કર પંડિતના પ્રપંચથી તું આટલું દુઃખ ભોગવે છે, પરન્તુ હવે ચિંતા કરીશ નહીં. આ જ વખતે તે પાપીનાં સઘળાં દુષ્ટ કૃત્યો હું રાઘોજી આગળ ઉઘાડાં પાડીશ. માટે થોડા દિવસ રાહ જો અને મારા કહેવા પ્રમાણે કામ કર; એમાં તારું ભલું જ થશે. હું પણ પરમહંસના મત વિરુદ્ધ કોઇ કામ કરતો નથી."

તેનું વાક્ય પૂરૂં થતાં, સમરસિંહ બોલ્યો—"ઈન્દુકુમારી શું આપની અનુમતિથી, મુસલમાનો હાથમાં સોંપાઇ છે?"

અલિવર્દ્દિખાને હસતાં હસતાં ઉત્તર દીધો—"એ સઘળી વાત પાછળથી થશે." એટલું કહી નવાબ ચાલ્યા ગયા. સમરસિંહ પણ વિચાર કરતો કરતો પોતાના રહેઠાણ તરફ ગયો.



## પ્રકરણ ૩૩ મું.

### વલ્લભજીરાવની પરીક્ષા.

રાઘોજીનો પ્રત્યુત્તર પ્રાપ્ત થતાં વલ્લભજીરાવે કાટૌયાની ઉત્તરે એક વિસ્તીર્ણ મેદાનમાં સભાનું સ્થાન નક્કી કર્યું. સંદેહ ભાંગવાને માટે સભાનું સ્થાન છાવણી પાસે જ રાખવામાં આવ્યું હતું. બન્ને પક્ષની સમ્મતિથી સઘળાઓએ હથિયાર વિના આવવાનું કબૂલ કર્યું. સભામાં રાઘોજી, અલિવર્દ્દિખાન, વલ્લભજીરાવ અને તેમના પ્રત્યેક કર્મચારીઓ અને આત્મીય વર્ગોને નિમંત્રિત કર્યાં હતા. એક મોટા મંડપમાં ગાલીચો પાથરી તેપર સઉ બેઠા અને તેમની મધ્ય સ્થળે રત્નસિંહાસનપર રાઘોજી અને તેની બન્ને બાજુએ તેવાં જ અમૂલ્યસિંહાસનપર અલિવર્દ્દિખાન અને વલ્લભજીરાવ વિરાજમાન્ થયા. એઓની નીચે હારબંધ અમાત્ય વર્ગ, મુખ્ય મુખ્ય કર્મચારીઓ અને આત્મીય વર્ગ બેઠો. મંડપની ચારે બાજુએ પહેરેગીરો મૂકવામાં આવ્યા હતા. સઘળા બેઠા પછી વલ્લભજીરાવ સિંહાસનપરથી ઉઠીને બોલ્યોઃ—"શ્રીમાન્ અલિવર્દ્દિખાન આમદેહના મૃત મહારાજ રાઘવચંદ્રસિંહ, નાગપુરાધિપતિના આત્મીય થાય છે તેના તથા તેની પુત્રી અને વિધવા રાણી ઉપર આપના રાજ્યમાંથી કોઇએ ઘણો અત્યારચાર કર્યો છે. શ્રીમાન્ નાગપુરાધિપતિ આપને અને આપના ભત્રિજા તથા આપના જામાતૃ જૈનુદ્દિન ઉપર આ દોષારોપ મૂકે છે. તેમનું માનવું એવું છે કે, આપના જામાતૃએ જ, મહારાજ રાઘવચંદ્રસિંહનો પ્રાણ નાશ કરી, તેમનો કિલ્લો લુંટી, વિધવા રાણી અને પુત્રીનું હરણ કર્યું છે."

વલ્લભજીરાવની વાત પૂરી થતાં, અલિવર્દ્દિખાન ઉભો થઇને બોલ્યોઃ—"શ્રીમાન્ વલ્લભજીરાવ અને નાગપુરાધિપતિ! હું સઘળાની સન્મુખ પ્રતિજ્ઞાપૂર્વક કહું છું કે, મેં અથવા મારા કોઇ આત્મીએ એવું નીચ કર્મ કર્યું નથી અને કદી કરશે પણ નહીં. આમદેહના મહારાજ રાઘવ-

ચંદ્રસિંહની સાથે મારે શત્રુતા ન હતી, અમે એમાં તદ્દન નિર્દોષ છીએ. અમારી નિર્દોષતાના પ્રમાણ માટે, આપ જેમ કહેશો તેમ કરવા હું તૈયાર છું. અલ્લાહને સઘળી ખબર છે, તે દોષી માણસને યોગ્ય શિક્ષા કર્યા વિના રહેશે નહીં."

અલિવર્દિખાન એટલું કહી પોતાના સ્થાનપર બેઠો. એટલામાં એક સત્તર વર્ષના સકુમાર બાળકે સઘળાને પ્રણામ કરી, પોતાનું કાર્ય આરંભ કરવાની આજ્ઞા માંગી. મહારાજ રાઘોજીએ આજ્ઞા આપવાથી, એક બીજો માણસ દોરીથી બાંધેલા એક મરકટને ત્યાં લઇ આવ્યો. બાળકે મરકટની દોરી પકડી સહેજ ઇસારો કર્યો કે, મરકટ નાચવા લાગ્યો. બાળક બોલ્યો—"જો વાંદર! તું ત્રિકાળ જ્ઞાની હોવાથી સઘળી વાતની તને ખબર છે. આ સભામાં આમદેહના કિલ્લાપર હલ્લો કરનાર કોઇ માણસ હોય તો, તેનું વસ્ત્ર પકડી તું દેખાડી આપ; કેમ દેખાડીશ? મરકટે પોતાનું મસ્તક સહેજ નીચું નમાવી જાણે ઉત્તર દીધો "દેખાડીશ." ત્યારપછી તે બાળકે રાઘોજીને કહ્યું "મહારાજ! આપ સઘળા સભામાંથી એક એક કરી ચાલ્યા જશો, તો તેમાં જે માણસ દોષી હશે, તેનું વસ્ત્ર પકડી આ મરકટ તેને ઉભો રાખશે." રાઘોજીએ તેની વાત કબૂલ કરી. ધીરે ધીરે એક એક કરી સઘળાઓએ સભામાંથી ઉઠીને ચાલવા માંડયું. ચારે તરફ નિસ્તબ્ધ થઇ ગયું; કોઇ કંઇ બોલતા નથી. સઘળા વાંદરાની સામું જોવા લાગ્યા. પ્રથમ અલિવર્દિખાન સભામાંથી ઉઠીને ચાલ્યો ગયો. સઘળાએ જોયું કે, મરકટે તેને છેડયો નહીં. જૈનુદ્દિન પણ સભામાંથી ઉઠીને ચાલ્યો ગયો; તેને પણ મરકટે કંઇ કર્યું નહીં. ભાસ્કર પંડિત ઉઠયો, તે ઘણો ધીમે ધીમે ચાલ્યો પણ મરકટે તેના તરફ જોયું નહીં. પછી મીરહબીબ જેવો મરકટની સામે આવ્યો, તેવો જ મરકટે કુદકો મારી તેનું વસ્ત્ર પકડયું. મીરહબીબ કંપી ઉઠયો; તેને જોઇ સઘળા આશ્ચર્ય પામ્યા. બાળકે ઝડપથી મરકટના હાથમાંથી મીરહબીબનું વસ્ત્ર મૂકાવ્યું.

મીરહબીબ શરમથી મ્હોં નીચું કરી, ધીરે રહીને બોલ્યો—"આ સઘળું તરકટ છે, એમાં આ બાળકની ચતુરાઇ સિવાય બીજું કંઇ નથી. મને હલકો પાડવાની ઇચ્છાથી અલિવર્દિખાને આવો ઢોંગ કર્યો છે."

ભાસ્કર પંડિતનું મ્હોં શ્યામ પડી ગયું. તેણે કહ્યું—"એમ કદી બને નહીં. મહારાજ! મેં આપને પ્રથમથી જ કહ્યું હતું કે, આમાં મુસલમાનોનું ગૂઢ તાત્પર્ય સમાયેલું છે. મીરહબીબ ઘણો વિશ્વાસપાત્ર છે. તેણે નવાબનો પક્ષ છોડી, મહારાજનો પક્ષ લીધો, એ જ માટે નવાબે તેનું અનિષ્ટ સાધવા આ યુક્તિ કરી છે."

હવામાં ઇમારત ચણી હતી, તે તો હવે પડવાની અણી ઉપર છે. અંતે તે ધીરે રહીને બોલ્યો "મહારાજની બીજી કંઇ આજ્ઞા છે?"

રાઘોજીએ કહ્યું "ના, સઘળી તૈયારી કર."

**ભાસ્કર** પોતાના તંબુમાં જઇ, **મીરહબીબ**ને મહારાજાની આજ્ઞા કહી સંભળાવી. તે સાંભળી **મીરહબીબ** બોલ્યો–"તેનું કંઇ કામ નથી, હું યુદ્ધ નહીં કરું."

એથી **ભાસ્કર** આશ્ચર્ય પામીને બોલ્યો "એમ કેમ? યુદ્ધ કરવાની ના પાડશો તો, તમે દોષિત ઠરશો."

**મીરહબીબે** કહ્યું:–"તેમાં શી ચિંતા છે? હું મહારાજની પાસે મારા સઘળા ગુનાહ કબૂલ કરી માફી માંગીશ."

તેની આવી વાત સાંભળી **ભાસ્કર** પંડિતને ઘણો ક્રોધ ચડયો. પરંતુ **મીરહબીબ**ને ધીરજ દેવાને માટે તે બોલ્યો–"આમ નાહિંમત કેમ થાઓ છો? હું ખાત્રીથી કહું છું કે, આ યુદ્ધમાં તમારો જ જય થશે. તમે આટલા બધા બીકણ છો, એવું હું પહેલાંથી જાણતો નહતો."

બીકણનું નામ સાંભળી **મીરહબીબ** ઉત્તેજિત થઇને બોલ્યો "શું હું બીકણ છું? કદી નહીં. ગમે તેમ થશે પણ હું યુદ્ધ કરીશ; અને તે હિંદુને હરાવીશ. મુસલમાનો યુદ્ધથી બીતા નથી."

**ભાસ્કર** પંડિત ઘણો આનંદિત થયો.

આજથી જ યુદ્ધનું સ્થાન તૈયાર થવા લાગ્યું. **ભાગીરથી**ના તીર ઉપર એક વિસ્તીર્ણ મેદાનમાં એક મોટો મંડપ બાંધવામાં આવ્યો અને તેની વચ્ચે જ રણભૂમિનું સ્થાન નક્કી થયું. મંડપના એક ભાગમાં અંતઃપુરની સ્ત્રીઓને માટે અને બીજા ભાગમાં પુરુષોને માટે ગોઠવણ કરવામાં આવી હતી. યુદ્ધના દિવસે પ્રાતઃકાળથી તે ઠેકાણે પંહેરેગીરો મૂકવામાં આવ્યા હતા. એ દિવસે ભોજન પછી, **રાઘોજીએ** અંતઃપુરની સ્ત્રીઓને ત્યાં મોકલી દીધી. ત્યારપછી પોતે, **ભાસ્કર** પંડિત, **અલિવર્દિખાન**, વલ્લભજીરાવ, મુખ્ય મુખ્ય નરપતિઓ અને સામાન્ય તથા ઉચ્ચ પદના અધિકારીઓ ત્યાં આવી પહોંચ્યા. એ મંડપને, ઉત્તર અને દક્ષિણ દિશામાં એમ બે દરવાજા મૂકવામાં આવ્યા હતા. મંડપ બહાર હજારો માણસો યુદ્ધ જોઇ શકે એવી ગોઠવણ કરેલી હતી. પુરુષ વર્ગના મધ્ય સ્થાનમાં રત્ન સિંહાસન ઉપર મહારાજાધિરાજ **નાગપુરાધિપતિ રાઘોજી** બેઠા છે, તેની જમણી બાજુએ તેનો મંત્રી અને સેનાપતિ **ભાસ્કર** પંડિત બેઠો છે; **ભાસ્કર**ની જમણી બાજુએ નવાબ **અલિવર્દિખાન** સુવર્ણ સિંહાસનપર વિરાજમાન થયો છે. **રાઘોજી**ની ડાબી બાજૂએ તેવા જ અમૂલ્ય સિંહાસન ઉપર પુણાધિપતિ વલ્લભજીરાવ બેઠા છે; એની પાછળ કેટલાક રાજાઓ

અને ઉચ્ચ પદના અધિકારીઓ બેઠા છે. સઘળા મૂલ્યવાન્ વસ્ત્રાભૂષણોથી ભૂષિત થયેલા છે. સઘળાનાં મન આનંદિત અને પ્રફુલ્લિત છે. અહા ! કેવો સુંદર દેખાવ ! આર્ય નૃપતિગણ પરમાનન્દે આર્ય ભૂમિમાં કૌતુક જોવા લાગ્યા. સઘળા પોતપોતાને આસને બેઠા પછી, જોનારાઓમાંથી બે ત્રણ જણા માંહોમાંહે ગુપચુપ વાત કરવા લાગ્યા.

"અહા ! બંગાધિપતિની કેવી સુંદર શોભા છે ?" એક માણસે કહ્યું.

બીજો બોલ્યો" મહારાજ રાઘોજીનું મંદિલ કેવું સુંદર છે ?"

પહેલાએ ઉત્તર દીધો—"પરંતુ રાઘોજીએ બંગાળમાં આવી ઘણો ઉત્પાત માંડયો છે."

ત્રીજો માણસ બોલ્યો—" ના, ના,, રાઘોજી ઘણો દયાળુ છે."

બીજા માણસે કહ્યું—" સઘળા આનંદમાં જણાય છે, ત્યારે ભાસ્કર પંડિત ઉદાસ કેમ ? હું ધારું છું કે, તેને આ રુચતું નહીં હોય."

પહેલો માણસ બોલ્યો " છાનો રહે, મોટા માણસની વાત આપણે કરવી નહીં."

આણી તરફ રમણીમંડળ સુંદર ચકમાં બેશી, યુદ્ધનું કૌતુક જોવા આતુર થઇ રહ્યું છે. યુદ્ધ સ્થળ લોકોના સમાગમે પરિપૂર્ણ થઇ ગયું છે. અગણિત વૃદ્ધ, યુવા અને બાળક ઉત્સુક ચિત્તે યુદ્ધ થવાની વાટ જોવા લાગ્યાં. આ વખતે બે રક્ષકોની સાથે ચાર પરમ સુંદર રમણીઓએ, સ્ત્રીઓના મંડપમાં પ્રવેશ કર્યો. થોડી વાર પછી રાઘોજીએ ઉઠી બંગાધિપતિ અને પુણાધિપતિની અનુમતિ લઇ, યુદ્ધના આરંભની શાંકેતિક ધ્વનિ કરવાને કહ્યું. તેજ વખતે મંડપના બન્ને દરવાજામાંથી બે ઘોડેસ્વારોએ રણભૂમિમાં પ્રવેશ કર્યો. બન્ને સ્વારોના શરીરપર બખ્તર હતાં. માંથા ઉપર લોઢાનો ટોપ અને તેમનું મ્હોડું પણ તેનાથી જ ઢંકાયેલું હતું. પરંતુ તેમની આંખો ઉપર કંઇ ઢાંકણું નહતું. તેઓના હાથમાં એક મોટો ભાલો અને ઢાલ તથા કમ્મરપટામાં તરવાર લટકતી હતી. જોનારાઓને સહેજે સમજાતું હતું કે, સ્વારોમાં એક હિંદુ અને બીજો મુસલમાન છે. કારણ કે જે મુસલમાન સ્વાર હતો, તેની ઢાલપર અર્ધ ચંદ્રની આકૃતિ અને હિંદુ સ્વારની ઢાલપર ત્રિશૂલની આકૃતિ હતી. અસંખ્ય માણસોનો મેલાવડો થતો હતો; પરંતુ આ ઠેકાણે સહેજ પણ ગડબડ સંભળાતી નહતી. સઘળા યુદ્ધ જોવાને માટે ઉત્સુક હતા. વચ્ચે કોઇ કોઇ માણસો ગુપચુપ વાત કરતા હતા કે, બંગાળીઓ ઘણા બીહીકણ છે; તેમને યુદ્ધ વિગ્રહ સારો લાગતો નથી. ખરી રીતે જોવા જઇએ તો તેમની વાત કંઇ જૂઠી નથી. આજકાલ ઇંગ્રેજી ભણેલા યુવાનો, કેવલ નોકરી કરવામાં જ મસગૂલ છે. બંગાલી લોકોમાં જે મોટી નોકરી મેળવે છે તેનું જ મોટું નામ થાય છે. આવા યુદ્ધના કામમાં તેઓ ઘણા

અગ્રેસર થતા નથી, પરંતુ તે વખતે આવું નહતું. તેનું પ્રમાણ આજે પણ જોનારને મળી શકે છે. કારણ કે બંગાળીઓ કોઇ પણ યુદ્ધના કામમાં કેવળ લાકડી વતી પોતાની રણદક્ષતા બતાવે છે. પરંતુ બંગાળીઓની નિંદા સાંભળી ગૂજરાતીઓએ અથવા અન્ય જનોએ ફૂલાઇ જવાનું નથી. કારણ કે તેમની સ્થિતિ પણ એવી જ છે.

બન્ને સ્વારોએ પોતાનાં આસનો ઠીક કરી, નિયમિત જગ્યાએ હથિયાર ગોઠવ્યાં. ત્યારપછી રાઘોજીની શાંકેતિક ધ્વનિથી યુદ્ધ આરંભ કરવાની આજ્ઞા થઇ. બન્ને સ્વારો બાંહ ચઢાવી એક બીજાની સામે દોડયા; ધીરે ધીરે બન્ને જણાએ તુમુલ યુદ્ધનો આરંભ કર્યો. પ્રતિબંધીને પરાસ્ત કરવાને માટે બન્ને જણા પ્રાણાર્પણે યત્ન કરવા લાગ્યા.

દર્શક મંડળીમાં એક વાર હર્ષ ધ્વનિની સાથે તાળીઓનો ઘોષ થયો. કેમ કે મુસલમાન સ્વાર આ વખતે નીચે પડવાની તૈયારીમાં હતો. પરંતુ પળ વારમાં તેણે એ અવસર ચૂકવી દીધો. બન્ને યોદ્ધાઓ રણદક્ષ અને શસ્ત્રવિદ્યામાં કુશળ હતા. ઘણીવાર સૂધી યુદ્ધ ચાલ્યું. પરંતુ એકદમ કોઇ કોઇને હરાવી શકયું નહીં. ચારે તરફથી વચ્ચે વચ્ચે "સંભાળ ! સંભાળ ! સાબાશ ! સાબાશ !"ની થતી ધ્વનિથી ગગનમંડળ ભેદાઇ જતું હતું.

પરંતુ મુસલમાન સ્વાર હવે વધારે વાર હિંદુ સ્વારનું અસાધારણ બળ અને પરાક્રમ સહન કરે તેમ ન હતું. જોતજોતામાં હિંદુ સ્વારે પોતાના ઘોડાની સાથે પ્રતિબંધીના ઉપર પડી, તેનાપર બળસહિત એવો એક પ્રહાર કર્યો કે, મુસલમાન સ્વાર ઘાયલ થઈ, તે જ વખતે ઘોડાપરથી નીચે પડયો. આ જ વખતે ચારે તરફથી હર્ષ ધ્વનિ થઇ. ઢોલ, નગારાં અને શરણાઇના અવાજથી પાછી મેદિની કંપી ઉઠી.

હિંદુ યોદ્ધો તે જ વખતે પોતાના ઘોડાપરથી ઉતરી, હાથમાં તરવાર લઇ, ભૂમિપર પડેલા શત્રુનું શીરચ્છેદન કરવા દોડયો, પરંતુ ઘણા માણસોએ તેને તેમ કરતાં વાર્યો; અને તેને ત્યાંથી દૂર લઇ ગયા. ઘડીવારમાં યુદ્ધનું પરિણામ બહાર પડયું કે, મીરહબીબ હાર્યો છે. ઘોડાપરથી પડતી વખતે મીરહબીબે મોટેથી કહ્યું હતું કે, "મને મહારાજની પાસે લઇ ચાલો. મારા સઘળા ગુન્હા કબૂલ કરીને પછી હું સુખેથી મરીશ," પરંતુ નગારાનાં અવાજમાં અને દર્શક મંડળીના કોલાહલમાં, તેની વાત દબાઇ ગઇ; અને કોઇએ કંઇ સાંભળ્યું પણ નહીં. આ વખતે ભાસ્કર પંડિતે યુક્તિથી પોતાના માણસો મારફત મીરહબીબને ત્યાંથી ઉંચકાવ્યો. તે સારી પેઠે જાણતો હતો કે, મીરહબીબ હારશે તો તે બીકીકથી સઘળી વાત ફોડી દેશે. તેને માટે તેનો ઉપાય તેણે આગળથી જ કરી મૂકયો હતો. યુદ્ધ પૂરું થતાં દર્શક મંડળી

વેરાઇ ગઇ. યુદ્ધસ્થાન નિઃશબ્દ થયું. આ વખતે અલિવર્દીખાનનો એક અનુચર તેના કાનમાં કંઇ વાત કરી ચાલતો થયો.

થોડીવાર પછી અલિવર્દીખાન પોતાના સિંહાસનપરથી ઉઠી, કોશમાંથી અસિ કહાડી અને તે જ વખતે તેણે ભાસ્કરનું મસ્તક દેહથી જૂદું કરી નાંખ્યું. આ બનાવ, લખતાં જેટલો વખત લાગે, તેના કરતાં પણ ઘણા થોડા વખતમાં બની ગયો. પળ વારમાં પાપાત્મા ભાસ્કરનું મસ્તક ભૂમિપર રઝળતું થયું અને તેના મસ્તક વિહીન દેહમાંથી, પાણીના પ્રવાહની પેઠે, રક્ત વહેવા લાગ્યું.

આ બનાવ જોઇ રાઘોજી અધીર બન્યો. તે ક્રોધથી ગર્જના કરી બોલ્યો. "વિશ્વાસઘાતક, કપટાચારી યવન! તારું શું આ જ ન્યાય યુદ્ધ? મહારાષ્ટ્રીઓ તૈયાર થાઓ. દુરાત્માને પાપનો બદલો આપો." એમ કહી તેણે કોશમાંથી અસિ કહાડી ઉંચી કરી. પરન્તુ આ જ વખતે તેણે એક ચમત્કારી બનાવ જોયો, અને તેથી તે સ્તંભિત અને વિસ્મિત થઇ, એ જ અવસ્થામાં જડવત્ ઉભો રહ્યો. એક ડોશી પોતાના કેશ છૂટા મૂકી, ગાંડીના વેશે ત્યાં આવી અને ભાસ્કરનું મસ્તક ભૂમિપર પડેલું જોઇ તે બોલી ઉઠી—"જગદીશ્વર! તને ધન્ય છે. દુરાત્માએ આ જીવનમાં જેવાં ઘોર પાપ કર્યાં હતાં, તેવો જ તેને તેં બદલો આપ્યો છે." એમ કહી તે ભાસ્કરનું મસ્તક વારંવાર જોવા લાગી. રાઘોજીએ જોયું તો તે ડોશી મહારાષ્ટ્ર દેશની હતી.

રાઘોજીએ પાછળ ફરીને જોયું તો, નવાબ હાથમાંની અસિ દૂર કરી, સ્થિરભાવે ઉભેલો છે. રાઘોજી તે ડોશીને પૂછવા લાગ્યો.

"તું કોણ છે?"

"લાલજીની વિધવા સ્ત્રી અને ભાસ્કરના પાપની ભાગીદાર." તે ડોશી બોલી.

"ભાસ્કરે એવાં શાં પાપ કર્યાં છે કે, તું તેના પાપની ભાગીદાર થાય છે?"

ડોશીએ કહ્યું—"મહારાજ! સમરસિંહને ઓળખો છો?"

મહારાજ બોલ્યા "હા, ઓળખું છું. મેં તેને હમણાં દૂર કરેલો છે."

ડોશી સંતાપથી બોલી "મહારાજ! શું કહો છો? તેને દૂર કરી આપે મોટો અનર્થ કર્યો છે? સમરસિંહ સામાન્ય માણસ નથી. તે આપનો જ આત્મજ અને જ્યેષ્ઠ પુત્ર પરેશજી ભોંસલે છે. આ દુરાત્મા ભાસ્કરે જ બાળકુમારનો વધ કરવા મારા સ્વામીને સોંપ્યો હતો." આ જ વખતે એક મરાઠો ગાંડાની પેઠે, ત્યાં દોડતો આવ્યો અને તે મહારાજના પગમાં પડી રડતાં રડતાં બોલ્યો—"મહારાજ! માફ—ક્ષમા—

પ્રાયશ્ચિત્ત." એટલું બોલતાં બોલતાંમાં તો, તે પૃથ્વીપર પછડાઇ પડયો. અચાનક વજ્રપાત થતાં, જેવી રીતે લોકો આશ્ચર્ય ચકિત થાય છે, તેવી જ રીતે રાધોબા ચમત્કૃત થઇને બોલ્યો, "તું કોણ છે?"

તેણે ઉત્તર દીધો-"કુલાજી!" વાચક તેને ઓળખ્યો હશે.

રાધોબાએ કહ્યું-"તારે આ વખતે શું કહેવું છે?"

કુલાજી બોલ્યો-"હું જ રાજકુમાર **પરેશજીને**, **ભાસ્કરના** કહેવાથી રાજમહેલમાંથી છૂપી રીતે લઇ ગયો હતો. **સમરસિંહ** જ મોટા રાજકુમાર છે. મને ક્ષમા કરો." વળી તે બોલ્યો, "તેમની પીઠપરનો ઘા જો જો. હું બીજીવાર તે જ તેજસ્વી રાજકુમારનો વધ કરવા ગયો હતો. આઃ કેવું ઘોર પાપ.-નરક." એમ કહી તે અતિશય રડવા લાગ્યો.

તેની વાત સાંભળી, **રાધોબા**, વલ્લભજીરાવ અને બીજા સઘળા અતિશય આશ્ચર્ય પામ્યા. આ બનાવ **રાધોબાને** સ્વપ્ન વૃત્તાંત જેવો લાગ્યો. તે રડતાં રડતાં બોલ્યો-"ઓ દુરાત્મા **ભાસ્કર**! તું કેવો કૃતઘ્ન નિવડયો? મેં તને પુત્રની પેઠે પાળ્યો, તને રાજ્ય સોંપ્યું! મારી તારાપર આટલી બધી પ્રીતિ અને માયા હતી. તેનો તેં આવો જ બદલો વાળ્યો? તેં જ મારું સર્વ નાશ કર્યું. હાય **સમરસિંહ**! મારો સોનાનો **પરેશજી**! હાલ તું કયાં છે? અરેરે હું કેવો અબોધ? કેવો ઘાતકી?"

તે જ વખતે **અલિવર્દિખાને** વિનયથી હાથ જોડીને કહ્યું "મહારાજ! હું વિશ્વાસઘાતક નથી. મેં સામાન્ય દુઃખે દુરાત્મા **ભાસ્કરનો** વધ કર્યો નથી. આમદેહના મહારાજનો પ્રાણ લેનાર અને તેનો કિલ્લો લુંટી વારંવાર રાજપુત્રીનું હરણ કરનાર આપનો **ભાસ્કર** અને **મીરહબીબ** જ છે! તે નરાધમે નિરર્થક મારા જમાઇ **જૈનુદ્દિનપર** આરોપ મૂકયો હતો. મહારાજ એ જાણતા નથી, પણ હું સારી રીતે જાણું છું. **સમરસિંહ** જ આપનો પુત્ર છે! એવું મેં પાછળથી જાણ્યું હતું. હમણાંનો સંગ્રામવિજયી બીજો કોઇ નહીં પણ **સમરસિંહ** જ છે! દુરાચારી **ભાસ્કરના** પ્રપંચની વાત હું કયાંસૂધી કહું? તેણે અનેક રીતે આપનું અહિત કર્યું છે. આપનો પ્રાણ લેવાને માટે પણ તે દુષ્ટ પાછો હઠે તેવો ન હતો. **મીરહબીબ** મારી સાથેના વેરને લીધે, **ભાસ્કરને** મળી ગયો હતો. તે પાપી યુદ્ધ પછી પોતાના દોષ કહે તો મોટી વિપત્તિ આવી પડે, એ માટે **ભાસ્કરે** તેને અહીંથી ઉપડાવી લઇ જઇ, તેને ગુપ્ત રીતે મારી નાંખવાનું નક્કી કર્યું છે. આવાં આવાં તેનાં અનેક નીચ કર્મો જોઇ, મેં તેને માર્યો છે! મહારાજ! માણસ સહન કરીને કેટલું સહન કરે?"

વાત પૂરી કરી **અલિવર્દિખાને** સહેજ ઇસારો કર્યો; તેની સાથે જ **સમરસિંહ** અને હમણાંનો **પરેશજી** **ભોંસલે**, સુંદર પોષાક પહેરી

મહારાજની પાસે આવ્યો અને તેણે અતિ વિનયથી મહારાજને સાષ્ટાંગ પ્રણામ કર્યા. રાઘોજીએ હજુ સુધી, તેને ઓળખ્યો નહીં કે, આ રાજકુમાર છે. પરંતુ **સમરસિંહ**ના પ્રણામ માત્રથી તેને આલિંગન કરી મુખચુંબન કર્યું. રાઘોજીએ અતિ હર્ષિત વદને કહ્યું, "પરેશજી! ઇશ્વર કૃપાથી તારા જેવો પુત્ર પાછો મેળવવાને હું ભાગ્યશાળી થયો છું. પરંતુ–"

આ છેલ્લાં વાક્યો તે ડોશીના કાને પડયાં; તેની સાથે જ તે **પરેશજી**ની સામે ઉભી રહીને બોલી–"પ્રભુ! મને ઓળખી કે? હું તે જ **લાલજી**ની સ્ત્રી. આપની પાસે માંગેલા ચાર મહિના આજે પૂરા થયા." આટલું કહી તેણે સઘળા સામે બળપૂર્વક **સમરસિંહ**ના શરીરપરનો પોષાક કહાડી નાંખ્યો, અને તેની પીઠ ઉપર જે ઘા હતો તે સઘળાને બતાવ્યો. બાલ્યકાળે રમતાં રમતાં જે રાજકુમારને વાગ્યું હતું, તેનો જ આ રુઝાયેલો ઘા હતો. ત્યારપછી ડોશીએ પોતાનાં લૂગડાંમાંથી એક નાનો પોશાક અને તેવી જ નાની એક તરવાર બહાર કહાડી, સૌના સામે મૂકી.

રાઘોજી અને બીજા સઘળાઓએ તે જોયું. હવે કોઇના મનમાં સહેજ પણ સંદેહ રહ્યો નહીં.

રાઘોજીએ કહ્યું "અરે! આ તો **પરેશજી**નો બાલ્ય પોશાક! આ તરવાર મેં ઉડિચ્યાથી તેને માટે મોકલી હતી. આ તું ક્યાંથી લાવી?"

ડોસી બોલી–" આ પોશાકની સાથે બાળ રાજકુમારનો વધ કરવા તેને ચોરીને લઇ જવામાં આવ્યો હતો. બાળ રાજકુમારનો વધ કરવાનું કામ **ભાસ્કરે** મારા સ્વામીને સોંપ્યું હતું. મારા સ્વામીએ કુમારનો વધ નહીં કરતાં તેને છૂપી રીતે જયધરસિંહને ઘેર રાખ્યો હતો!"

ત્યારપછી રાઘોજી અને વલ્લભજીરાવ, **પરેશજી**ને લેઇ અતિ આનંદે અંતઃપુરમાં ગયા.

મહારાજે અંતઃપુરના દ્વારમાં જેવો પગ મૂકયો, તેની સાથે જ એક પરમ રૂપવાન્ રમણીએ, રાઘોજીને પ્રણામ કર્યા. મહારાજે આશ્ચર્ય ચકિત થઇને જોયું તો તે ઈન્દુકુમારી છે. તેણે અધીર થઇને પૂછ્યું, "આ શું? તમે જીવતાં છો?"

" અહા! આ કેવા આનંદનો દિવસ! આવું ભાવીમાં હતું?" ત્યારપછી તે જગદીશ્વરને હજારો ધન્યવાદ દેતો આગળ ચાલ્યો!

પરંતુ તે સહેજ આગળ વધ્યો નહીં, એટલામાં એક બીજી સ્વરૂપવાન્ સુંદરી, પોતાના મુખપરનું આવરણ દૂર કરી, મહારાજની સન્મુખ હાથ જોડીને ઉભી રહી. મહારાજ અનિમિષ લોચને, સુંદરીની તેજસ્વી કાંતિ અવલોકી, ઉચ્ચ સ્વરે બોલ્યા–"રાણી પ્રભાબાઇ!" અને એટલું કહેતાંની સાથે જ તે ભૂમિપર મૂર્છિત થઇને પડયા.

## પરિશિષ્ટ.

સૃષ્ટિ, પોતાની આદિથી, અલક્ષિત ભાવે, ધીરે ધીરે જેવી રીતે ઘડી, મુહૂર્ત, પળ, વિપળ, દ્રુતગતિએ પલાયન કરે છે; તેવી રીતે દિવસ ગત થવા લાગ્યા. જોતજોતામાં ભાસ્કર પંડિતના વધને બે મહિના થઇ ગયા. પહેલ વહેલાં તો આખા બંગાળ પ્રાંતમાં જ્યાં ત્યાં એ વાત સંભળાતી હતી. પરંતુ જેમ જેમ દિવસો જવા લાગ્યા, તેમ તેમ એ બનાવ અનંત કાલસ્રોતમાં વહી જઇ, ભૂત ઘટનાવલિમાં પરિગણિત થઇ ગયો.

ઇ. સ. ૧૭૪૫ ના માગશર મહિનામાં એક દિવસ મધ્યાહ્ને એક નાહનો કાફલો મુર્શિદાબાદથી કાટોયા તરફ જતો હતો. તેમાંના કોઇ કોઇ માણસો ઘોડાપર, કોઇ ઉંટપર અને કોઇ પગે ચાલતા હતા. સઘળાના પોષાક ઉત્તમ હતા. એ ઉપરાંત તેઓની સાથે આઠ ભોઇઓ ચાર મ્યાના લઇને ચાલતા હતા. તેથી જણાતું હતું કે, આ મ્યાનામાં કોઇ સરદારનો જનાનો હશે. અત્યારે તાપ પુષ્કળ પડતો હતો. પરંતુ આ કાફલો જ્યારે શ્યામપુરની પાસે આવી પહોંચ્યો ત્યારે તો દિવસ પૂરો થઇ ગયો. શ્યામપુર એક સાધારણ ગામ છે. પરંતુ ત્યાંની વસ્તી ધનવાન્ હોવાથી, ગામમાં જ્યાં ત્યાં મોટી મોટી હવેલીઓ જોવામાં આવે છે. રાત પડતાં આ નાહાના કાફલાએ ગામમાં જઈ એક મોટી હવેલીમાં ઉતારો લીધો. પહેલાં ઘરધણીએ બહાર આવી, એ કાફલાના મુખ્ય આગેવાન માણસને પ્રણામ કરી કહ્યું–"ખાં સાહેબ! આજ અમારો ધન્ય દિવસ છે."

એ આગેવાન ખાં સાહેબ તે બીજો કોઇ નહીં પણ વાચકોની સાથે આગળ એકવાર પરિચિત થયેલો, કરિમબક્ષખાં, નવાબ અલિવર્દિખાનનો કારભારી હતો. તેઓ આમ વાતચિત કરે છે, એટલામાં જ એક પાલખીની સાથે કેટલાંક હથિયારબંધ માણસો ત્યાં આવી પહોંચ્યાં. પાલખીમાંથી એક સુંદર પુરુષ નીચે ઉતર્યો, તેને જોઇ કરીમબક્ષખાંએ, લાંબી સલામ કરીને કહ્યું "કોણ રામદાસ ઠાકુર, ખુશી તો ખરા?"

વાચકે આ માણસને ઓળખ્યો હશે. એ માણસ નવદ્વીપના મહન્ત હરિદાસ ઠાકુરનો મુખ્ય કારભારી છે. રામદાસ ઠાકુરે સામી સલામ કરીને ઉત્તર દીધો–"હા; પણ આપ ક્યાં શુભાગમન કરો છો?"

કરીમબક્ષખાં પ્રત્યુત્તર આપવા જાય છે, એવામાં ઘણાક ઘોડાઓની ખરીઓનો અવાજ તેના કાને ગયાથી, તેનું મન તે તરફ ગયું. જોયું તો

કેટલાંક માણસો દોડતાં દોડતાં આવી તેને કહેવા લાગ્યાં—"ભાઇ રાજા બહાદુર પધારે છે."

ઘરધણી કરીમબક્ષખાં અને રામદાસ ઠાકુર જરા આગળ વધ્યા. એટલામાં ચાર ઘોડેશ્વારો ત્યાં આવી પહોંચ્યા, તેમાં એક સ્વારનો પોષાક કોઇ મોટા સરદાર જેવો લાગતો હતો. તે જ પ્રથમ ઘોડાપરથી હેઠે ઉતર્યો. કરીમબક્ષખાં તેને વારંવાર જોવા લાગ્યો. કરીમબક્ષખાંએ પહેલાં આ માણસને ક્યાં જોયો હતો. પણ ક્યાં જોયો હતો? તે અત્યારે તેને યાદ આવતું ન હતું. આ વખતે રામદાસ ઠાકુરે અભિવંદનપૂર્વક કહ્યું;

"રાજા ફુલાજી કિષ્ણાજીનો જય થાઓ."

કરીમબક્ષખાંએ હવે તેને ઓળખ્યો અને વાચકોને પણ એની ઓળખાણ પડી હશે!

તે જ વખતે વિસ્મિત થઇને કરીમબક્ષખાંએ ફુલાજીને સલામ કરી.

ફુલાજીએ પ્રથમ રામદાસ ઠાકુરને પૂછ્યું "કેમ મહન્ત ઠાકુર શી ખબર છે?"

કરીમબક્ષખાં અવાક્ થઇ ગયો! તે પોતાના મનમાં જ બોલ્યો "શું રામદાસ મહન્ત છે?"

ત્યારપછી ફુલાજીએ કહ્યું, "ચાલો અંદર જઇએ, મારે તમને ઘણી વાતો કહેવાની છે."

સઘળા અંદર આવી એક મોટી શેત્રંજીપર બેઠા, ફુલાજીએ કહ્યું, "ત્યારે ખાંસાહેબ! તમે ઘણા અચરત પામ્યા છો, પણ તેમાં નવાઇ નથી. હતો હું સાધારણ ફુલાજી; પણ આ વખતે તો હું "રાજા બહાદુર" છું. વળી આ સાધારણ કારભારી પણ આ વખતે "મહન્ત" થયા છે. એ વાત ઘણી લંબાણ છે, માટે પછી હું તમને કહીશ. પણ હમણાં આપ ક્યાં જાઓ છો? તે કહો.

કરીમબક્ષખાંએ ઉત્તર દીધો—"હું ધારું છું કે, તમને બધી ખબર હશે. ભાસ્કર પંડિતનો વધ થયા પછી, મહારાજ રાઘોજીની સાથે નવાબની સલાહ થઇ છે. આજ કાલ નવાબ, રાઘોજી અને વલ્લભજીરાવમાં મિત્રાચારીનો ઘાટો સંબંધ બંધાયો છે. મીરહબીબ આ જ પાંચ દિવસ થયાં મરણ પામ્યો છે, તેણે મરતાં પહેલાં પોતાના સઘળા અપરાધો મહારાજ રાઘોજી પાસે કબૂલ કર્યા હતા."

ફુલાજી—"તે તો હું સઘળું જાણું છું; ત્યારપછી?"

કરીમ—"આવતી પંદરમી તારીખે મહારાજ કુમાર પરેશજીનાં શુભ લગ્ન થનાર છે. ઈન્દુકુમારીના મનનો ભ્રમ હવે દૂર થયો છે. નવાબ

સાહેબ પોતે કન્યાદાન દેનાર હોવાથી, હું વરકન્યાને માટે જોઇતી સામગ્રી લેવા જાઉં છું."

ફુલાજી—"વાહ! ઘણું સારું થયું, હું પણ તેને માટે જ કટોયા જાઉં છું. હવે મારી વાત સાંભળશો ?"

કરીમ—"કહો."

ફુલાજી—"આજ પંદર દિવસ થયા, મહન્ત હરિદાસ પરલોકવાસી થયા છે, તેથી તેમની જગ્યાપર રામદાસ ઠાકુરને મહારાજ રાઘોજીએ નીમ્યા છે. તેની સનંદ લેવા, એઓ નવાબ પાસે મુર્શિદાબાદ જાય છે."

કરીમ—"વારુ, આપ રાજા કેવી રીતે થયા ? તે તો કહો."

ફુલાજી—"તે ઘણી લંબાણ વાત છે, તોપણ ધ્યાન દઇને સાંભળો, હું કહું છું."

રાજા ફુલાજી બોલવા લાગ્યો—"ઘણો વખત થયાં, મહારાજા રાઘોજી, દક્ષિણ અને ઉડિય્યા વિગેરે રાજ્યો સામું લડાઇ કરી પોતાના દિવસો ગાળે છે. આજ કાલ કરતાં પંદર વરસ થયાં, તેણે પરરાજ્યોપર અધિકાર કરવાનું કામ શરુ કર્યું છે. તેમની ગેરહાજરીમાં રાજ્યની સંપૂર્ણ લગામ ભાસ્કરના હાથમાં હતી. એટલે રાજ્યમાં તે કરે તેમ થાય એમ હતું. રાજ્યની લગામ હાથ આવ્યાથી દિવસે દિવસ નાગપુરની ગાદીપર ભાસ્કરની નજર વધારે ને વધારે દોડવા લાગી. તેણે ગાદી પચાવી પાડવાની પેરવી કરવા માંડી; પરંતુ રાણી પ્રભાબાઇ તેને કાંટારૂપ નડતી હતી. તે અસાધારણ બુદ્ધિમતિ હોવાથી, ભાસ્કરનું પ્રપંચ વધારે ચાલતું નહતું. ભાસ્કરે જોયું કે, જ્યાંસૂધી રાણીને અહીંથી દૂર કરીશ નહીં, ત્યાંસૂધી મારી મનોવાચ્છા પૂર્ણ થશે નહીં. તેથી તે રાણીપર કોઇ પણ ભયંકર આરોપ મૂકવાને તૈયાર થયો. સ્ત્રીઓના તો ડગલે ડગલે અપરાધ થાય છે. નારાયણરાવ નામનો એક યુવક રાણીના સગામાં હતો. તે અતિશય સદ્‌ગુણી હતો. નારાયણરાવ સગપણની રીતે કામ પ્રસંગે પત્ર લખતો અને અંતઃપુરમાં આવતો જતો હતો. તે ઉપર ભાસ્કરે કુભાંડ રચ્યું. તેણે રાઘોજીને લખ્યું કે, રાણી નારાયણરાવની સાથે વ્યભિચારમાં પડી છે. તે વખતે મહારાજના દહાડા નબળા હતા, તેથી તેમણે ભાસ્કરની વાત ખરી માની, રાણીને એકદમ મહેલમાંથી કહાડી મૂકવાની ભાસ્કરને આજ્ઞા આપી. પતિની આવી નિર્દય અને વિચાર વિનાની આજ્ઞા સાંભળી, તેજસ્વી રાણીના મનમાં મોટું દુઃખ ઉપજ્યું. પરંતુ તેણે તે વખતે કંઇ કર્યું નહીં. રાણી મહેલ છોડી ચાલી ગઇ. તે વખતે તેના પુત્ર પરેશજીની ઉમ્મર ૭ વર્ષની હતી. રાણીને આવી રીતે દૂર કર્યા પછી,

ભાસ્કરને કોઇ અટકાવનાર કે કહેનાર નહતું; એટલે તેણે રાજ્યમાં મરજી પ્રમાણે વર્ત્તવા માંડયું. તેણે પૈસાની લાલચ આપી, મને અને લાલજીને હાથમાં લીધા. અમે પણ જોયું કે, જ્યારે રાઘોજી તો નામ માત્રનો રાજા છે અને ભાસ્કર જ કર્તાહર્તા છે, ત્યારે અમે પણ તેણે જે પ્રમાણે કહ્યું, તે પ્રમાણે કર્યું. એક દિવસ રાત્રે ભાસ્કરના કહેવાથી અમે ઉંઘતા રાજકુમારને નાગપુરમાંથી લઇને નાઠા.

ભાસ્કરની આજ્ઞા રાજકુમારનો વધ કરવાની હતી. પરન્તુ કોણ જાણે કેમ ! દૈવબળે, તે વખતે અમારા મનમાં દયા ઉપજી તેથી અમે રાજકુમારનો વધ નહીં કરતાં, રાયગઢના જયધરસિંહને પાંચ હજાર રૂપિયાની સાથે રાજકુમારને સોંપ્યો. રાજકુમારની પીઠ ઉપર એક ઘા હતો, તે મેં તે વખતે જોઇ રાખ્યો હતો. કુમાર દિવસે દિવસે જયધરસિંહને ત્યાં મોટો થવા લાગ્યો. એ વાતની ફકત મને, લાલજીને અને લાલજીની સ્ત્રીને જ ખબર છે. આવી રીતે રાજકુમાર સોંપ્યા પછી, અમે કુમારનો વધ કર્યો છે, એવી ભાસ્કરને ખબર આપી. ભાસ્કરને લાલજી કેવળ પૈસાની લાલચે વશ થયો નહતો. ભાસ્કરે તેની લલિતાબાઇ નામની પુત્રી સાથે ગુપ્તપણે લગ્ન કર્યાં હતાં. હિરણ્યમયી અને મરનાર અધરજી એ તેનાં સંતાન હતાં.

"ભાસ્કરને, વચમાં નડતો કાંટો દૂર થવાથી, કેટલાક દિવસ અમારો ઘણો આદર સત્કાર થયો. આ વખતે પદમજી નામનો મહારાજ રાઘોજીનો એક ભાણેજ હતો. પુત્રના અભાવે તે જ મહારાજનો વારસ હતો. ભાસ્કરના કહેવાથી કેશવજીએ એક રાત્રે તેને કેદ કર્યો. તે કંઇ બાળક ન હતો, તેથી ભાસ્કરે તેનો વધ નહીં કરતાં તેને ગાંડો ઠરવી કેદમાં રાખ્યો. જે રાત્રે અમે રાજકુમારનું હરણ કર્યું; તે રાત્રે ભાસ્કરે રાજકુમાર ઘણા માંદા છે એવી બૂમ ઉરાડી અને એક સાઠ વરસના ગરીબ બ્રાહ્મણના છોકરાને, રાજકુમારના બીછાનામાં સુવડાવી, રાજવૈદ્ય મારફત તેને બતાવવામાં આવ્યો. રાજવૈદ્ય વૃદ્ધ હોવાથી, ભાસ્કરનું કપટ તેમનાથી કળાયું નહીં."

બીજે દિવસે સવારે નગરમાં હાહાકાર વર્તાઇ ગયો. સઘળાના જાણવામાં આવ્યું કે, નાગપુરના એકના એક રાજકુમારનું મૃત્યુ થયું છે. આ ખબર મહારાજની છાવણીમાં પણ પહોંચી, અને ત્યાં પણ કેટલાક દિવસ સૂધી શોક પથરાઇ રહ્યો. વખત જતાં તે શોક સમી ગયો. જે વખતે અમે રાજકુમારને, વધ કરવા લઇ ગયા, તે વખતે તેની ઉમ્મર કેવળ ૭ વર્ષની હતી. અપાર લાડકોડમાં ઉછરેલો આ સકુમાર બાળકને જ્યારે અમે નિર્જન વનમાં લઇ આવ્યા ત્યારે તે ઘણો રડવા લાગ્યો, પરંતુ અમારા પ્રપંચ આગળ તે પોતાનું દુઃખ વિસારે પાડી, દુર્ભાગ્યનો દાસ થઇ રહ્યો.

પ્હેલાં જ મેં કહ્યું છે કે, રાણી પ્રભાબાઇ ઘણી બુદ્ધિમાન્ હતી, જ્યારે કુમારના મૃત્યુ સમાચાર તેને કાને ગયા, ત્યારે તે અતિ આશ્ચર્ય પામી. પરંતુ કુમારના આવા અચાનક મૃત્યુમાં તેને સંદેહ ઉપજ્યો. સદ્ભાગ્યે રાણીનું પિયર, જયધરસિંહના ઘરથી ઘણું દૂર ન હતું. રાણી પોતાનો ઘણો વખત ગુપ્ત વેશમાં આજુ બાજુ શું થાય છે? તે તપાસવામાં ગાળતી હતી. એક દિવસે તેણે રાજકુમારને કેટલાક બાળકોની સાથે રસ્તામાં રમતાં જોયો. અચાનક વજ્રપાત થવાથી માણસ જેવી રીતે ચમકીને આભો બની જાય છે, તેવી જ દશા રાજકુમારને જોઇ રાણીની થઇ ગઇ. તે ઘણીવાર સુધી પોતાનાથી વિખૂટા પડેલા પુત્રને જોઇ રહી; પરંતુ તે અબળા હતી. વળી હાલનો પ્રસંગ જોતાં, તેને એ વાત ઉઘાડી પાડવી ઠીક લાગી નહીં, તેથી રાજકુમારને અથવા જયધરસિંહને પોતાની ખરી ઓળખાણ તેણે આપી નહીં. ત્યારથી જ રાણી ભૈરવીના રૂપમાં છૂપી રીતે કુમારની પાછળ પાછળ રહી, અને જેનાથી તેને કોઇ પણ જાતનું દુઃખ ન પડે, એવા ઉપાયો શોધવા લાગી. રાજકુમાર જુવાનીમાં આવતાં જયધરસિંહ મરી ગયો એટલે કુમાર નિરાધાર બન્યો. તેણે રાઘોજીના સૈન્યમાં સૈનિક સીપાઇની નોકરી મેળવી અને તેની સાથે ઉડિચ્યા ગયો. પરમહંસ રૂપી રાણી પણ તેની પાછળ પાછળ ઉડિચ્યા ગઇ."

આ વાત સાંભળી કરીમબક્ષખાં વિસ્મય પામી બોલ્યો—"શું પરમહંસ તે પોતે જ રાણી પ્રભાબાઇ કે? અરેરે! મેં તો તેમના ઘણા અપરાધ કર્યા છે."

કુલાજી બોલ્યો—"તેને માટે ચિંતા કરશો નહીં, કારણ કે, રાણીનું મન ઘણું જ ઉદાર છે. જ્યારે રાણી પરમહંસરૂપે આ દેશમાં હતી, ત્યારે નારાયણરાવ પણ સંતુજી નામ ધારણ કરી, મહારાજ રાઘોજીની સેવામાં હતો."

કરીમબક્ષખાં—"ત્યારે સંતુજી પણ સાધારણ માણસ નથી."

કુલાજી—"ત્યારપછી રાણી અને નારાયણરાવ મળી, ભાસ્કરના પ્રપંચો ખુલ્લા પાડવાને માટે તૈયાર થયાં, આણી તરફ કેટલાક દિવસ પછી, ભાસ્કરે, લાલજીને દગો દીધો, અને એની જ દાહમાં તે બીચારો અંતે મરી ગયો. ત્યારપછીના બીજા બધા બનાવો તમારા મોં આગળ બન્યા છે એટલે તે કહેવાની જરૂર જેવું નથી. હવે મહારાજે પોતાના ગુમાવેલા પુત્ર પરેશજીને મેળવી, મને "રાજા બહાદુર"ની ઉપાધિ સાથે વાર્ષિક વીશ હજાર રૂપિયાની ઉપજવાળી એક જાગીર આપી છે. તેથી જ એક સાધારણ કુલાજી અત્યારે "રાજા બહાદુર" કહેવાય છે. લાલ-

જીની નીમકહલાલીનો બદલો મહારાજે હિરણ્યમયીને આપ્યો છે. રાજા મુલાજી પોતાની રાણી હિરણ્યમયીની સાથે પરમ સુખે વાસ કરે છે."

કરીમબક્ષખાં–"હા, હા, મુલાજી. ઘણું સારું થયું. પરમેશ્વરે તેને પણ સારો બદલો આપ્યો, પરંતુ એક વાત રહી ગઇ. રાણીએ પેલી અલૌકિક ઔષધિ ક્યાંથી મેળવી હતી ?"

ફુલાજી–"જ્યારે રાણી ભૈરવીના વેશમાં પોતાના દેશમાં હતી, ત્યારે એક સંન્યાસીએ તેનાપર પ્રસન્ન થઇને તેને એક વીંટી આપી હતી. એ જ વખતે એક માણસ રસ્તામાં ઘાયલ થઇને મૃત્યુ મુખમાં પડયો પડયો આર્ત નાદ કરતો હતો. તે સંન્યાસીએ રાણીને વીંટીની પરીક્ષા કરવાને કહ્યું. રાણીએ તે જ વખતે પરીક્ષા કરી જણાવ્યું કે, આ વીંટીમાં અલૌકિક શકિત છે. તે વીંટી પહેરાવવાથી જ ઘવાયેલો માણસ એકદમ સારો થાય છે. તે દિવસથી રાણીએ વીંટી ઘણી સંભાળથી પોતાની પાસે રાખી મૂકી હતી. તેના ગુણ આપણે પણ નજરો નજર જોયેલા છે. એ વીંટી સર્વ રોગપર રામબાણ ઔષધિ જેવી છે, આજકાલ નાગપુરમાં તે એક અમૂલ્ય રત્ન જેવી ગણાય છે." વાત પૂરી થયા પછી સઘળાં આનંદથી વિશ્રામ લેવા લાગ્યાં એટલામાં રામદાસ મહન્ત બોલ્યો–"આપે સઘળું કહ્યું પણ દયારામની પુત્રી મોહિનીની તો વાત જ કહી નહીં, તે હાલ ક્યાં છે ?"

રાજા ફુલાજી બોલ્યા "હા, હા, સારી યાદ દેવડાવી. મોહિની દયારામની પુત્રી નથી. હું ધારતો હતો કે, તેની તમને ખબર હશે."

રામદાસ–"ના, ના, તે વિષે હું કંઇ પણ જાણતો નથી."

ફુલાજી–"મોહિનીનું ખરું નામ કિરણબાઇ છે, અને તે રાજાધિરાજ વલ્લભજીરાવની એકની એક પુત્રી છે. પદમજીની સાથે તેનાં જલદીથી લગ્ન થનાર છે. બાળકરૂપે મરકટનું કૌતુક દેખાડનાર પદમજી જ હતો. મીરહબીબને મરકટે કિલ્લાપર હુમલો કરતી વખતે, રાત્રે જોયો હતો." સાંભળનારાઓ અતિશય આશ્ચર્ય પામ્યા અને વિચારવા લાગ્યા કે, હવે પછી કોણ જાણે શું શું સાંભળવામાં આવશે ?

ત્યારપછી ફુલાજી બોલ્યો "ખાં સાહેબ! આ બન્ને મ્યાનામાં કોણ છે ?"

પ્રશ્ન પૂરો થતાંમાં જ તે બન્ને મ્યાનામાંથી બે સ્વરૂપવાન્ જંતુઓ બહાર નીકળ્યા. તેમાં એક ઠીંગણા આકારનું તથા બીજું મોટા આકારનું હતું. બન્નેનું શરીર અનેક પ્રકારનાં રંગબેરંગી ચિત્રોથી ચિતરેલું હતું. તેઓએ સઘળાના સન્મુખ અનેક પ્રકારનાં હાસ્યો સહિત લટકાં ચટકાં

કરી નાચવા માંડયું અને તે સાથે તેમણે એક સુમધુર ગીતનો પણ આરંભ કર્યો. તેમનો કંઠ સ્વર એક માતેલા પાડા જેવો કોમલ અને મધુર હતો. તેમને જોઇ મહન્તનું હસવું રોકાયું નહીં. તે મોટેથી હસતાં હસતાં બોલ્યો "શાબાશ કૃષ્ણદાસ! કુમારના લગ્નમાં તમે પણ બરાબર શોભશો." ત્યારપછી કૃષ્ણદાસે પોતાની ગૃહિણી સાથે નાના પ્રકારનાં શાસ્ત્રાલાપનો આરંભ કર્યો. કૃષ્ણદાસ પોતે બળદ પંચાનન નૈયાયિક છે, અને ગ્રંથકાર શાસ્ત્ર વિષયે કેવળ અનભિજ્ઞ છે; માટે બળદ પંચાનનના રસરંગની કથા વર્ણન કરી, વાચકોનું મન હરણ કરવામાં તે અસમર્થ છે. કોઇ શાસ્ત્રજ્ઞના હાથમાં એ વિષય ગયો હોત તો તેમ થઇ શકત. કૃષ્ણદાસનાં કૌતુકથી ચારે તરફ હાસ્ય ધ્વનિ પથરાઇ ગયો. સઘળાં માણસો થોડી ઘણી રાત આવી રમુજમાં ગાળી, પછી પોતપોતાને ઠેકાણે સુવા ચાલ્યાં ગયાં.

આ બનાવને કેટલાક દિવસ થયા પછી, કાટૌયાની મરાઠાની છાવણીમાં અતિશય આમોદ પ્રમોદનો શ્રોત વહેવા માંડયો. મહારાજ રાઘોજીએ ઘણા સમારોહ સાથે કુમાર પરેશજીનાં આમદેહની રાજપુત્રી ઇન્દુકુમારી સાથે લગ્ન કર્યાં. લગ્નમાં અલિવર્દ્દિખાન, જૈનુદ્દિન, શિરાજ ઉદ્દૌલા, વલ્લભજીરાવ અને બીજા રાજકીય અન્ય પુરુષોએ ભાગ લીધો. એક અઠવાડિયા સૂધી ત્યાં નાના પ્રકારનાં ગીત, વાદ્ય અને રંગરાગ થયા અને પચ્ચીશ હજાર રૂપિયાની આતશબાજી છૂટી. ત્યારપછી વલ્લભજીરાવે પોતાની દુહિતાને ઘણી ધામધૂમ સાથે મુર્શિદાબાદમાં પદ્મજીની સાથે પરણાવી. લગ્ન થયા પછી વલ્લભજીરાવ અને રાઘોજી અતિ આનંદે સ્વદેશ ગયા. જતી વખતે રાઘોજીએ અલિવર્દ્દિખાનને પ્રેમાલિંગન કરી વિદાયગીરી માગી. કુમાર પરેશજી અને ઇન્દુકુમારી થોડા દિવસને માટે બંગાળમાં રહ્યાં. દિવસે દિવસે બન્નેમાં પ્રેમવૃદ્ધિ થવા લાગી. અને તેઓ પરમ સુખે પોતાના દિવસો ગાળવા લાગ્યાં. એક દિવસે ઇન્દુકુમારીએ પોતાના સ્વામીને આમદેહનો કિલ્લો જોવાને માટે આગ્રહ કર્યો. તેથી રાજા મુલાજી અને રાણી હિરણ્યમયી વિગેરેને સાથે લઇ, તેઓ કિલ્લો જોવા ગયાં. કિલ્લાની હવે પૂર્વના જેવી શોભા નથી. કિલ્લાનો ઘણો ખરો ભાગ ભાંગી તૂટી હાલતમાં દેખાય છે. કિલ્લાની આવી સ્થિતિ જોઇ તેઓનું મન અતિશય દુઃખિત થયું. ત્યારપછી ઇન્દુકુમારી હિરણ્યમયીને સાથે લઇ, કિલ્લાનું ભોંયરું જોવા નીચે ઉતરી પણ ભોંયરાનાં બારણે તાળું મારેલું હતું તેથી માણસો પાસે તાળું તોડાવી, તેઓ ભોંયરામાં ઉતર્યાં. ત્યાં જઇ તેમણે જે જોયું તેથી તેઓ ચિત્કાર ધ્વનિ કરી; મૂર્ચ્છિત થઇને પડયાં. તેમની ચિત્કાર ધ્વનિ સાંભળી કુમાર

પરેશજી અને મુલાજી ભોંયરામાં ઉતર્યાં. તેમણે જોયું તો ઇન્દુકુમારી અને હિરણ્યમયી અચેતન અવસ્થામાં પડેલાં છે. તેમના મુખપર પાણી છાંટવાથી ઘણીવારે તેમને ભાન આવ્યું. મૂર્ચ્છાનું કારણ તપાસતાં તેમણે સન્તપ્ત હૃદયે જોયું તો, તે અંધારા ભોંયરામાં આમદેહની રાણી અને તેની બે દાસીઓનાં મૃતદેહ પડયાં છે. વાચક સમજ્યા હશે કે, રાણીની બે દાસીઓમાં એક હિરણ્યમયીની મા અને બીજી ભાસ્કર પંડિતની વિધવા સ્ત્રી હતી. આ નિદારુણ અને અત્યંત શોચનીય બનાવનું કારણ સઘળાને સહેજમાં સમજાયું. જે દિવસે મુસલમાનોએ કિલ્લાપર હલ્લો કર્યો, તે દિવસે રાણી બન્ને દાસીઓને લઇ આ ભોંયરામાં સંતાઇ હતી. એક અનુચર તેમને નિયમિત વખતે ખાવા પીવાની સામગ્રી પહોંચાડી, ભોંયરાને બારણે તાળું વાસી બીજે ઠેકાણે ચાલ્યો જતો હતો. પરંતુ દુર્ભાગ્યને લીધે તે અનુચર શત્રુને હાથે મરણ પામ્યો. ત્યારપછી કોઇને ખબર નહીં હોવાથી, ભોંયરામાં પુરાયેલી રાણી તથા બે દાસીઓની સંભાળ લેવાનું કોઇથી બની શકયું નહીં. અંતે અન્ન અને પાણી વિના એક જ ઠેકાણે તેઓ અત્યંત દુઃખ ભોગવી મરણ પામ્યાં. આ બનાવ જોયા પછી ઇન્દુકુમારી ઘણી શોકાતુર રહેવા લાગી. કેટલાક દિવસ પછી તેમણે આમદેહનો કિલ્લો મૂકયો. જતી વખતે દયારામ અને અન્ય પ્રજા વર્ગ વિલાપ કરવા લાગ્યો. તે દિવસ પછી ઇન્દુકુમારી ફરી આમદેહમાં આવી નહીં. બંગાળમાં કેટલાક દિવસ રહી પરેશજી અને ઇન્દુકુમારી, નવાબ અલિવર્દિખાનનો આશીર્વાદ ગ્રહણ કરી નાગપુર જવા તૈયાર થયાં. નાગપુર જતાં રસ્તામાં એક ગાંડી સ્ત્રીએ તેમની પાસે આવી કંઇ ભીક્ષા માગી. પરેશજીએ ધ્યાન દઇ જોયું તો તે રજિયાબેગમ હતી. પરેશજીને તેની સ્થિતિપર દયા આવી. તેણે નવાબને રજિયાબેગમના ભરણપોષણને માટે બંદોબસ્ત રાખવા પ્રાર્થના કરી. નવાબ અલિવર્દિખાને પરશેજીની પ્રાર્થના ઘણા આનંદથી સ્વીકારી, પરંતુ રજિયાબેગમનો ભાઇ હુસનઅલીની નવાબ રક્ષા કરી શકયો નહીં. તેણે દરિદ્રતાના દુઃખે ગભરાઇ થોડા દિવસ પછી આપઘાત કર્યો. ત્યારપછી એ લોકોને ફરી કોઇ જોવા પામ્યું નહીં. નાગપુરમાં ચારે તરફ ઇન્દુકુમારીની યશસૌરભ ઉડવા લાગી. મહારાજ રાઘોજી જ્યાંસૂધી જીવતો રહ્યો, ત્યાંસૂધી, રાણી પ્રભાબાઇની સાથે તેમણે પરમ સુખે રાજ્ય પાલન કર્યું.

યથા સમયે મહારાજ રાઘોજી અને રાણી પ્રભાબાઇ સ્વર્ગવાસી થયાં, ત્યારપછી કુમાર પરેશજીએ, નાગપુરના સિંહાસને આરૂઢ થઇ, અલૌકિક રૂપ સંપન્ના મહારાણી ઇન્દુકુમારી સાથે ઘણાં વર્ષ રાજ્ય કર્યું. તેમનાં સંતાન સંતતિઓએ પણ ઘણાં વર્ષ સૂધી ત્યાંનું રાજ્ય ભોગવ્યું હતું. જે

દિવસે ઇન્દુકુમારી આમદેહનો કિલ્લો, પરિત્યાગ કરી ગઇ, તે દિવસથી તે શ્રીહીન થઇ ગયો. તે કાળનાં માણસોમાં હાલ કેવલ દયારામના વંશમાં એક માણસ છે. કાળના કઠોર આઘાતે, આમદેહનો કિલ્લો જમીન દોસ્ત થઇ ગયો છે. હમણાં તેનાં સામાન્ય ચિહ્નો જોવામાં આવે છે. તે ઠેકાણેના લોકો અદ્યાપિ પણ બોલે છે કે, " માંહોમાંહેના કુસંપે આ રાજપૂરીનો ધ્વંશ કર્યો છે. "






## ભીખા કલ્યાણજીની કંપનીની

# બક્ષીશ! બક્ષીશ!! બક્ષીશ!!!

**બક્ષીસ લેવાની ઇચ્છાવાળાએ લક્ષ દઇ વાંચવું.**

**તાવની ગોળીઓ**—તાવને માટે અકસીર ઇલાજ. આ ગોળીઓ એકાંતરીયા, ચોથીયા, ટાઢીયા, ઉના, વિગેરે તમામ જાતના જ્વર ( તાવ ) ઉપર રામબાણ ઇલાજ છે. ફક્ત દીવસમાં ચાર ગોળીઓ લેવાથીજ તાવ ઉતરી જાય છે. દુધ અથવા પાણી સાથે ગોળી ત્રણ ત્રણ કલાકનાં અંતરે લેવી. કીમત બાટલી ૧ નો રૂ ૧–૦–૦.

**જુલાબની ગોળીઓ**—આ ગોળીઓ ચમત્કારીક છે. આ ચાર ગોળીઓ રાતે સુતી વખતે થંડા પાણીમાં લેવાથી સવારે ઉઠતાંજ પેટ સાફ આવે છે, કબજીયાત દુર થાય છે અને પેટમાં થતાં દર્દ મટી જાય છે. કાયમની કબજીયાત વાળાએ રાતે હમેશાં એક ગોળી લેવી. આ ગોળીથી મળમૂત્ર શુદ્ધ થાય છે, લોહીનો બીગાડ મટે છે. જઠરાગ્ની પ્રદિપ્ત થાય છે, વાયુ, અજીર્ણ, માથાનો દુખાવો, હાથ, પગ, કમરના સાંધાનું અકડી જવું, કળતર વિગેરેનો નાશ થાય છે. કીમત બાટલી ૧ ના રૂ ૦–૮–૦

**દાદરનો મલમ**—અકાલ ઑઇન્ટમેન્ટ—આ મલમ જુની હઠીલી કાળી તેમજ લાલ દાદરનો એકદમ જડમુળથી નાશ કરે છે. દવા બળતી નથી, ચામડીને ડાઘ પડતો નથી, તેમજ વળી ખુશબોદાર છે. દાદરવાળા ભાગ ઉપર આ મલમ આંગળીવતી ચોપડી ખુબ મસળવો. આંખમાં ન જાય તેને માટે સંભાળ રાખવી. કીમત બાટલી ૧ ના રૂ ૦–૪–૦.

**વાનો મલમ**—ગાંડીવ એન્ટી રૂમેટીક બામ—આ મલમ જાદુની પેઠે અસર કરે છે ખુશબોદાર છે તથા બળતો નથી. દર્દવાળા ભાગ ઉપર ચોપડી ખુબ માલેસ કરવું. આ મલમ સંધીવા, પક્ષઘાત, શરીરનું કાંપવું, ધનુર્વા, હાથ પગનું રહી જવું કોઇ ભાગ ઉપર આવેલો સોજો, માથાનો દુખાવો, સ્ત્રીઓને સુવાવડ પછી સોજો ચડેલો હોય તે, હાથ પગ અકડાઇ ગયા હોય તે વિગેરે ઉપર અકસીર છે. **આ મલમવાળાને વળી મેન્થોલની પણ જરૂર રહેતા નથી.** કીમત નાની સાઇઝની બાટલી ૧ ના રૂ ૦–૮–૦ અને મોટી સાઇઝની બાટલીના રૂ ૦–૧૨–૦.

**દાંત તથા પેઢાનાદુખાવાનો અકસીર ઇલાજ**—આ દવા દાંતના દુખાવાને તથા કળતરને આરામ કરે છે, લોહી જતા ભાગોને અટકાવે છે, સોજાને ઉતારે છે, લોહી નીકળતું બંધ કરે છે, મોઢાની ખરાબ વાસને દુર કરે છે, અને છેવટે દાંત તથા પેઢાઓને મજબુત કરે છે. રૂ (કાપુસ) થી દુખતા ભાગ ઉપર લગાડવું. કીમત બાટલી ૧ ના રૂ ૦–૮–૦.

**સંજીવન મીક્શ્ચર**—કોલેરા કે જે વિસુચિકા, મોહોમારી, પટકી, કોગળીયું વિગેરે નામોથી ઓળખાય છે તેને માટે આ એકજ ખાત્રી ભરેલો ઇલાજ છે. વળી આ દવા સંગ્રહણી, ઝાડો, અતિસાર વિગેરે પેટનાં દર્દોને મટાડે છે તેમજ પેટમાંના દુખાવાનો નાશ કરે છે. પેટના આફરા વગેરેને બેસાડી દઇ જઠરાગ્નિ પ્રદિપ્ત કરે છે. દવા પાણીમાં મેળવી લેવી. વજન બાટલી ઉપર લખેલું છે. કીમત બાટલી ૧ ના રૂ ૦–૧૦–૦.

# ROYAL SWEET MART! PLEASE COME AND TRY ONCE!!

# આવો અને જુવો તો ખરા!

## ગોવંદજી વસનજીની જાણીતી રૅાયલ સ્વીટ માર્ટ!!

### જ્યાં

તૈયાર તથા વરદીથી મળશે.

મોટી જલેબી ગુલાબ તથા વેનીલાની.
મોટી ફરમાસુ સુતરફેણી.
મોટા મશાલાના લાડવા.
જાત જાતના મેસુર.
મોનથાળ.
વેનીલાનો હલવો.
ગુલાબનો શાકરીઆ હલવો.
નારંગીનો કેશરી બદામી હલવો.
આઇશક્રીમનો હલવો.
માહીમનો પતલો હલવો.
સુકો મશાલાનો હલવો.
તેમજ બીજી ઘણી જાતોના ફરમાસુ હલવા.
માવાનાં પેંડા મોળા.
માવાના લાલ પેંડા.
માવાની બરફી.
બદામની બરફી.
પશતાની બરફી.
દુધીનો ફરમાસુ હલવો
ફરમાસુ ઘેવર, કેશરી, સુપેત, મોરા ખાજાં.
દઇથરા ખારીપુરી.
મીઠાં ખાજાં-બંગાલી ખાજાં.
મલઈનાં માવાનાં તથા બીજી જાતોનાં ખાજાં વરદીથી બનાવી આપીશું.

તમામ મીઠાઇઓ ઉંચું ઘી-કેશર-માલ મશાલાથી ભરપૂર બનાવવામાં આવે છે. દુધની મીઠાઇઓ સરસ માવામાંથી બનાવી તૈયાર રાખવામાં આવે છે. અમારી મીઠાઇ આખા હિંદુસ્તાનમાં તથા ચીન, જાપાન, લંડન વગેરે દૂરનાં દેશોમાં જાય છે. તેની પુષ્કળ સરટીફીકેટો મળેલી છે. કશી પણ ઇનામની લાલચ વગર તથા ખોટી ખુશામત વગર ફક્ત સારા માલથીજ તથા પ્રમાણીકપણાંથીજ આ દુકાન મોટી ઘરાકી ધરાવી શકી છે.

આ દુકાનની મીઠાઇઓ માટે દેશી છાપાઓમાં મુંબઇ સમાચાર-જામે-ગુજરાતી વગેરે આગેવાન પત્રોએ તથા મુંબઇ શહેરના આગેવાન ગૃહસ્થોએ ઉત્તમ મતો આપ્યાં છે. એકજ વાર વરદી નોંધાવી ખાત્રી કરવાને અરજ કરવામાં આવે છે.

બાહેરગામનાં ઘરાકોએ અરધા પૈસ મનીઆરડરથી મોકલવા એટલે વી. પી. થી મોકલશું.

**ગોવંદજી વસનજી**—ઠાકોરદ્વાર-નાનાશંકર ચાલ. મુંબઈ.

# સપટ કંપનીની જગપ્રસિદ્ધ દવાઓ.

## માલેક—વૈદ પુરૂષોત્તમ નેણશી.

દુ. નંબર ૨૫૯–૨૬૧ કાલબાદેવી રોડ, **મુંબઈ.**

**કામદીપોત્તેજક ચૂર્ણ**–ધાતુપુષ્ટિ માટે અકસીર દેશી ઔષધ, ફક્ત પુરૂષો તથા વિદ્યાર્થીઓએ આ ચૂર્ણનો ઉપયોગ કર્યાથી તેઓનાં શરીરમાંના નબળાઇથી ઉત્પન્ન થયેલાં બધાં દરદો મટી જઇ દરેક અવયવને પુષ્ટિ મળે છે, શરીરને તાકાત આપે છે. કીંમત તોલા બારની શીશી એકનો રૂ. દોઢ.

**ચંદ્રબાળા ગુટિકા**–આ ગોળીઓ સ્ત્રીઓના પ્રદર ઉપર એક ઉત્તમ ઉપાય છે. આ દવાથી લાલ, પીળા કે સફેદ રંગની ધુપણી તેમાં કોઇપણ જાતની હોય તેપર ચાલે છે. કીંમત ગોળી ૪૮ ની શીશીનો રૂ. ૦ાા.

**હરશની ગોળીઓ**–ગમે તે જાતના લોહીયાર, દુઝતા કે સુકા મસા સારા થાય છે. દુઝતા મસા તરત બંધ થઇ બેસી જાય છે. ઝાડો સાફ લાવે છે. કીંમત ગોળી ૫૦ ની શીશી એકનો રૂ. ૧.

**હરશનો મલમ**–શીશી ઔં. ૦ાા નો રૂ. દોઢ.

**ગરમી ઉપર રામબાણ દવા**–આ દવા ગમે તેવા નવા કે જુના ગરમીના રોગોને ફક્ત એક જ દહાડો પીધાથી પીશાબમાં થતી અગન, તનક અને પરૂને નરમ કરે છે. ગરમી વાસ્તે આ એક અકસીર ઇલાજ છે. કીંમત શીશી એકનો રૂ. ૧.

### સપટ લોશન.

દરાજ કે દાદરની અકસીર દવા. આ દવા સુગંધી પાણી છે, જેથી કપડાં ખરાબ થતાં નથી ને લગાડવાથી તરત સુકાઇ જાય છે. દાદર કે દરાજ, ચળ, ભીંગડાં, કુષ્ઠ, ઊકઇ, પગમાં ફાટફુટ પડે છે તે તથા જુનામાં જુનું પિત્ત, ખરજવું, સુકી ખુજલી, આ દવાથી ફક્ત ત્રણ દહાડામાં સાફ થાય છે; જો ફાયદો ન થાય તો પૈસા પાછા આપવામાં આવશે. કીંમત શીશી એકના **આના ચાર.**

### સપટ કું. નો મલમ પીળો.

આ મલમ સુકું ખરપસું કે ખરજવું સુકું પીત, સુકી ખુજલી, દરાજ કે દાદર, ખીલ, વગેરે ચામડીના દરદોપર તદન ખાત્રીપૂર્વક રામબાણ દવા છે. કીંમત ઔંસ એકની શીશી એકના આના આઠ.

### દમ, હાંફણ, શ્વાસનું ચૂર્ણ.

આ ચૂર્ણ દમ, હાંફણ, શ્વાસ, ખાંસી વગેરે જૂનામાં જૂના ગમે તેવાં હઠીલાં દરદોને જરૂર નાબુદ કરે છે. કીંમત તોલા દશની શીશી એકનો **રૂ. એક.**

**સપટ કંપની**—નં. ૨૫૯–૨૬૧, કાલકાદેવી રોડ–**મુંબઇ.**

# મફત! મફત!! મફત!!!



## એમ. પી. કાકુની કંપની.

ઠેકાણું–અબદુલ રહેમાન સ્ટ્રીટ, માંડવી પોસ્ટ, મુંબઇ.

અંગ્રેજી, ગુજરાતી, મરાઠી ઉરદુ અને કેનેડી તેમજ દરેક ભાષામાં સૌથી સસ્તા તેમજ ટકાઉ **રબર સ્ટામ્પ** બનાવનાર તથા તેને લગતો બધી જાતનો સામાન, રબરના ટાઇપ બાક્સ જથ્થાબંધ તેમજ છુટક વેચનાર; લાખની સીલ, પટા વીગેરે સર્વે પ્રકારનું કોતરકામ કરનાર અને ડાઇ તથા કાપર પ્લેટ કોતરનાર તથા સસ્તે ભાવે છાપનાર.

રંગીન રેશમના જથ્થાબંધ તથા છુટક વેપારી, હાથચાલાકીના પ્રયોગોની માહિતી ધરાવનાર તથા તેને લગતો સામાન પુરતી સમજ સાથે વેચનાર; તથા ફોટોગ્રાફ પાડનાર અને એનલાજર (નાની છબી ઉપરથી મોટી, ગમે તે સાઇઝની કરનાર) વીગેરે, વીગેરે, વીગેરે.

પોતાના કામ માટે જાતે વખાણ ન કરતાં એક વખત કામ પાડી ખાતરી કરવા મેહેરબાની કરવી.

વધુ માટે અડધા આનાની ટીકીટ મોકલવાથી સુંદર છાપેલાં કેટલાગ મફત મોકલી આપવામાં આવશે.

મફત–દરેક મહિનાના પેહેલા પાંચ દિવસની અંદર રૂ ૧।। દોઢથી વધારે કિંમતના રબર સ્ટામ્પ ખરીદનારને **મરજી મુજબ છાપી શકાય એવું પાકેટ પ્રેસ** (છાપવાના સાહીત્ય સાથે) મફત મળશે.

છેલ્લી દિલ્લી દરબાર વેળાએ હાજર રહેલા ચુમોતેર રાજવંશીઓ (ઓળખાણ માટે નામો સહીત) તેની સાથે દરબારના એમ્ફીથીએટરના દેખાવનું સુંદર ચિત્ર કીંમત રૂા. ૧) એક, પોસ્ટેજ, પેકીંગ જુદું.

મરજી મુજબ છાપી શકાય એવા પાકેટ પ્રેસ (છાપવાના સાહીત્ય સાથે) કીંમત રૂ ૧) થી રૂ ૧૦) સુધીની.

**પુરુષોત્તમ પદ્મસિંહ કાકુ,**
એકલા માલેક.

## M. P. KAKU & CO.

ABDUL REHMAN STREET,
MANDVI POST, BOMBAY.

Rubber stamp makers, Wholesale and retail dealers in rubber-stamp requisites and solid rubber type boxes.

Die sinkers, Copper plates, Brass seals and Patas &c. engravers and printers.

Specimen book free on application.




Price R. 1 to Rs. 10.

**PURUSHOTTAM PADMASINH KAKU,**
*Sole Proprietor.*

નજીવી કીંમતમાં દીવાલને તેમજ બેઠકને શોભાવનારા
જગ પ્રસીદ્ધ શેઠ થોમાસ ક્લોક કુંપનીના

# ફેનશી ઘડીઆલો



ઉપલા ઘડીઆલો ખાસ અમેરીકાના પ્રસીદ્ધ શેઠ થોમાસ ક્લોક કુંપનીના કારખાનામાં બનાવવામાં આવેલા છે.

એ ઘડીઆલો આઠ દીવસની ચાવીના કલાક વાગવાને સારૂ ઘણાજ મોટા અવાજના આવેછે. એમાં અડધો કલાક અને કલાક વાગે છે અને ટાઇમ આપવામાં ઘણાજ ચોકસ છે. તેથી એક સેકન્ડનોભી ફરક પડતો નથી.

## કીંમત રૂ. ૯)

### એજ માહેલા પણ અલારામવાલા રૂ ૧૦)

એ શિવાય બીજા દરેક જાતના કલાકો, ટાઇમપીશો, ખીશાંના **વાચીશો**, છેડાઓ, સેલ્ફ ક્લોઝીંગ બ્રેશલટો, દરેક જાતના ફોનોગ્રાફ વગેરે ઘણાજ કીફાયત ભાવે મલી શકશે.

એકવાર દુકાનની મુલાકાત લીધાથી ખાત્રી થશે.

બહારગામ માલ વી. પી. થી જોઇ તપાસીને મોકલવામાં આવે છે.

ચીત્ર સાથેનું પ્રાઇસલીસ્ટ અડધા આનાની ટીકીટ મોક્લવાથી મફત મોક્લી અપાશે.

**મોહનદાશ કમલશી,**

નાં૦ ૧૩–૧૪ મુમ્બાદેવી પોષ્ટ ઓફીસ–મુંબઇ.

આંખ કાનનાં હરકોઇ નીચે મુજબના ફક્ત બે રૂપીઆની દાખલ ફી લઇનેજ, પછીથી દરદીને આરામ થાય ત્યાં સુધી વગર પઇસે અને વગર મહેનતે તાકીદથી દરદો દફે કરી આશીર્વાદ સાથે દરદીની યોગ્ય સ્થિતિ પ્રમાણે તેમની મરજી મુજબ મહેનત તથા દવાના પૈસા લેવામાં આવશે. બહારગામના દરદીઓને ફક્ત સવા બે રૂપીઆ પહેલે મળેથી નીચેના હરકોઇ દરદ માટે દવા તુરતજ રવાના કરવામાં આવશે.

રતાંધળાપણું, ફુલાં, ઝામરવા, આંખની ઝાંખ, પાણીનું ઝરવું, નાની વયમાં ચસ્માનો ઉપયોગ કરવો પડે છે તે, ઘડપણની ઝાંખ, દુઃખાવો, ખીલ, તુરતના મોતીયા, પડળ વિગેરે ગરમીથી થતાં તમામ આંખનાં દરદો તથા કાનનો ઘોંઘાટ, અવાજ, બેહેરાટ, પરૂનું વહેવું, ચસ્કા મારવા, દુખાવો થવો, મેલથી થતો સોજો વિગેરે તમામ દરદો તાકીદે દફે કરવામાં આવે છે.

## ફક્ત ૨૪ કલાકમાંજ અજાયેબ ચમત્કાર.

**૧. રંગ વિલાસીની ગુટીકા નંબર ૧**–આ વીજળીક શક્તિની ગોળીઓ ધાતુ વિકારના તમામ રોગોથી નાશ પામેલું પુરૂષત્વ પાછું લાવી કમર તથા હાથ પગનો દુઃખાવો બંધ કરી જતી ધાતુને અટકાવી–યાદ શક્તિ વધારી મગજની ચકરીઓ બંધ કરી શરીર રૂષ્ટ પુષ્ટ બનાવી જાદુઇ પુરૂષાતન આપી ગુલાબી ચેહેરો બનાવે છે. કીમત રૂ ૧–૮–૦

**૨–મરદાઇની રામબાણ ગોળીઓ**–ફક્ત બાર કલાકમાં ગુણ બતાવે છે. ફક્ત રૂ ૨–૦–૦

**૩–નપુંષકત્વારી લેપ**–ઢીલી નસોને મજબુતી આપી જાદુઇ પરાક્રમ આપે છે. ૭ દિવસના ખાસ લેપ તથા ખાવાની દવાના મળી કુલે રૂ ૫–૦–૦

**૪–નાસુર ભગંદરની અકશીર દવા** રૂ ૧૦–૦–૦

**૫–સ્ત્રીઓને ગર્ભધારણ કરવાની રામબાણ** ૧૦૦ ગોળીઓના રૂ ૨૦

૬–**સફેદ** કોઢ–ડાઘનો અકસીર ઇલાજ રૂ ૫–૦–૦

**૭–વધરાવળ ગોળીના રસ ચરબી પાણીની દવા** રૂ ૫–૦–૦

**૮–પ્રમેહની રામબાણ દવા** ફક્ત રૂ ૨–૦–૦

૯–હરકોઇ પ્રકારના જખમ ચાંદીની ભુકી રૂ ૦ાા

૧૦–બાલ કાઢલાની ઠંડી જાદુઇ દવા ફક્ત રૂ ૦–૪–૦

૧૧–મહાસુગંધરાજ મગજ પુષ્ટી તેલ સ્ત્રી પુરૂષોના મગજ તર કરી આંખનું તેજ વધારી વાળ કાળા નરમ રેશમ જેવા ચલકતા કરે છે. ૦–૮–૦

૧૨–જુલાબની ગોળીઓ રૂ ૦–૪–૦

૧૩–ખાંશીનું સ્વાદિષ્ટ સરબત રૂ ૦ાાા

૧૪–મ્હોંપર થતા ખીલની અકસીર દવા રૂ ૦ાા વધુ માટે લીસ્ટ મંગાવો.

હરકોઇ હઠીલું દરદ ઉધડ ઠરાવથી ખાસ દવાથી સારૂં કરવામાં આવે છે. તેમજ દેશી, ઇંગ્રેજી હોમીઓ પેથીક યુનાની તથા નવરત્નોના રામબાણ ઇલાજો ઘણીજ બાહોશી સાથે વાપરવામાં આવે છે. બહારગામનાઓએ જવાબ માટે બે પૈસાની ટીકીટ મોકલી ખુલાસો મંગાવવો.

ધાતુ–શક્તિ–શરીરનો રાજા–નપુંષકતા–સ્ત્રીઓના તમામ હઠીલાં દરદો–રક્તપીત–લકવો–ક્ષય–રાશ દીવાનાપણું, જલંદર,–કંઠમાલ, મેદ તથા બરોળની વૃદ્ધિ તથા આંખના દરદો, હરસ–મસા વિગેરેની અકસીર દવા કરનાર–**પ્રખ્યાત ડાકટર કેશવલાલ મોતીલાલ બારડોલીવાળા.** ઠેકાણું–મહારાજનો ત્રીજો ભોઇવાડો ગંગાદાસનો મોટો માળો–**મુંબઈ.**

# "ગુજરાતી" પ્રેસમાં વેચાતાં પુસ્તકો.

## વેદાન્ત.

૧ **પંચદશી**–વેદાન્ત જ્ઞાનનો આ ગ્રંથ પૂજ્યપાદ ભગવાન્ શ્રીમત્ શંકરાચાર્યની ગાદીપર વિરાજનાર વિદ્યારણ્ય સ્વામીનો રચેલો છે. એનાપર વિસ્તાર સહિત ચન્દ્રકાન્ત નામનું વિવરણ આપવામાં આવેલું છે, જે એવી તો સરળતાથી આપવામાં આવ્યું છે કે, સાધારણમાં સાધારણ વેદાન્તનો જિજ્ઞાસુ પણ વેદાન્ત જેવા ગહનમાં ગહન વિષયની અંદર આત સરળતાથી પ્રવેશ કરી શકે. પ્રથમ ઉત્થાનિકા આપવામાં આવેલી છે, પછી મૂળ શ્લોક, પછી શબ્દાર્થ અને તેની નીચે વિસ્તારવાળું વિવરણ આપવામાં આવ્યું છે. જિજ્ઞાસુને સમજવાને સરળ પડે તેટલા માટે સ્થળે સ્થળે દૃષ્ટાંતોથી સિદ્ધાંતો સિદ્ધ કરેલા છે. આ પ્રકારની કોઇ પણ જાતની ટીકા ગુજરાતી ભાષાના કોઈ પણ ગ્રંથમાં થઈ નથી. સૂપર રોયલ ઓકટેવો પૃષ્ઠ ૮૦૦; પાકાં પૂઠાં અને ઉત્તમ કાગળપર છાપેલું છે... ૬– ૦–૦

૨ ચન્દ્રકાન્ત–પ્રથમ ભાગ (પાંચમી આવૃત્તિ) ... ૨– ૮–૦

૩ ચન્દ્રકાન્ત–બીજો ભાગ (બીજી આવૃત્તિ) ... ૨– ૮–૦

૪ શ્રીઅધ્યાત્મ રામાયણ (સચિત્ર બીજી આવૃત્તિ)... ૧– ૮–૦

૫ પંચરત્ન ગીતા (રેશમી) (ચોથી આવૃત્તિ) ... ૧– ૦–૦

૬ શ્રીમદ્ભગવદ્ગીતા (શ્રીધરી) શ્લોક અને ભાષાંતર સહિત રેશમી (પાંચમી આવૃત્તિ) ... ૦– ૮–૦

૭ શ્રીમદ્ભગવદ્ગીતા–મૂળ શ્લોક, ગુજરાતી ટીકા હિંદી ને ગુજરાતી કવિતા. ... ... ... ૧– ૦–૦

૮ **શ્રીમદ્ભગવદ્ગીતા**–મૂળ શ્લોક અને શ્રીધરી ટીકાને આધારે કરેલું ભાષાંતર, નિત્ય નિયમથી વાંચનારાઓને માટે આ ગ્રંથ બાળબોધ લીપિમાં મૂળ અને ભાષાંતર સહિત પોથીના આકારમાં છાપેલો છે. કથા કરનાર તથા પાઠ કરનારને અતિ ઉપયોગી છે. રેશમી પૂઠાં, શણનો દોરો અને દૂધની લાહીથી બાંધવામાં આવેલું હોવાથી પૂજામાં રાખવાને બાધકારક નથી.... ... ... ... ... ... ... ૧– ૦–૦

## વેદાન્ત.

૯ **ભર્તૃહરિ શતકત્રય સંગ્રહ**–પુષ્કળ સુધારા વધારા સાથે આ બીજી આવૃત્તિ કાઢવામાં આવી છે. કાલેજના વિદ્યાર્થીને ઉપયોગી થઇ પડે તેટલા માટે કૈલાસવાસી રા. રા. તીલાંગની આવૃત્તિ પ્રમાણે શ્લોકોની ગોઠવણ રાખવામાં આવી છે... ... ... ... ... ૦–૧૪–૦

૧૦ **યુક્તિ પ્રકાશ**–વિચારસાગરના કર્ત્તા સાધુ શ્રીનિશ્ચલદાસજીકૃત આ ગ્રંથ હિંદુસ્થાની ભાષામાં છે. એમાં વેદાન્તના સિદ્ધાંતો ૩૯ બહુ સરસ યુક્તિઓથી સિદ્ધ કરવામાં આવ્યા છે. નિશ્ચલદાસની વાણીથી સર્વ જિજ્ઞાસુઓ જ્ઞાતા હોવાથી વિશેષ જણાવવાની કંઇ જરૂર નથી, પરંતુ જિજ્ઞાસુઓને આ ગ્રંથ બહુ ઉપયોગી છે. પૂઠાં પાકાં અને ઉંચા કાગળ ૧– ૦–૦

## ધર્મ.

૧૧ **શ્રીમદ્‌ભાગવત**–ગંગા, જમના પાનીયાના આકારમાં, વ્યાસો અને કથા કરનારા બ્રાહ્મણોને બહુ ઉપયોગી થઇ પડે, તેટલા માટે આ ગ્રંથ ઘણા ઉચા કાગળપર મૂળ શ્લોક, ભાષાંતર અને શ્રીધરી, બાળ પ્રબોધિની તથા સુબોધિની ટીકા અનુસાર ભાષાંતર સાથે પ્રગટ કરવામાં આવ્યું છે. ગ્રંથની સુશોભિત રચના અને સુંદર છપાઇને માટે એટલુંજ જણાવવાની જરૂર છે કે, આ જાતનો કોઇ પણ બીજો ગ્રંથ લેતાં પહેલાં, 'ગુજરાતી' પ્રેસનું ભાગવત જોવાની ખાસ સૂચના કરવામાં આવે છે. પ્રારંભમાં, શ્રીનાથજીની અદ્‌ભુત સુંદર શૃંગાર સ્વરૂપની છબી આપવામાં આવી છે અને તે ઉપરાંત બીજાં સોળ ચિત્રો આપવામાં આવ્યાં છે. ગ્રંથનું પૂર એટલું મોટું થયું છે કે, ગ્રંથના ફુલસ્કેપ સાઇઝનાં ૨૬૦૦ પૃષ્ટનો આ ગ્રંથ છે. રેલ્વેથી મંગાવનારાઓને નૂર ઓછું પડશે. ... ૧૦–૦–૦

૧૨ **શ્રીમદ્‌ભાગવત**–કવિતામાં, મહા કવિ પ્રેમાનંદ, કવિ વલ્લભ અને કવિ સુંદર, એ ત્રણ કવિની પ્રાસાદિક વાણીનું આ ભાગવત છે. ધાર્મિક લોકને અને સ્ત્રીવર્ગને બહુ ઉપયોગી થઇ પડે, તેટલા માટે એની કિંમત અર્ધો અર્ધ ઘટાડી દીધી છે અને પહેલી આવૃત્તિમાં જે ચિત્રો ન હોતાં તે ચિત્રો આ બીજી આવૃત્તિમાં દાખલ કરવામાં આવ્યાં છે. મૂખ પૃષ્ઠપર શ્રીમોરલીધરની અને શ્રીનાથજીની શૃંગાર સ્વરૂપની રંગીન છબીઓ છે, તે ઉપરાંત બીજાં સત્તર ચિત્રો આપવામાં આવ્યાં છે. પ્રેમાનંદની વાણીની પ્રશંસા કરવાની કંઇ અગત્ય નથી, કારણ કે આ ભાગવત ચાતુર્માસમાં ગામેગામ અને શહેરે શહેર અનેક કથાભટો વાંચે છે, તે

## ધર્મ.

વખત લોકોના એ કથા સાંભળવાનો જે ઉત્સાહ છે, તેજ તેની પ્રથમ પંક્તિ બતાવી આપે છે. ... ... ... ... ... ૫— ૦—૦

૧૩ શ્રીમદ્ભાગવત મંગળાસ્વરૂપનું ગુજરાતી ગદ્ય ભાષાંતર ૪— ૮—૦

૧૪ શ્રીવાલ્મીકિ રામાયણ. ... ... ... ... છપાય છે.

૧૫ વ્રતરાજ. ... ... ... ... ... ... ૪— ૦—૦

૧૬ ધર્મવિચાર (કવિ ન. લા. બીજી આવૃત્તિ). ... ૧— ૮—૦

## કાવ્ય.

૧૭ નર્મ કવિતા (ત્રીજી આવૃત્તિ.) ... ... ... ૭— ૦—૦

૧૮ બૃહત્ કાવ્યદોહન ભાગ ૧ લો (ચોથી આવૃત્તિ). ૧— ૮—૦

૧૯ બૃહત્ કાવ્યદોહન ભાગ ૨ જો (૨ જી આવૃત્તિ) ૨— ૮—૦

૨૦ બૃહત્ કાવ્યદોહન ભાગ ૩ જો ... ... ... છપાય છે.

૨૧ બૃહત્ કાવ્યદોહન ભાગ ૪ થો ... ... ... ૩— ૦—૦

૨૨ બૃહત્ કાવ્યદોહન ભાગ ૫ મો ... ... ... ૩— ૦—૦

૨૩ બૃહત્ કાવ્યદોહન ભાગ ૬ ઠ્ઠો ... ... ... ૩— ૦—૦

૨૪ શ્રીકૃષ્ણ ચરિત્ર (ગિરિધરકૃત ટપાલ સાથે) ... ૨— ૦—૦

૨૫ દયારામકૃત કાવ્યસંગ્રહ ... ... ... ... છપાય છે

૨૬ નર્મકવિતા (નાની) ભાગ ૧ લો... ... ... ૦— ૬—૦

૨૭ નળાખ્યાન (કવિ ન. લા. ટેક્ષ્ટબુક) ... ... ૦— ૫—૦

૨૮ સવિતાકૃત કવિતા ... ... ... ... ... ૧— ૦—૦

૨૯ નભૂવાણી પ્રાસાદિક કાવ્ય નડિયાદવાસી કવિભક્ત નભૂલાલ દ્યાનતરાય સાહોદરા નાગરકૃત ... ... ૨— ૦—૦

## નવલ કથા.

૩૦ કથાસરિત્સાગર ... ... ... ... ... ૬— ૦—૦

૩૧ અરેબીયન નાઇટ્સ (૧૭૫ ચિત્ર સાથે સંપૂર્ણ) ૩— ૮—૦

૩૨ દિલ્હીપર હલ્લો... ... ... ... ... ... ૨— ૦—૦

૩૩ શાહજાદો અને ભીખારી. ... ... ... ... ૨— ૦—૦

૩૪ ઔરંગજેબ અને રાજપૂતો. ... ... ... ૨— ૦—૦

૩૫ અઢારમી સદીનું હિંદુસ્તાન. ... ... ... ૧— ૮—૦

૩૬ હેસ્ટીંગ્સની સોટી ... ... ... ... ... ૨— ૦—૦

૩૭ પાણીપતનું યુદ્ધ ... ... ... ... ... ૨— ૦—૦

## નવલ કથા.

૩૮ બેગમ સાહેબ. ... ... ... ... ... ૨– ૦–૦
૩૯ નૂરજહાંન....... ... ... ... ... ... ૨– ૦–૦
૪૦ બાજીરાવ બલ્લાળ. ... ... ... ... ... ૨– ૦–૦
૪૧ ગંગા–એક ગુર્જર વાર્તા. ... ... ... ... ૧– ૮–૦
૪૨ લીલા (લોર્ડ લીટન કૃત. યોગની એક વાર્તા). ... ૧– ૪–૦
૪૩ મહાકવિ દંડીકૃત દશકુમાર ચરિત્ર. (૨ જી આવૃત્તિ). છપાય છે.
૪૪ માલતી માધવ. ... ... ... ... ... ૦– ૫–૦
૪૫ વિક્રમોર્વશીય ... ... ... ... ... ... ૦– ૩–૦
૪૬ શકુન્તલા ... ... ... ... ... ... ૦– ૩–૦
૪૭ સરલ કાદમ્બરી ... .. ... ... ... ૧– ૦–૦
૪૮ ચાંદબીબી (ઐતિહાસિક નોવેલ). ... ... ... ૨– ૦–૦
૪૯ હાજીબાબાનાં સાહસ કર્મો. ... ... ... ... ૧– ૪–૦

## નીતિ.

૫૦ **શુક્રનીતિ** ( પાકાં પૂઠાં ) ... ... ... ... ૨– ૪–૦
,, ( કાચાં પૂઠાં ) ... ... ... ... ૧–૧૨–૦
૫૧ **યમ સ્મૃત્તિ** ... ... ... ... ... ... ૦– ૨–૦
૫૨ **પરમહંસ રામકૃષ્ણનાં બોધવચન** ... ... ... ૦– ૮–૦
૫૩ **વિદુરનીતિ સંસ્કૃત** ... ... ... ... ... ૦– ૪–૦
૫૪ **વિદુરનીતિ ગુજરાતી** ( ત્રીજી આવૃત્તિ ) ... ... ૦– ૨–૬

૫૫ **નીતિસુધાતરંગિણી**–આ પુસ્તક હિંદુસ્તાની ગ્રંથનું ભાષાંતર છે. ઉત્તર હિંદુસ્તાનમાં એની પાંચ આવૃત્તિ થયલી છે. નીતિના સંબંધમાં એમાં જૂદી જૂદી સરસ વાર્તાઓ આપેલી છે. આ બાળ વૃદ્ધ, સ્ત્રી પુરુષોના હાથમાં એક શૃંગારરૂપ થઇ પડે એવો ગ્રંથ છે. એમાંથી નીતિ સાથે ધર્મનાં એવાં સૂક્ષ્મ તત્ત્વો જાણવામાં આવે છે કે, જેવાં બીજા ગ્રંથમાંથી ભાગ્યે જ મળી શકે.... ... ... ... ... ૧– ૦–૦

૫૬ કળા વિલાસ (બીજી આવૃત્તિ ) ... ... ... ૦– ૮–૦
૫૭ **ચારુચર્યા** ( બીજી આવૃત્તિ ) ... ... ... ૦– ૨–૬
૫૮ **પુત્રીશિક્ષા** ... ... ... ... ... ... ૦– ૪–૦
૫૯ **નીતિબોધ** ... ... ... ... ... ... ૦– ૬–૦
૬૦ **હિતવચન માળા** ... ... ... ... ... ૦– ૧–૦

## નીતિ.

૬૧ પંચતંત્ર... ... ... ... ... ... ... ૧– ૮–૦
૬૨ રાજધર્મ ... ... ... ... ... ... ... ૦– ૮–૦

## ઐતિહાસિક.

૬૩ **રાજતરંગિણી–ભાગ ૧ લો.** આપણા દેશમાં ઇતિહાસ જાણવાને અભાવે ઇતિહાસના કોઇ પણ ગ્રંથો ઉપલબ્ધ થતા નથી, તેમાં મહાભારતના કાળથી લખાયલો અને પ્રમાણભૂત કોઇ પણ ઐતિહાસિક ગ્રંથ હોય તો તે આ રાજતરંગિણી જ છે. કાશ્મિર દેશનો આ ઇતિહાસ ઠેઠ મહાભારતના કાળથી લખવામાં આવ્યો છે. એની અંદર જૂદા જૂદા રાજાઓનાં જે ચરિત્રો આપવામાં આવ્યાં છે, તે એવાં છે કે જેવાં બીજાં કોઈ પણ ઐતિહાસિક ગ્રંથોમાંથી મળી શકવાં દુર્લભ છે. આ ગ્રંથમાં મહાભારતના યુદ્ધથી તે ઇ૦ સ૦ ૮૦૦ લગીનો ઇતિહાસ આપવામાં આવ્યો છે ... ... ... ... ૩– ૦–૦

૬૪ **હૈદરઅલિ ને ટીપૂ સુલતાન** (૨ જી આવૃત્તિ). ... ... ૧– ૪–૦
૬૫ **લૉર્ડ લૉરેન્સ.** ... ... ... ... ... ... ૧– ૪–૦
૬૬ **લૉર્ડ વિલ્યમ બેન્ટીક.** ... ... ... ... ... ૧– ૪–૦
૬૭ **ઔરંગઝેબ**... ... ... ... ... ... ... ૧– ૪–૦

## નાટક.

૬૮ **વિક્રમોર્વશીય નાટક**–મહા કવિ કાલિદાસ કૃત. ગુજરાતીમાં ભાષાંતર કરનાર રા. કિલાભાઈ ઘનશ્યામ ભટ્ટ. કોલેજના વિદ્યાર્થીઓને ઉપયોગી થાય તેવા હેતુથી આ ભાષાંતર તૈયાર કરવામાં આવ્યું છે. મૂળ નાટકપર વિસ્તારવાળી ટીકા આપવામાં આવી છે અને ભાષાંતર શબ્દે શબ્દનું છતાં સાધારણ વાંચનારને પણ પૂરતો આનંદ આપે તેવું થયું છે. મહા કવિ કાલિદાસનું જીવનવૃત્ત ગુજરાતી ભાષામાં ન છપાયલું એવું વિસ્તારવાળું ને છેલ્લામાં છેલ્લી શોધને અનુસરી આપવામાં આવ્યું છે. ... ૧–૧૨–૦

૬૯ **રાજભક્તિ વિડંબણ** (ભાણ) ... ... ... ... ૦– ૨–૦
૭૦ **તપીસંવરણ** નાટક... ... ... ... ... ૦– ૨–૦
૭૧ **બાલકૃષ્ણ વિજય** નાટક (ન. લા. પા. પૂ.) ... ૦– ૮–૦
,, (કાચાં પુઠાં) ... ... ... ... ૦– ૬–૦
૭૨ **દ્રૌપદી દર્શન** નાટક (ન. લા. ત્રીજી આવૃત્તિ) ... ૦–૧૨–૦
૭૩ **રામ જાનકી દર્શન** (ન. લા.)... ... ... ... ૦–૧૨–૦
૭૪ **સાર–શાકુન્તલ** (ન. લા.) ... ... ... ... ૦– ૮–૦

## બાલકો માટે.

૭૫ સચિત્ર વાંચનમાળા. ... ... ... ... ... ૦– ૪-૦
૭૬ બાળકોનો આનંદ ભાગ ૧ લો. (બીજી આવૃત્તિ)... ૦–૧૦–૦
૭૭ „ ભાગ ૨ જો. (બીજી આવૃત્તિ)... ૦–૧૦–૦

## પ્રકીર્ણ.

૭૮ પ્રશ્નપંચાનન... .. ... ... ... ... ... ૦– ૨–૦
૭૯ પર્વોત્સવતિથ્યાવળી... ... ... ... ... ... ૦– ૪–૦
૮૦ ગુજરાતવાસી ન્યાતના ધારા. સર મંગળદાસ નથુભાઇ કે. સી. એસ. આઇ. એ છપાવેલા–વકીલોને ઘણા ઉપયોગી બે વોલ્યમમાં ૧૦– ૦–૦
૮૧ દયારામ અને હાફેઝ રા. કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી એમ. એ., એલ. એલ. બી. કૃત. ... ... ... ... ૦– ૪–૦